# આમુખ

**મા**ઓ ત્સે તુગનું જીવન એટલે ચીની ક્રાંતિનું પ્રતિબિંબ. તેના ઊંડાણ માપવા જેટલી અથાગ ઊંડી સમજણ કે તેની સંપત્ત વિવિધતા આલેખી શકે તેવી અતિ તેજસ્વી શૈલી મારી પાસે નથી. મારી આ કચાશ જાણવા છતાં નૂતન ચીનના એ મહાન ઘડવૈયાનું જીવનચરિત્ર ગુજરાત સમક્ષ રજૂ કરવાનું સાહસ કરું છું એનું કારણ એટલું જ કે ગુજરાત આજે તેનો પરિચય મેળવવા ઉત્સુક છે અને ગુજરાતીમાં તેને વિશે કશું જ સાહિત્ય ઉપલબ્ધ નથી.

અંગ્રેજીમાં પણ માઓનું મત્તાવાર જીવનચરિત્ર હજુ સુધી પ્રગટ થયું નથી એ વાત સાચી, પરંતુ નૂતન ચીનની ઝાંખી કરાવતા અનેક પુસ્તકો એ ભાષામાં મોજૂદ છે. આપણી પાસે તો એવું સાહિત્ય પણ માત્ર નામનું જ છે. ચીની ક્રાંતિના જ્વલંત વિજયો બાદ તમામ એશિયાવાસીઓની માફક આપણે પણ તેની તરફ મીટ માંડીએ એ સ્વાભાવિક છે. કેટલેક અંગ્રેજી પુસ્તકોને આધારે આ જીવનચરિત્ર મેં લખ્યું છે; તેમાં મુખ્ય આધાર નીચેનાં પુસ્તકોનો લીધો છે—એડગર સ્નો કૃત 'રેડ સ્ટાર ઓવર ચાઈના'; હુ ચિયાઉ મુની 'ચીની કમ્યુનિસ્ટ પાર્ટીનાં ૩૦ વરસ' નામની લેખમાળા; આર્થર ક્લેગ કૃત 'નૂતન ચીનનો જન્મ'; નીમ વેલ્સ કૃત 'ન્યુ ચાઇના'; એપસ્ટીન કૃત 'પીપલ્સ વૉર' વગેરે....

આ પુસ્તકમાં આવતા સંવાદો તથા ઉક્તિઓ આધારભૂત માહિતીઓ પરથી જ મેં તૈયાર કરેલ છે; પરંતુ તે સત્તાવાર ન ગણી શકાય એટલી સ્પષ્ટતા આવશ્યક છે.

માઓ ત્સે તુંગની પોતાની કવિતાઓ આ પુસ્તકમાં આપી છે. શ્રી મોતીલાલ ગાંધી(ઉપવાસી)એ તેનું અંગ્રેજી ઉપરથી ભાષાંતર કરી આપ્યું છે. આ પુસ્તકની હસ્તપ્રતોમાં સંપાદન-સુધારાનું શ્રમ અને કંટાળાભર્યું કાર્ય તેમણે તથા શ્રી. નગીનભાઈએ ચોકસાઈપૂર્વક કરી આપ્યું છે તે માટે હું તેમનો આભાર માનું છું.

તા. ૧૯-૧૦-૫૧
મુંબઈ

—શાંતા ગાંધી




## આભાર

પૂંઠા પરનો બ્લોક 'લોક સાહિત્ય' (મરાઠી પ્રકાશન સંસ્થા)-'માઓ ત્સે તુંગની આત્મકથા'માંની ફોટો ડિઝાઈન ઉપરથી તૈયાર કર્યો છે. સંસ્થાના સંચાલકના સૌજન્યથી.

—સંપાદક

# કવિ

# માઓ ત્સે-તુંગ

એશિયાનો મહાન ક્રાંતિકારી નેતા એક અચ્છો કવિ છે. એણે નાનપણથી કવિતા લખવી શરૂ કરી હતી; અને ક્રાંતિનાં કપરાં વરસો દરમ્યાન પે તેણે લખ્યે રાખ્યું હતી.

માઓના નિકટના સાથીઓ કહે છે કે, આશરે સિત્તેર જેટલાં એનાં કાવ્યોનો એક સંગ્રહ તૈયાર છે. તેમાં તેની મૃત પત્નીને ઉદ્દેશી લખેલ કાવ્યનો પણ સમાવેશ થાય છે.

પરંતુ માઓ આ સંગ્રહ પ્રસિદ્ધ કરવાની ના કહે છે. એ કહે છે કે મારાં કાવ્યો કાચાં છે. પરંતુ, હું ચીની સરકારનો અને ક્રાંતિનો નેતા છું એટલા જ ખાતર લોકો એને વાહવહે એવી મને બીક છે.

આપણને આ ક્રાંતિકારી પુરૂષની નમ્રતા, અહીં રજૂ કરેલાં ત્રણ કાવ્યો વાંચતાં, તરત જ દેખાઈ આવ્યા વિના નહિ રહે. આ ત્રણે કાવ્યોમાં કાવ્યશક્તિ અને લાગણીની વેધકતા ય વરતાયા વિના નહિ જ રહે (ચીની ભાષામાંથી અંગ્રેજીમાં, ને અંગ્રેજીમાંથી ગુજરાતી ભાષાંતર કરેલ હોવા છતાં)! માઓની જે ત્રણ કવિતાઓ અત્યાર સુધી ઉપલબ્ધ બની છે તે અહીં ગુજરાતીમાં રજૂ કરી છે.

## લાંબી કૂચ

(૮૦૦૦ માઈલ લાંબી કૂચ દરમ્યાન લખેલ કાવ્ય)

ફિકર કેવી અમોને-લાલ સૈનિકને ? ભલે ને—
અમારી કૂચ લાંબી : યાતનાઓ અખૂટ;
હજારો શૃંગ ને નદીઓ વટાવ્યાં ખેલતાં ખેલ !

મહામોજાં સમી ગજડી ઊંચેરી 'પંચશીલા'
બન્યા 'વુમેંગ' પહાડો યે નદીના કંકરો લીલા !
ઊભી તોતિંગ ખીણો યે બની હૂંફે ભરી મીઠી
—વહી આલિંગીને જ્યારે નદી 'સોનેરી-રેતી.'

અહો 'તાતુ' નદી પરના પુલો યે સાંકળે જકડ્યા
—બન્યા સોનાં સમા.
હજારો હીમ-પટ ભેદી વટાવ્યો 'મીન', ભરહોંશ.
વટાવી આખરી ઘાટ, હસી ઊઠ્યાં ત્રિ-સૈન્ય !

## હીમ

(૧૯૪૫ના ઑગસ્ટમાં ચાંગ કાઇ શેક સાથે શાંતિ-સમાધાનની વાટાઘાટો કરવા માઓ લાલ રાજધાની યેનાનથી ચાંગની રાજ-ધાની ચુંગકિંગને માર્ગે ઍરોપ્લેન દ્વારા ઊડતો હતો, ત્યારે પ્રવાસ દરમ્યાન લખેલ કાવ્ય)

આ ઉત્તરની ધરતી પે
આ ભભૂકતા પવનોમાં
આ હીમતણી-છાતીમાં સૂતાં સહસ્ર વીઘાં;
રે—હજાર દસ પોઢેલાં તોફાની બરફોમાં !

'મદ્રા-દિવાલ'ની પડખે-પાંખોએ, દેખો તો.
બેફામ સુની છે જાણે' મહાકાય નિર્જનતા !

'પીળા મસ્જિદ' કેરા ઉપર-નીચે ભાડામાં
ફક્ત રમે છે મોજાં—મસ્તાની તોફાની.
સર્પ શ્વેન નાચે છે પર્વતના શૃંગો પે;
અને ગેંદાને મ્હાલે ગજ કાતિલ દંડીમાં.

ધન્ય! આમારે હૈયે જાગે મનોરથ મીઠા
આ આભ ઊંચેરા સાથે સરખાવો આમ શીનો !

અરે, અરે, ચોભો તો !
સ્વચ્છ આભ શોધો છો ?
આ ધરતી યે પેખો તો,
મધુરી કમનિય છે ના?
શુભસુખી કન્યા જાણે. શ્વેતરૂઅ વીંટી હા!

એ પહાડો ને એ નદીઓ! કાતિલ અતિ કમનિયતાઃ
કે વીરોને પડકારેઃ 'આવો સ્વયંવર કરવા.'
પેલો શાહ શિકુઆંગ અને લુન્તિ જેવો યે
પેલો તાઇ સુંગ ને સાઇ ગયા સૌ હાથ પસીને
જગતનો માનીતો જંગીસખાન બ્હાદુર
—યુગ આખાનો વીર*
ગરૂડની સામે તો નમાવ્યું એણે યે શિર!
ગયા શાહ-સેનાની
—ઊભાં માનવી દિલભર અહીં આજ અટંક !

# ક્રમ




•દક્ષિણે યાંગત્સે આગળથી શરૂ થઈ ઉત્તરે યેનાન સુધીનો જાડી કાળી રેખાવાળો માર્ગ લાલ સેનાની ૮૦૦૦ માઈલની એ હાસિક મહાકૂચનો માર્ગ દાખવે છે

૧

# શંકને નસીબે ચાર તમાચા વધારે

'ના–ના. મારી આંખના રતન! પાછો આવ...મારો ડાહ્યો દીકરો છે ને તું? પાછો ફર...'

સન ૧૯૦૬ની સમી સાંજે શાઓ–શાન ગામની શેરીએ એક વહાલસોયી કિસાનમાતાનો કાકલૂદીભર્યો સાદ સાંભળ્યો. તેણે ઘેરા ભૂરા રંગની બંડી અને ઇજાર પહેર્યાં હતાં. સેંથો પાડ્યા વિના ઓળેલા વાળનો કચકાવીને બાંધેલો અંબોડો સ્પષ્ટ રીતે દેખાતો હતો; ઉતાવળમાં ને ઉતાવળમાં હુનાન પ્રાંતના રિવાજ પ્રમાણે કાનટોપી પહેરવાનું કે સફેદ રુમાલ બાંધવાનું ભાન તેને રહ્યું નહોતું. ઘરે મહેમાનોના દેખતાં તેના ધણીએ તેમના તેર વરસના દીકરાને 'એદી, કપાતર' કહીને વગોવ્યો અને દીકરાએ સામો જવાબ આપ્યો ત્યારથી તેના પેટમાં ફાળ પડી ગઈ હતી. બહારથી ડાહ્યાડમરા દેખાતા બાળકનો સ્વભાવ લિંગિયા મરચાના જેવો તીખો છે એ વાત તેની જનેતાથી છૂપી નહોતી. ધણીનો ક્રોધ પિછાણતી માતા દીકરાને રોકવા ગઈ; પરંતુ પારકા માણસોના દેખતાં ચીની બાઈ કેટલુંક બોલી શકે? બધું આંખના પલકારામાં બની ગયું અને રાતોપીળો થતો દીકરો દાંત કચકચાવીને ઘરની બહાર નીકળી પડ્યો. એ વટનો કટકો પોતાનું અપમાન થાય એ સાંખી શકતો નહિ.

ન કરે નારાયણ અને તે કંઇ ન કરવાનુ કરી બેસે તો ? લાજ મર્યાદાની પરવા કર્યા વિના વેત ચી–માઈ દીકરાની પાછળ દેડી પાટા બાંધીને નાનકડા બનાવેલા પગ તેને ઝડપથી દોડવા દે તેમ નહોતા. મુઠ્ઠીઓ વાળીને દીકરો તળાવ ની દિશામા દોડતે ...રએને આપઘાત કરી બેસે તો ? તેને આગવુ સહેલુ ...ાએ ફરી ધા નાખી

'ઊભો રહે મારા લાલ' માવતરનુ બોલ્યુ આણીએ. પાછો આવતો રહે બેટા તને કોઇ ક

પરંતુ કિશોરે પાછુ ફરીને જોયુ નહિ તેણે કર્યુ. માતાની પાછળથી નીકળીને મક્કમ પગલે ચાલે પાસે આવતા જાજરમાન પિતાને તેણે જોયા

'કમજાત ' બહુ ફાલ્યો છે. ' મૂગો મૂગો ઘર નહિ તો તારા ટાંટિયા જ તોડી નાખીશ '

પિતાની રાડ સભળાઈ ત્યારે કિશોર તળાવની પહોચી ગયો હતો. 'દુશ્મન' સમો પડકાર સાભળીને ફરી જુવાળ ચડવા લાગ્યો પાગ ઉપર એક પગ મૂકીને એક ગ... અદાથી આવાહન કેકયુ

'તમે એક ડગલુ ય આગળ આવશો તો હુ સીધો ભૂસકો મારીશ. તમારા વડકા સાભળવા કરતા મને મરવુ વધારે ગમશે

માડ માડ શ્વાસ રોકીને પતિ પાસે પહોચેલી માતા વચ્ચે પડી, સવિના અંદેશાઓની આપ લે થઈ મનમા ગભરાતા છતા ય ગહા રથી ભારેખમ ઉમના જાળવી રહેલ પિતાએ નમતુ મૂકવા માડયુ. તેણે કહ્યુ કે જો દીકરો ઘૂટણિયે પડીને માફી માગે તો તેને વધારે સજા કરવામા આવશે નહિ પરંતુ દીકરાને લાગ્યુ આ તો બિનશરતી શરણાગતી કહેવાય એમ કરે તો તેની આબરૂ જાય મધ્યસ્થ...

બનેલી વેન ચી-ગ્માઇની દશા કફોડી હતી બાપ દીકરામાથી કોઇનું નાક ન કપાય, બન્નેનુ વેણ રહે, અને છતા ય કોઇને એમ ન લાગે કે સામવો ભીનો સકેલાયો છે—એવો તોડ કાઢવો સહેલો ન હતો.

છેવટે, બન્ને વચ્ચે એવુ નક્કી થયુ કે પિતાએ ફરી ન માર વાનુ વચન આપવુ અને પુત્રે બન્ને પગ વાળીને ઘૂંટણિયે પડવાને બદલે માત્ર એક જ પગ વાળીને બાપને પ્રમાણ કરવા !

ગૃહવિગ્રહ સમેટીને કુટુમ ઘર તરફ વળ્યુ ત્યારે સ્વચ્છ આકાશમા રાત્રિના ભૂખરા રગ ઘોળાવા લાગ્યા હતા સામેની ખીણમાથી ગોધણ સાથે પાછા ફરતા ગોવાળિયાનું ગીત સભળાતું હતુ

હાઇ ઓ, હાઇ ઓ, લો લો લો, હાઈ લો લો, હાઇ લો,

હોમો હુ હાઈ હો હુ, હાઇ હાઇ-હો, લો-યો-લો .. ..

ડાંગરની ક્યારીઓમાથી માદક સુગધ ચૂસીને આવતા ઓનરાદા પવનમા, માતાની મોડચમા છુપાઇને ચાલતા કિશોરના કાળા ભમ્મર રેશમી ઝુલ્ફા ફરફરતા હતા

એ કિશોરનુ નામ હતુ માઓ ત્સે-તુગ ચીની ક્રાંતિના આ ભાવિ સુકાનીના મનમા વિચાર ઘોળાતો હતો 'આજે જો મે ચુપચાપ બાપુના વડકા સહી લીધા હોત તો બાપુનુ દિલ આમ પીગળત નહિ—ઊલટા મારતા રોહત. રાંકને સૌ ચાર તમાચા વધારે મારે.'

*

માઓની તેર વરસની નાનકડી જિંદગીમા આવો અનુભવ કઇ પહેલો ન હતો શાઓ-શાન ગામમા ઘેર ઘેર માગીના ચૂલા હતા. હુનાન પ્રાન્તના પ્રત્યેક ગામડામા શાઓ-શાનનુ નાટક ફરી ફરી ભજવાતુ હતુ હુનાન પ્રાતમા બીજા તાલુકાએ હોનાનથી અદકા નહોતા. ચીનના પ્રાંતે પ્રાંતે એના એ જ રોદણા રોવાતા હતા.

અને એ શોદણુ કઇ આજકાલના નક્કોના મોગન દરબારમા ઈંગ્લાડ ।। રાજા જેમ્સ પહેલાનો કાગળ લઇને તેનો છાપરપગો વકીલ સર થોમસ આ યો એ અશુભ ઘડીથી લ ભગ પોણુા બસા વરસ બાદ આપણુા પાડોશી ચીનને રોડને પણુ ધુનક મોનના લાગ્યુ હતુ ત્યારે ચીની સામ્રાજ્ય ઉપર મોગન ટોળીના માચુરશનુ રાજ ચાનતુ હતુ મધ્યકાલીન દિલ્હી માફક ચીની ગામડાઓ પણુ પોતાના ખપ જોગી ગણીગાઠી ચીજો બનાવી લેતા જાગીરદારોની વેઠ કરતા કરો ભરતા અને દેશમા ગળાડૂબ જીવન પૂરુ કરતા આ બાપુશાહી ઈમારતની ટોચ પર પરદેશી મ ચુઓનુ સિંહાસન હતુ

૧૭૯૨મા માચુ શહેનશાહ ચીએન લુગના દરબારમા લોર્ડ મેકાર્તનીએ ઇંગ્લાડના રાજાનો કાગળ અર્પણુ કર્યો તેમા અગ્રેજોએ વિનતી કરી હતી કે તેમને પેકિંગમા એલચી રાખવાની, ખ્રિસ્તી મિશનરીઓને ચી ામા ધર્મોપદેશ કરવા ી અને અ ગ્રેજ વેપારીઓને કેટન સિવાયના બ દરોમા કોઠીઓ સ્થાપવા ી ચીની પાદશાહ રજા આપે

ચીની દરબારમા અંગ્રેજ એલચીની પૂરી પરોણુ ગત કરી પણુ ચીની શાહે ઇંગ્લાડ ।। રાજા શ્રીજા જોર્જને વિનયપૂર્વક જણુા યુ કે ચીનને જોઈતી તમામ વસ્તુઓ ચીનમા મળી રહે છે પરદેશી માલમા તેને રસ નથી પણુ અગ્રેજ વેપારીઓને તેમા રસ હતો તેમને ચીન પાસેથી રેશમ ચા અને કપાસ જોઇતો હતો કારણુ, આ માલ માટે યુરોપ અમેરિકાની બજારો ભૂખી હતી અને બદલામા તેમને આપવુ હતુ અફીણુ ! કારણુ અફીણુના વે ારમા પુષ્કળ નફો હતો ચીનમા અફીણુ આયાત કરવા સામે પ્રતિ ધ મૂકવામા આ ્યો, તો પણુ કેન્ટન બ દરેથી દાણુચોરી કરીને અગ્રે જોએ અફીણુનો વેપાર ધમધોકાર ચાલુ રાખ્યો

લેંકેશાયરના કાપડ ઉદ્યોગને ચીની બજારોની જરૂર પડી ત્યારે સિંગાપુરના મથકેથી અંગ્રેજ નૌકાદળે ચીન ઉપર હુમલો કર્યો અને પ્રખ્યાત અફીણ યુદ્ધોની પરંપરા શરૂ થઈ. પશ્ચિમની આધુનિક શસ્ત્રોથી સજ્જ બનેલ ફોજ અને કુટિલ વેપારીનીતિ સામે બાપુકડી માંચુ રાજ ટક્કર ઝીલી શક્યું નહિ. શ ઘાઈની હાર પછી સન ૧૮૪૨મા માંચુ શાહે નાનકિંગ કરાર કર્યા.

આ કરારની રૂએ ચીની-સરકારે અંગ્રેજોને લડાઈનો ખર્ચ આપવાનું કબૂલ કર્યું હિંદી અનુભવનું ચીનમાં પુનરાવર્તન થતું હતું. નુકસાન ભરપાઈનો ગોઝારો સિદ્ધાંત ચીનમાં દાખલ થયો. એ રકમ વસુલ કરવાને બહાને ચીની જકાતતંત્ર અંગ્રેજોના અંકુશ તળે મૂકવામાં આવ્યુ. તમામ પરદેશી માલ ઉપર ચીને માત્ર પાંચ ટકા જેટલી જકાત નાખવાનો જ હક્ક રહ્યો. માંચુરાજ ચીની ઉદ્યોગોનું રક્ષણ કરી શક્યો નહિ.

આ વરસોમાં જ યુરોપના મોટા ભાગના દેશો પોતપોતાનો માલ વેચવાની અને કાચો માલ સસ્તે ભાવે ખરીદવાની ફિકરમાં હતા. સૌની આંખો પૂર્વદિશા ભણી તણાતી હતી. હિંદમાં અંગ્રેજી મૂડીવાદના પગ જામી ગયા હતા. એટલે સૌના પગ બોડી બામણીના ખેતર સમા ચીન તરફ વળતા હતા.

તરત જ બીજા યુરોપીય દેશોએ પણ ચીન પાસેથી એવા જ ખાસ અધિકારો મેળવ્યા.

પશ્ચિમનો પાકો માલ ચીનમાં પુરજોશમાં આવવા માંડયો. અંગ્રેજ અને ફ્રેંચ વસ્તીઓ, અગત્યના ચીની બંદરો પર વસી ગઈ અને પરિણામ એ આવ્યું કે—માંચુરાજે હજી અફીણનો વેપાર કાયદેસર ઠરાવ્યો ન હોવા છતાં ય આ પરદેશી વસાહતો દ્વારા ફરી પણ રોકટોક વિના અફીણનો વેપાર ધમધોકાર ચાલી શકયો !

સાથોસાથ તેમણે ધોળે દિવસે ચીની ગુલામોનો વેપાર માંડ્યો ગરીબીથી બેજાર બનેલા ગરીબ ચીનવાસીઓને નોકરીની લાલચ આપી કેફી પદાર્થો ખવડાવી અથવા રીતસર પકડી પકડીને અંગ્રેજ વહાણો પર ચડાવવા માંડ્યા આ ગુલામોના વહાણો વેસ્ટઈંડીઝ અમેરિકા અને બીજા દેશોના કિનારે લંગરાતા અને લખલૂટ નફો કમાતા

થોડા વખત પછી બીજું અફીણ યુદ્ધ શરૂ થયું આ લડાઈ દરમ્યાન અંગ્રેજ સૈનિકોએ પેકીંગનો સપન રાજમહેલ લૂંટી હિંદમાં વૉરન હેસ્ટીંગ્સે ભજવેલા પાઠની ફરી યાદ આપી હતી માંચુશાહે કરેલા બીજા કરાર અનુસાર પરદેશીઓના ચીની ગિરમીટિયા મજૂરોની ભરતી કાયદેસર ગણાઈ અને બીજા અનેક અધિકારો નફ્ફટ પરદેશીઓએ મેળવ્યા અફીણનો વેપાર વધ્યો

આ અફીણ યુદ્ધોએ માંચુરાજની કમ્મર તોડી નાખી વિદેશીઓને ચૂકવવાના નુકશાન ભરપાઈના નાણાં મેળવવા માટે તેણે રૈયત પર અસહ્ય કરવેરા ઠોક્યા ચીની ખેતીનો આધાર તેની નહેર વ્યવસ્થા પર રહે છે પરંતુ હવે માંચુશાહે એ લોકોપયોગી ફરજને નેવે મૂકી ચીનની ખેતી ભાંગી પડી વધતી વસ્તીસંખ્યાનો ભાર ઝીલવા માટે ચીનની ધરતી અસમર્થ બની દર વરસે મોતનું ખપ્પર લઈને દુકાળ અને પૂર ટહેલ નાખવા લાગ્યા લાખો માનવીઓ તેમાં ભરખાઈ ગયા છતાં ય ચીની પ્રજાને માટે રોજી રોટીના દરવાજા ટપોટપ બંધ થવા લાગ્યા હતા ધરતી પરથી ઊખડી ગયેલાઓને માર્ગ બતાવે તેવા મોટા ઉદ્યોગો સ્વદેશી સત્તાધીશોએ પરદેશીઓને ત્યાં ગીરો મૂક્યા હતા ચીન અર્ધસંસ્થાન બની ચૂક્યું હતું તેણે પોતાની અરધી આઝાદી ગુમાવી દીધી હતી

પણ પરદેશીઓએ ધાર્યું હતું તેવું ચીન તદ્દન ભોડી ખામણીના ખેતર જેવું નિરાધાર નહોતું. તેની ધરતીનાં છોરુનું શૌર તદ્દન કરાઇ ગયું નહોતું.

*

માંચુરાજ પોતે ભીડમાં સપડાયો ત્યારપછી તેના જુલમે માઝા મૂકી દીધી હતી. ચીની વેપારીઓ પણ મનમાં ને મનમાં તેની વિરુદ્ધ સમસમતા હતા. સરકારી નોકરીઓ મેળવવા માટે અપાતી શાહી પરીક્ષાઓમા માંચુ વિરોધીઓના વંશજોને જાણી જોઇને નાપાસ કરવામાં આવતા. હીંગ, મરચું વેચાતુ હોય તેમ સરકારી હોદ્દાઓ વેચાતા. વધારે નજરાણું ધરે તેને જ મોટી નોકરીઓ મળી શકતી. આ બધા કરતૂતો જોઇને ચીનના ખાધેપીધે સુખી એવા બુદ્ધિજીવીઓ પણ ચિડાયા હતા. હુનાનના એક વિદ્યાર્થીએ તેમના અર્મતોષને વાચા આપી.

હુંગ શિયુ-ચુઆન ચાર ચાર વાર શાહી પરીક્ષામાં નાપાસ થયો, કારણ કે તેના કોઇ વડવાએ માંચુશાહ સામે માથું ઊંચકવાની હિંમત કરી હતી. આ જુવાનને અજંપો થયો. તેણે 'સ્વર્ગના રાજકુમાર'નું બિરુદ ધારણ કરીને ગામડાઓમા ઉપદેશ આપવા માંડ્યો કે પોતે દેવદૂત છે. તેને દૈવી સ્વપ્નાએ માંચુશાહ સામે હથિયાર ઉપાડવાનો આદેશ આપ્યો છે. તેને સાથ આપવા માટે ગામડાંના અસખ્ય ગરીબો ધારિયાં અને લાઠી લઇને તેના નેજાતળે આવી પહોંચ્યા.

આમ તાઇપીંગનો પ્રખ્યાત વિદ્રોહ શરૂ થયો. સન ૧૮૫૨માં તાઇપીગની ફોજે ક્વાંગસી પ્રાંતમાથી ઉત્તર ભણી પ્રયાણ કર્યું. દક્ષિણ અને મધ્ય ચીનના કિસાનોએ માચુ શાહને મહેસૂલ આપવાનો ઇન્કાર કર્યો. અસંતુષ્ટ બુદ્ધિજીવીઓ અને વેપારીઓની ગુપ્ત

સંસ્થાઓએ તાઇપીંગ વિદ્રોહથી આકર્ષાઇને તેને મદદ આપવા માંડી સન ૧૮૫૩માં તાઇપીંગની ફોજે નાનકિંગ સર કર્યું તે વરસમાં અઢાર પ્રાંતમાં માંચુની સત્તા ડગમગવા લાગી હતી તાઇપીંગના બળવાખોરોએ જ્યાં જ્યાં સત્તા કબજે કરી ત્યાં ત્યાં એમણે મહાન, ક્રાંતિકારી લોકશાહી સુધારાઓ દાખલ કર્યા તાઇપીંગના શાસને સ્ત્રીઓને સમાન અધિકારો આપ્યા તેમના પગેથી પાટાઓ છોડીને તેમને સૈન્યમાં દાખલ કરી વેશ્યાવાડો અને બાળમજૂરી નાબૂદ કર્યાં દરબારી સડાને રુખસદ આપી જાગીરદારી અને જમીનદારોને ખતમ કર્યાં જૂના દસ્તાવેજો બાળી નાખ્યા અને કિસાન કુટુંબોની જરૂરિયાતને અનુકૂળ થાય તેવી રીતે જમીનની ફરી વહેંચણી કરી

પરંતુ અંગ્રેજોની મદદ વડે માંચુશાહે તાઇપીંગ વિદ્રોહને કચડી નાખ્યો નેતાઓને ફાંસીએ ચડાવ્યા

વિપ્લવ શમ્યો પણ તેણે વાવેલા શાહીવાદ વિરોધી અને બાપુશાહી વિરોધી ક્રાંતિના બીજ ચીનની ધરતીમાં ઊંડા ઊતરી ગયાં હતા

ગામડે ગામડે કરજથી બેવડ વળી ગએલા કિસાનો કપાતે કાળજે પોતાની જમીનો ગીરવે મૂકતા હતા, વેચતા હતા અને રોટીરોજીની શોધમાં વતન છોડી શહેર તરફ વળતા હતા ત્યાંની મિલોના તેમને જાકારો મળતો ત્યારે કોઇ ચીની કુલીઓની લાંબી કતારમાં જોડાતા તો કોઇ લશ્કરમાં ભરતી થતા

*

અને શાઓ-શાન ગામનો માઓ જેન-શેંગ (માઓ ત્સે તુંગનો પિતા) પણ તેની જુવાનીમાં એવો જ એક ગરીબ કિસાન હતો કરજ ચૂકવવા ખાતર તેને પણ લશ્કરમાં જોડાવું પડ્યું હતું.

નાનપણમાં તેનામાં પણ કુમાશ હતી, પરંતુ જિંદગીની તડકી સુકી જોયા બાદ એ સ્વભાવ બદલાઈ ગયો હતો. લાંબી ફોજની નોકરી દરમ્યાન તેણે જોઈ લીધું હતું કે જીવન કંઇ ગુલાબના ફૂલની સેજ નથી બલ્કે દુનિયા વિકરાળ છે.

જીવનની ઠોકરો ખાઈને કઠોર બનેલો માઓ જેન-શેંગ ફોજ-માંથી નિવૃત્ત બનીને શાઓ-શાનમાં સ્થયી બન્યો; અને ત્યાં જ સન ૧૮૯૩માં માઓ ત્સે-તુંગનો જન્મ થયો.

માઓ જેન-શેંગની ઇશ્વરમાંથી શ્રદ્ધા ઊઠી ગઈ હતી તેને તો જેવી હતી તેવી દુનિયામાં નભવું હતું. પાઇ પાઇની કરકસર કરીને તેણે નજીવી મૂડી ભેગી કરી અને કરિયાણાની દુકાન માંડી. તેમાંથી આવક વધતાં બાપદાદાની જમીન પાછી મેળવી અને ધીમે ધીમે તેની ગણના મધ્યમ વર્ગમાં થવા લાગી.

પણ જેમ જેમ કમાણી વધતી ગઇ તેમ તેમ લોભ પણ વધવા લાગ્યો. આપકમાઈને જોરે આગળ આવેલા ગરીબ કિસાનને વધારે બળવાન બનવાની લત લાગી. આજુબાજુના ગરીબ કિસાનો પાસેથી સસ્તે ભાવે ચોખા લઇને શહેરના વેપારીઓને ઊંચે ભાવે વેચવામાં તેનો ઘણોખરો સમય ચાલ્યો જતો. ઘરનાં તમામ માણસો પર કડપ રાખીને તેમની પાસે કામ કરાવવું અને જરૂર પડે ઉભડ ખેડૂ રાખી લેવો એ વહેવારબુદ્ધિ ગામમાં કોઇને અયોગ્ય લાગી નહિ. ચીનના શ્રીમંત વર્ગમાં માંસાહાર સામાન્ય છે પણ માઓને ઘરે એવી 'ઉડાઉગીરી' ચાલતી નહિ. પારકો ઉભડ ખેડૂ કામે આવે તો તેને દર પૂનમને દિવસે ભાત સાથે ઇંડાં આપવા પડતાં; પરંતુ ઘરનાં માણસોને માટે તો એટલો મોજશોખ પણ હરામ હતો! ગામનાં બીજાં બાળકોની માફક માઓના ભાંડુડાં કોઇ કોઇવાર માંસ ખાવાનું વેન લેતા ત્યારે તેની માતાનું દિલ

પીગળી જતુ, પરતુ ગામના ઘરડાઓ તો માઓ જેન શેગના વખાણ જ કરતા

'વાહ ! આનુ નામ કહેવાય ડહાપણ ! લક્ષ્મીનો જરાય પાશ લાગ્યો નથી.'

માઓ જેન શેગની દરેકેદરેક વાત ગામને પસદ હતી એવુ નહિ, પણ કોણીનો ગોળ ખાઈને મોટા થનારને કોણ રોકે ? તેની પત્ની ઘણીવાર મનમા મૂઝાતી નાસ્તિક ધણીને દાન-ધર્મ બધુ જ નકામુ લાગતુ પણ બારણે ભિખારી આવે ત્યારે વેન ચી-માથી રહેવાતું નહિ પતિની નજર ચુકાવીને પત્ની તેને ચપટી ચોખા આપી દેતી. નાનકડા માઓ ત્સે તુગને પોતાની દયાળુ માતા ખૂબ વહાલી લાગતી તે માતાની ગોદમા ભરાઈને મોડી રાત સુધી માતા જોડે પોતાના બાપને આસ્તિક કેવી રીતે બનાવવો તેની ચર્ચાઓ કરતો ! એવામા, તેની આ સમસ્યાનો અત અચાનક આવી ગયો.

એક દિવસ તેના બાપુ શહેરથી પાછા ફરતા હતા ત્યારે રસ્તામા વાઘ મળ્યો બાપુને તો લાગ્યુ કે હવે આવી બન્યુ પણ વાઘ ચુપચાપ પોતાને રસ્તે ચાલ્યો ગયો આવી મોટી ઘાત ટળ્યા પછી, બાપુ કોઈ કોઈવાર ભગવાનને યાદ કરતા ખરા, પરતુ પોતે ભીડમા હોય ત્યારે જ. આગળ જતા માઓ પોતે નાસ્તિક બની ગયો ત્યારે તેની માતાનો જીવ કકળ્યો, પણ બાપે તે વિશે સહેજ પણ વાધો ઉઠાવ્યો નહોતો. દેખાખાઉ ભગવાન વિષે સાચી લાગણી તેના દિલમા જન્મી શકી જ નહોતી

પણ પિતાની દેખાખાઉ માણસો પ્રત્યેની ચીડ માઓ માટે વસમી નીવડી હતી. તે ૭ વરસનો થયો ત્યારથી તેને ઢોરઢાખર સભાળવા પડતા અને ખેતીના બીજા નાના નાના કામો કરવા પડતા વળી આઠમે વરસે તે નિશાળે બેઠો અને કક્કો બારાખડી

શીખ્યો ત્યારથી ઘરનું નામું પણ તેને જ લખવું પડતું. નિશાળેથી ઘરે આવે ત્યારે બાપે તેને માટે એક નહિ તો બીજું કામ તૈયાર રાખ્યું જ હોય. ચીનમાં સરવાળા બાદબાકી કરવા માટે લાકડાના ચોકઠામાં પરોવેલા મણકાઓનો ઉપયોગ થાય છે. આ સાધન માઓને કાળ જેવું લાગતું. આખું ઘર તેના કડક બાપની વિરુદ્ધ હતું. માઓની માતા પણ આડકતરી રીતે માઓ જેન શેંગ વિરોધી સંયુક્ત મોરચામાં શામેલ થઈને બાળકોની ભેર તાણતી ત્યારે ઘરનો ધણી તદ્દન એકલો પડી જતો. પરંતુ સંયુક્ત મોરચામાં પણ મતભેદ હતા. ઉદ્દામ બાળકો બાપની સત્તા વિરુદ્ધ ખુલ્લું બંડ કરવા માટે અધીરા બનતા ત્યારે વિનીત માતા તેમને રોકતી:

'એ આપણા ચીનની રીત ન કહેવાય! કળથી કામ લેતાં શીખવું જોઈએ.'

બાપના કડક જાપ્તાને દિલથી ધિક્કારતો માઓ પોતાના કામમાં ચોક્કસ બની ગયો હતો. સ્વાભિમાની માઓ બાપને કશું કહેવાની તક આપતો જ નહિ; પરંતુ તે દરેક પ્રકારની જોહુકમીમાં બાપની તસવીર જોતો અને તેની પ્રત્યે તીવ્ર તિરસ્કાર અનુભવતો ઘરમાં તે બહુ તોફાન કરતો નહિ; પરંતુ ઘરની બહાર તેનો દબાએલો આવેશ બમણા વેગથી ધસી આવતો.

'સોટી વાગે ચમચમ અને વિદ્યા આવે રમઝમ' એ તેના માસ્તરનો પ્રિય સિદ્ધાન્ત હતો. માઓ દસ વરસનો હતો ત્યારે માસ્તરે તેને ધધડાવ્યો હતો.

'હું અહીં માર ખાવા નથી આવ્યો. ભણવા આવ્યો છું.' માઓએ દડે કલેજે જવાબ આપ્યો હતો.

'એમ કે? લાવ તને વિદ્યાનો સ્વાદ ચખાડું!' માસ્તરે સોટી પંપાળી હતી.

પણ માઓને એવી વિદ્યા નહોતી જોઇતી. તે નિશાળેથી ભાગી ગયો હતો. પણ બાપુને તો માસ્તરની જ વાત સાચી લાગશે. હવે ઘેર કેમ જવાય? માઓએ શહેરના રસ્તો લીધો તેને એમ લાગ્યું કે સામેની ખીણમાં શહેર છુપાયું હશે. બધા મોટા શહેર જરા નીકળે છે ત્યારે ત્યાં જ અલોપ થઇ જાય છે ને? માઓએ ભૂખ્યે પેટે ચાલવા માંડ્યું. તેણે ત્રણ ત્રણ દિવસ સુધી ચાલે જ રાખ્યું. ઝરણું આવે ત્યારે તે પાણી પીતો—માત્ર તરસ છિપાવવા માટે જ નહિ પણ પેટ ભરવા માટે. રાત પડે ને બખોલમાં ભરાઇ જતો. વાઘ વરુનો ખૂબ ડર લાગતો, પણ હવે ઘરે પાછો ફરે તો નાક જ કપાઇ જાય ને? પણ આ શહેર તે કેવુંક છે કે રોજ રોજ આઘું જ ખસતું જાય છે! આખરે તેના ઘરના માણસોએ માઓને શોધી કાઢ્યો ત્યારે તેને ખબર પડી કે પોતે માર્ગ ભૂલીને ગામની ફરતી જ પ્રદક્ષિણા કર્યો કરી હતી! આટલા દિવસની મુસાફરી પછી પોતે ઘરેથી માત્ર ૬ માઇલ દૂર પહોંચી શક્યો હતો!

પણ ખરી નવાઇ જેવી વાત તો ઘરે પહોંચ્યા પછી જ બની. કોઇ ન બોલ્યું કે ચાલ્યું. કોઇએ કડવું વેણ સરખું યે સંભળાવ્યું નહિ—બાપુએ પણ નહિ. સૌ તેની જોડે નરમાશથી વર્તતા હતા. આ પ્રસંગની યાદ કરીને માઓ ઘણીવાર મજાક કરે છે—

'એ મારી પહેલી સફળ હડતાળ હતી!'

# ૨

# માઓની મેધા

તેર વરસનો માઓ નિશાળ છોડીને સવારથી સાંજસુધી ખેતરમાં કામ કરવા લાગ્યો, પરંતુ તેની વાંચનભૂખ શમી નહોતી. તેના બાપુએ ધીરધારનો ધંધો શરૂ કરીને ગરીબ કિસાનોની જમીનો હાથ કરવા માંડી ત્યારથી તેમનો ગોબો વધી ગયો હતો. ખ એ ગિયા જેવા ગામમાં દસ–પંદર હજારનો આસામી જેવોતેવો ન જ ગણાય. એકવાર તેમને કોરટે ચડવું પડ્યું અને શાસ્ત્રોના સૂત્રો ટાંકીને સામો પક્ષ જીતી ગયો ત્યારથી તેમની શાસ્ત્રભક્તિ વધી પડી હતી. પોતાનો ભણેલ ગણેલ દીકરો ધાર્યું પડે તેમ શાસ્ત્રોનાં સૂત્રો બોલી શકે એવી અભિલાષા જાગી. પણ બાપદીકરા વચ્ચે બારમો ચંદ્રમા હતો. માઓને શાસ્ત્રો નીરસ લાગતાં. શાસ્ત્રોનાં સૂત્રો ટાંકી બાપ ધમકાવતો કે દીકરાએ આજ્ઞાંકિત બનવું જોઈએ; ત્યારે એ જ શાસ્ત્રોના આધારો લઈને પોતે બાપુને જવાબ આપી શકે કે શાસ્ત્રોની આજ્ઞા અનુસાર મોટા માણસોએ બાળકો કરતાં વધારે કામ કરવું જોઈએ—માઓને મન શાસ્ત્રોની કિંમત આથી વધારે ન હતી.

તે રાતના ઉજાગરા વેઠીને ચીની સાહિત્યની રોમાંચક કથાઓ વાંચતો. ગામની લોકસાહિત્યની કથાઓ ગામની અનેક વ્યક્તિઓની જીભને ટેરવે રમતી. માઓ એ બધું સાંભળતો અને હાથમાં આવે તેટલું બધુંય વાંચી કાઢતો. ઘણીવાર તેને એક વાત ખૂંચતી—આ બધી વાર્તાઓના નાયક પૈસાદાર લોકો જ શા માટે હોય છે? થગ સેનાપતિઓ, મોટા અમલદારો અને રાજકુમારો અથવા તો વિદ્વાન

પંડિતો વિષે જ શા માટે વાર્તાઓ લખાય? સાદા સિપાઈઓ અને ચોતાની જેમ પસીનો રેડીને અનાજ પેદા કરતો ગરીબ કિસાન શું બહાદુર નથી હોતો? લેખકોની નજરમાં સીધાસાદા લોકો કેમ આવતા જ નથી? માઓને આ વાત ન ગમી.

પણ એ જ અરસામાં, કેટલાક સુધારાવાદી લેખકોએ લખેલું, 'ચેતવણીના બે બોલ' નામનું પુસ્તક તેને ખૂબ જ ગમી ગયું.

આપણી માફક ચીનમાં પણ સુધારક યુગની શરૂઆત કરનાર ખાધેપીધે સુખી ઘરના અંગ્રેજી ભણેલા જુવાનો જ હતા. પરદેશીઓને હાથે ચીની સામ્રાજ્ય પીંખાતું જાય અને જૂનવાણી સત્તાધીશો તમાચો મારીને મોં રાતું રાખે કે 'ચીનના સમંદર પેટમાં સહુ સમાઈ શકે તેમ છે' એ વાત સુધારકોને વાહિયાત લાગી. માઓને ગમેલા એ પુસ્તક 'ચેતવણીના બે બોલ'માં ચીનના આગેવાન સુધારકોએ લખ્યું હતું કે જ્યાંસુધી યુરોપ અમેરિકાની માફક ચીનમાં રેલગાડીઓ ફરતી નહિ થાય, તાર ટપાલોની વ્યવસ્થા નહિ થાય અને ચીની જુવાનો વહાણવટું ખેડશે નહિ ત્યાંસુધી ચીનનો ઉદ્ધાર થવો અશક્ય છે.

માઓને ગળે આ વાત ઊતરી ગઈ. ખેતીના કામથી એ કંટાળી ગયો હતો. રાત્રે તેણે બાપને કહ્યું

'મારે આગળ ભણવું છે!'

'છાનોમાનો નામું લખવા માંડ' કમાતા ધમાતા દીકરાને પોથા ફાડવા મોકલવા માટે વ્યવહારકુશળ વેપારી તૈયાર નહોતો.

'મારે વધારે ભણવું છે!' માઓના ચહેરા ઉપર તેની કાળી આંખો અંગારાની જેમ ચમકી ઊઠી.

'એકવાર કહ્યું તે સમજતો નથી? ઉત્પાતીઓ છો!' નામું પૂરું કરીને ખેતરે જોવા જજે' બાપનો મા૦ ઊંચો થયો. આજે ખેતર

જવાનો વારો માઓનો નહોતો બાપે મજા કરી એ વાત દીકરો સમજ્યો પણ એ ઉત્પાતીઓ છોર ખેતરે જવાને બદલે એક બેકાર વકીલને ઘેર ગયો ફરીવાર માઓ ઘરેથી નાસી છૂટ્યો હતો ત્યા છ મહિના સુધી રહીને નવા નવા નેમો અને પુસ્તકો વાચ્યા ને પાડોશમા રહેતા પડિતજી પાસે શાસ્ત્રોનો અભ્યાસ કરીને ગામની નિશાળમા દાખલ થવા જેટલી લાયકાત મેળવી લીધી

એ દિવસ તેણે નિશાળ પાસે અનાજના વેપારીઓને ભેગા થતા જોયા તેમના મો પર ગભરાટ હતો તેમને કટાણે આવેલા જોઇને સૌને નવાઈ લાગી જોતજોતામા ટોળુ વધી ગયુ

'ક્યાથી આવો છો ?' વિદ્યાર્થીઓએ પૂછ્યુ

'ચાગશાથી—ત્યા બળવો થયો છે' એક ભાગેડુએ શીયાવીયા થઇને જવાબ આપ્યો

'બળવો ?' જાણે વીજળીનો સચાર થયો હોય તેમ સૌ નજીક આવવા લાગ્યા વેપારીઓને બેસવાની જગા આપીને વિદ્યાર્થીઓ વાત સાભળવા ઉત્સુક બન્યા ગામના કિસાનોમા પણ વાયરાને વેગે વાત ફેલાઈ ગઈ હતી કોઇ કામધામ છોડીને તો કોઇ હોકલી હાથમા લઇને નિશાળ પાસે દોડી આવ્યા પાછળ પાછળ સ્ત્રીઓ પણ આવવા લાગી

'આ વરસે જબરો દુષ્કાળ પડ્યો છે !' કોઇ બોલ્યુ

'એની જ આ મોકાણ છે ને ખેડૂતોએ ઉપાડો લીધો છે કેમ જાણે વરસાદ ન પડ્યો એ ગવર્નરનો જ વાક ન હોય' શહેરનો વેપારી બોલ્યો

• 'અરરર્ એનુ શુ સોનો છો પણ ઉભો મોત બની ગયો છે તે મહેસૂલ કોણ આપી શકે ? એક ઘરડો કિસાન બોલ્યો

'પણ થયુ છે શુ ? માંડીને વાત તો કરો'

અને અનાજના વેપારીઓએ વાત કરી, હજારો લોકો ભૂખ સરઘસ કાઢીને ચાગશાના ગવર્નરને મળવા ગયા હતા પણ ગવર્નર 'ટોળા'ને મળવા રાજી નહોતો આખરે સરઘસના પ્રતિનિધિઓ તેને મળવા અંદર ગયા બળબળના બપોરે ચાગશાની સડક પર સંગ્રામ મેમી ગયુ તેમના પ્રતિનિધિઓએ બહાર આવીને મુલાકાતનો અહેવાલ આપ્યો

'અમે સરકાર પાસે અનાજ માગ્યુ ત્યારે લાટ સાહેબે કહ્યુ કે કોણ મૂરખ કહે છે અનાજની અછત છે? મારે ત્યા તો કશી તાણ દેખાતી નથી '

અને સરઘસ વિફર્યું જેટલી વાત સાભળી તેથી વધારે સાભળવાની તેને જરૂર નહોતી તેમની મુઠ્ઠીઓ વળી ગઈ દાત કચકચાવ્યા,

'એ અક્કરમીને આપણી ઝૂપડીમા એક મહિનો પૂરી રાખો એટલે ખબર પડશે કે અનાજની ખોટ કેવી હોય છે'

બેશરમ!'

ક્રોધે ભભૂકેલી ચાગશાની પ્રજાએ પ્રચંડ વિરોધ સભાઓ ભરી આખુ ગામ ધુમાડી ગવર્નરને ભાંડતું હતું લોકોના એક-ટોળાએ માચુની કચેરી પર હલ્લો કર્યો અને લાટ સાહેબ ઊભી પૂછડીએ નાઠા લોકોએ ચાગશામાં પોતાનુ રાજ સ્થાપ્યુ

'પણ હવે શુ કરવુ? લોકોનો સ્વાભાવિક રોષ ફાટયો અને તેમણે પોતપોતાની હૈયાઉકલત પ્રમાણે આગળ પગલા લીધા તેમની શક્તિને સદ્ધર દોરવણી આપે તેવુ તેમનુ સગઠન નહોતુ કે યોજનાપૂર્વકની લડતમાથી ઉછળીને લોકોના નેતા ઉપર આવ્યા, પણ એ નેતાઓ જિનઅનુભવી હતા થોડા દિવસમા જ શાહી ફોજ આવી પહોંચી નેતાઓ ગભરાઈ ગયા ડરી ગયા હતા અને વિખરાઈ બધા ચાગશાની કચેરી પર ફરી મચુનો ધ્વજ ફરક્યો, ગામમા

અનેક ધરપકડો થઈ અને લોકનેતાઓ ફાંસીને માચડે લટકયા, ચીનના બારેલા અગ્નિમાંથી ખરેલો લોકવિપ્લવનો તણખો ચમકીને બુઝાઇ ગયો.

*

ચાંગશાથી નાસી આવેલા વેપારીઓની વાત સાંભળતું ટોળું હળવે હળવે વિખરાવા લાગ્યું. કેટલાંક વેપારીઓએ ગાડાં જોડ્યાં; તો કોઇ વેપારી ગામની પરોણાગત માણવા ગયો. તે દિવસે માઓનું ધ્યાન ચોપડીઓમાં ચોંટયું નહિ. તે દિવસ પછી કેટલાય દિવસો સુધી નિશાળમાં જ્યાં જુઓ ત્યા ચાંગશાના બળવાની વાતો થતી હતી. પરંતુ એ વાત કરનારાઓ પોતે કોઇ ત્રાહિત પ્રેક્ષકો હોય તેમ ચર્ચાઓ કરતા. માઓ આ ચર્ચાઓમાં બહુ ભાગ લેતો નહિ. તેના મન પર આ બનાવે ખૂબ ઊંડી છાપ પાડી હતી. એક દિવસ તે મૂંગો મૂંગો નિશાળમાંથી બહાર પડયો ત્યારે કોઇએ પાછળથી ધબ્બો માર્યો.

'આજકાલ તું બહુ વિચારમાં હોય એમ લાગે છે. બોલ શું વાત છે?' માઓના માનીતા માસ્તરે હસીને પુછ્યું. તેઓ બુદ્ધ ધર્મના વિરોધી હતા અને દેવદેવીઓમાં માનતા નહિ. તેમના ઉદ્દામ વિચારોએ માઓને તેમના ભણી આકર્ષ્યો હતો.

આ માસ્તરને જોઇને માઓનું મોં હસી ઊઠયું. તેણે પેટછૂટી વાત કરી.

'માસ્તર સાહેબ, ચાંગશાના બળવાખોરો અમારા જેવા જ ગરીબ માણસો હતા. તેમના પર થએલો અત્યાચાર-અન્યાય નથી ભૂલાતો...'

એ જમાનામાં ઉછરતા ચીની કિશોરને માટે આવા અન્યાયો

વિસરી જવા સહેલા નહોતા, કારણ કે તેમની યાદદાસ્ત ફરી ફરી તાજી કરે એવા પ્રસંગો વારંવાર બન્યા જ કરતા.

તાઇપીંગની ફોજનું વિસર્જન થયા પછી અનેક સૈનિકોના ટોળાંઓ ઠેર ઠેર રખડતા હતા. તેમાંથી કેટલાકે ગુપ્ત ક્રાન્તિકારી સંસ્થાઓ સ્થાપી હતી. 'કે-લેઓ-હુઇ' (મોટા ભાઇની સમિતિ) નામની માંચુ વિરોધી ગુપ્ત સંસ્થાની શાખાઓ દેશભરમાં ફેલાઇ ગઇ હતી.

આપણા કાદુ મકરાણીની માફક ચીનભરમાં મશહૂર બનેલો હો હુંગ બહારવટીઓ આ સંસ્થાનો જ સભ્ય હતો. પાછળથી તે સામ્યવાદી પક્ષમાં જોડાયો અને માઓનો સાથીદાર બન્યો. પરંતુ એ દિવસોમાં એના મનમાં બીજા એક શૂરા બહારવટીઆ પાંગની મૂર્તિ રમતી હતી. તેના નિતનવા પરાક્રમો સંભળાતા હતા. જાગીરદાર અકળાયો. જનતાના લાડીલા દુશ્મનને સીધી લડત આપીને તારાજ કરવાની શક્તિ તેનામાં નહોતી. તેણે શાહી ફોજને કહેણ મોકલ્યાં અને બીજી તરફથી જનતામાં ખોટી ખોટી અફવાઓ ફેલાવવા માંડી:

'બહારવટે ચડતા પહેલાં આ પાંગે બાળહત્યા કરીને ભોગ ધરાવ્યો હતો.' શાહી ફોજોએ બહારવટીઆઓને જેર કર્યા. પાંગનું માથું ધડથી વેગળું થયું પરંતુ વિદ્યાર્થીઓના દિલમાં એમના લાડીલા શહીદનું સ્થાન અમર બની ગયું.

બીજે વરસે ગામમાં શિયાળુ પાક ખૂટવા આવ્યો; અને બીજો પાક ઊતરવાને હજી ઘણી વાર હતી. અનાજની ભારે ખેંચ પડવા માંડી. ગરીબ કિસાનોએ શ્રીમંત ખેડુતો પાસે મદદ માગી:

'અમને મફત અનાજ આપો!'

હળવે હળવે આ માગણીએ આંદોલનનું સ્વરૂપ ધારણ કર્યું,

પરંતુ શાઓશાનના ભૂખ્યા ગામડામાથી માઓના પિતાએ ચોખાની નિકાસ કર્યે જ રાખી એક દિવસ માઓના પિતાને ઘરે કામ કરતો ઉભડ ખેડુ હાફતો હાફતો માઓ ની પાસે બેસી ગયો તેને માઓ પર હેત હતુ

ગાડા લુટાઈ ગયા—' તે બોલ્યો

'શાના ગાડા ?' માઓએ પૂછ્યુ.

'ચોખાના આપણા ગાડા શહેર જતા હતા તે ગામના ટોળાએ લૂટી લીધા હવે શેઠ ખૂબ ચિડાશે'

માઓએ તેના બાપ પ્રત્યે રજમાત્ર સહાનુભૂતિ બતાવી નહિ ભૂખ્યાને અનાજ આપવુ જોઈએ એમ એને લાગતુ. પણ તેને લાગ્યુ કે લૂટવાનો ધધો સારો નથી કિસાનનો માર્ગ બેગ છે.

*

ચીનમાં વાહન-વહેવાર તદ્દન નામના જ હતા પાટનગરમા બનતા બનાવો ની ખબર ગામડાઓમા મોડી મોડી પડતી રાજા રાણી મરી ગયા પછી બે વરસે માઓએ આ સમાચાર સાભળ્યા હતા. ચીનના સરકાર સમાચારોનુ પણ તેવુ જ હતુ તે વખતમા ચાલતા તીન વિચારમથન ની માઓને કટકે કટકે જાણ થતી માઓ ના કિશોર માનસપર કોઈ એક સળગ વિચારસરણીએ હજી છાપ પાડી ન હતી જાત અનુભવે ઘડાતા ગાનમાનમગા પરસ્પર વિરોધી વિચારોનો ખીચડો થતો હતો વર્ગવિગ્રહનુ મહત્વ સમજવાને હજી ઘણી વાર હતી, પણ એ અરસામા વાચેલી શાહીવાદી જાપાન વિરોધી પુસ્તિકાએ તેનામા રાજકીય જાગૃતિનો સચાર કરી દીધો હતો એને લાગતુ કે રાષ્ટ્રની પાયમાલી થતી અટકાવવી એ દરેક નાગરિકની ફરજ છે પરતુ સારા નાગરિક શી રીતે બનવુ એની તેને ખબર નહોતી રાષ્ટ્રના ભાવિ વિશે તે ઉદાસ બની ગયો હતો અને શિસ્ત-ભગના દરેક હાથનાથના તેના મૂઝવણ વધારતા હતા.

આ દિવસોમાં જ, તેના બાપુ તેને માટે તાલુકા ગામના એક ચોખાના વેપારીની પેઢી પર ઉમેદવાર તરીકે રહીને ધંધો શીખવાની ગોઠવણ કરી આવ્યા હતા. શહેરમાં રહેવા જવાની વાત માઓને ગમી. પણ તે શાઓ શાન છોડે તે પહેલાં તેના મોસાળથી મહેમાનો આવ્યા. મામાના દીકરાએ પોતાના ગામમાં ઉઘડેલી નવી નિશાળની વાતો કરી. વૈજ્ઞાનિક શિક્ષણની વાતો સાંભળીને માઓ એ નિશાળમાં જોડાવા અધીરો બન્યો.

'એ કપાતર હંમેશાં આડો જ ફાટવાનો!' બાપુ ઘૂરક્યા.

'પણ તમે ભલા થઇને આકળા ન થઈ જતા. છોરુ કછોરુ થાય, પણ માવતર કમાવતર થયાનું...' માઓની માતાએ ધણીને વાર્યો.

'તેં જ એ છોકરાને ફટવી માર્યો છે.' બાપે બળાપો કર્યો.

બીજે દિવસે મહેમાનોએ પાછા ફરવાની વાત ઉચ્ચારી.

'આ વખતે ભાણિયાને અમારી જોડે મોસાળ મોકલાવો તો કેમ ?' મુત્સદ્દી આપ્તજનોએ મમરો મૂક્યો.

'એને તો હવે શીઆંગ તાન જવાનો વખત થયો છે. ત્યાંની જગા ભરાઇ જશે તો—' માઓ જેન શેંગે મક્કમ અવાજે શરૂ કર્યું.

'તો ઓછી પંચાત. છોકરો ભણવે હોશિયાર છે. એને ચોખાની પેઢીમાં સડવા દેવા કરતાં આગળ ભણાવશો તો નામ કાઢશે.' મોસાળપક્ષે ભાણેજની વકીલાત કરી.

'એવા પંડિતો તો ઢેઢે પીટાય છે.'

'પણ ભલા માણસ, તમારા ધીકતા ધંધાનો તો વિચાર કરો. અમારા ગામમાં નવી નિશાળ નીકળી છે. ત્યાંનું ભણતર ભણીને છોકરો ચારગણી કમાણી ઘેર લાવશે.'

બાપનો વિરોધ ઓસરવા લાગ્યો. ચારે બાજુએથી દલીલોનો

હુમલો થયો અને આખરે તેમણે માઓને મોસાળ જવાની સંમતિ આપી. પોતાનું ગામ છોડીને સોળ-સત્તર માઈલ દૂર રહેવાનો પ્રસંગ સોળ વરસના માઓ માટે અનોખો હતો.

નવી નિશાળમાં જાપાનથી ભણીને આવેલ શિક્ષક તેમને સંગીત અને અંગ્રેજી ભણાવતો. જાપાન જઈને તેણે પોતાની ચોટલી કાપી નાખી હતી. પણ માંચુ રાજમાં પુરુષોએ પણ ફરજિયાત કેશ વધારવા પડતા હોવાથી એ ગિયારો સ્વદેશ આવ્યા પછી નકલી ચોટલીઓ બાંધતો હતો. છોકરાંઓ તેની મશ્કરી કરતા અને તેને 'નકલી પરદેશી રાક્ષસ' કહીને બોલાવતા. માઓને પણ ચોટલી વિનાનું માથું ગમતું નહિ. પરીકથાઓમાં વાંચેલા રાજા મહારાજાઓના પરાક્રમની અસર હજી તેના માનસ પરથી ભૂંસાઇ ગઈ નહોતી. ગરીબો પર થતા અન્યાયો તેને કડવા લાગતા. પરંતુ એ કડવાશનું મૂળ માંચુ વંશના અમલમાં છે એ વાત તેને હજી સમજાતી નહોતી. તેને લાગતું કે માંચુશાહ તો ભલો છે, પરંતુ તેના પ્રધાનો દુષ્ટ હોવાથી રૈયત હેરાન થાય છે.

મોસાળ આવ્યા બાદ તેના મામાના દીકરાએ તેને 'નવી જનતા' નામનો એક સુધારક લેખસંગ્રહ વાંચવા આપ્યો હતો. કાંગ યુવાઇ નામના સુધારક નેતાનો તેમ જ સુધારાના આંદોલનનો પરિચય વાંચ્યા બાદ તે આ સંગ્રહના સંપાદક લિઆંગ-ચી ચાઓ તથા કાંગ યુવાઇનાં તે પગલાં પૂજવા લાગ્યો હતો. લિઆંગની માફક તે પોતે પણ લોકબોલીનો હિમાયતી બની ગયો અને તેની શૈલીની નકલ કરવા લાગ્યો. તેને થયું કે માંચુશાહને આ બે પ્રખર સુધારકો જેવા પ્રધાનો મળી જાય તો ચીનનો બેડો પાર થઇ જાય.

ચોટલી વગરના માથાની સૂગ હોવા છતાં ય તેને જાપાન જઈ આવેલા માસ્તરની વાતો સાંભળવી ખૂબ જ ગમતી. તેણે માઓને

જાપાનનું સૌદર્યદર્શન કરાવ્યું તેણે શીખવેલી સુંદર જાપાની કવિતાઓ માઓને હજી પણ યાદ છે એ વખતે એ ગભરુ જુવાનને જાપાની શાહીવાદનો પરિચય નહોતો.

આ નિશાળમાં સંકુચિત પ્રાંતીયવાદનું પુષ્કળ જોર હોવાથી માઓને તદ્દન અતડું અતડું લાગતું. આ એકલતાને સર કરવા માટે તે હમેશાં વિવિધ વાચનમાં મશગૂલ રહેતો જ્યોર્જ વૉશિંગ્ટન, નેપોલિયન, રૂસો આદિ રાષ્ટ્રવીરોના જીવનચરિત્રો તેણે અહીં આવીને જ વાચ્યા પરંતુ તત્કાલીન ચીની નેતાઓ વિશેનું તેનું જ્ઞાન તદ્દન નામનું જ હતું પોતાના ગામથી આટલે દૂર આવ્યા પછી અહીંથી ચાલીસ માઇલ દૂર આવેલા, હુનાન પ્રાંતની રાજધાનીના શહેર ચાંગશા જવાનું તેને મન થાય એ સ્વાભાવિક હતું. તેને મન એ મહાન શહેર હતું. અને પોતાના એક ઓળખીતા માસ્તરની પાછળ પડીને તેની લાગવગ વડે ચાંગશા જવાનું તેણે નક્કી કરી દીધું.

# ૩

# રાજકારણમાં ચંચુપ્રવેશ

તાલુકા ગામથી ચાંગશા આવતી વખતે માઓના મનમાં કંઈનું કંઈ થઈ જતું હતું. વારંવાર તે પોતાના શિક્ષકની સામું જોયા કરતો પણ તેનો ગભરાટ ઓછો થતો ન હતો. ચાંગશામાં ખૂબ ખૂબ લોકો રહે છે, ત્યાં ઘણી ઘણી નિશાળો છે-અરે ખુદ ગવર્નરનો

જંગલો પણ ત્યાં જ છે એમ કહેવાય છે. બધી રીતે આ મજાનું શહેર છે. પણ આવડા મોટા શહેરમાં તેના જેવા ગમારને કોઇ ઊભો ય રહેવા દે ખરું ? ગાઓની બેચેની વધી પડી.

શીઆંગ-શીઆંગ તાલુકાના રહેવાસીઓ માટેની ખાસ નિશાળમાં તે સહેલાઇથી દાખલ થઇ ગયો ત્યારે તેના આશ્ચર્યનો પાર નહોતો. પણ ચીનમાં રાજકીય ઉથલપાથલ એટલી ઝડપથી થઈ રહી હતી કે માઓ પોતાની સ્વપ્નભૂમિમાં છ મહિનાથી વધારે રહી શક્યો નહિ.

જૂનવાણી ચીનમાં ધીમી પણ મક્કમ ગતિએ પરિવર્તન આવી રહ્યું હતું. અંગ્રેજોની માલિકીવાળી ગરમ કાપડની મિલ શરૂ થઇ ત્યારથી ચીનમાં આધુનિક ઉદ્યોગોનો આરંભ થઇ ગયો. માંચુ ફોજ માટેનું શસ્ત્રાગાર ખૂલ્યું, ચીની સાહસિકોએ વહાણવટામાં હાથ નાખવાનો પ્રયાસ કર્યો. ચીની પાટિયાના ઓઠા તળે અંગ્રેજ નાણાવટીઓએ કોલસાની ખાણો શરૂ કરી. ચીની માલિકીવાળી પહેલી કાપડ મિલ સ્થપાઈ; પણ જાપાને ચીન પર ચડાઈ કર્યા બાદ, માંચુરાજાએ પરદેશીઓને ચીનમાં ઉદ્યોગો સ્થાપવાનો અધિકાર આપ્યો; પછી તો અંગ્રેજ અને જાપાનીઓ કાપડની મિલો સ્થાપવા લાગ્યા. તેમણે ચીની ઉદ્યોગપતિઓના માર્ગમાં અનેક અંતરાયો નાખ્યા. ચીની જકાતનીતિ પરદેશીઓના લાભમાં હતી. ચીની ઉદ્યોગપતિઓને નાણાં ધીરનાર કોઇ હતું નહિ છતાં ય તેઓ જેમ તેમ આગળ વધતા ગયા. સન ૧૮૯૭માં પહેલી ચીની બેંક સ્થપાઇ. ચીની વિદ્યાર્થીઓ આધુનિક શિક્ષણ મેળવવા માટે જાપાન, યુરોપ અને અમેરિકા ગયા. ત્યાં તેમને આધુનિક દુનિયાનું ભાન થયું. ચીનમાં ખ્રિસ્તી મિશનરીઓ અને સરકારી શાળાઓ મારફત પશ્ચિમના વિચારો ફેલાઈ રહ્યા હતા. પરદેશમાં વસતા ચીની વેપા-

રીઓ પોતાની માતૃભૂમિને તેમનું રક્ષણ કરવા જેટલી સશક્ત બનાવવા તલસતા હતા

ચીની રાષ્ટ્રપિતા ડૉ સુન યાત સેન પણ, આ દિવસોમાં, અમેરિકા ભણવા ગયા હતા. સન ૧૮૯૪મા તેમણે 'શિંગ ચુન વાઇ (ચીની પુનર્જીવન સઘ) નામની સંસ્થા અમેરિકાના ટાપુ હોનોલુલુ ખાતે સ્થાપી તેનો મુખ્ય ઉદ્દેશ હતો દેશભક્ત ચીની પ્રજાને એકત્ર કરવી, લક્ષ્મી અને શક્તિ મેળવવાની કળા શિખવવી અને ચીનને પુનર્જીવન આપવું.'

આ સંસ્થાના પ્રારંભમા જોડાનાર મોટા ભાગના સભ્યો પરદેશ ભણીને આવેલા વિદ્યાર્થીઓ અથવા તો જુવાન ફોજી અફસરો હતા. તેમણે તે જ વરસના અંતમા કેંટન ખાતે બળવો કરવાનો નિષ્ફળ પ્રયાસ કર્યો હળવે હળવે તેની સંખ્યા વધવા લાગી. સન ૧૯૦૫મા આ સંસ્થાને નવું નામ મળ્યું — ક્રાંતિકારી સાથીદળ અમેરિકાએ ચીની વસાહતીઓને અમેરિકામા દાખલ થતા અટકાવ્યા ત્યારે આ સંસ્થાએ આગેવાની લઇને અમેરિકન માલનો બહિષ્કાર કરવાની ચળવળ ઉપાડી સન ૧૯૦૮મા જાપાની માલ અને વહાણોનો પણ બહિષ્કાર કરવામા આવ્યો. એ જ વરસમા અમેરિકનોએ પોતાની અમુક નુકસાન ભરપાઈ જતી કરીને ચીનમા શિક્ષણનો પ્રચાર કરવા પાછળ એ રકમ વાપરવાની સંમતિ આપી રાષ્ટ્રીય આંદોલનની આ પહેલી અડધી પડધી જીત હતી.

બીજી તરફ સન ૧૯૦૭થી પરદેશીઓ માંચુ રાજ્ય પર દબાણ લાવી રહ્યા હતા કે અમને ચીનમા રેલવે લાઇન નાખવાની છૂટ આપો. ફરેલી ચીની પ્રજા રાજાશાહીને સ્થાને પાર્લામેંટની સ્થાપના કરવા માગતી હતી. માંચુશાહની દશા સૂડી વચ્ચે સોપારી જેવી બની ગઈ. તેણે પરદેશીઓને વધારે મગનડો આપતા પહેલા લોકોને

રિઝવવા માટે પ્રાંતિક કાઉન્સીલો સ્થાપવાની મંજૂરી આપી અને પાર્લામેંટ સ્થાપવાનું વચન આપ્યું જોકે આ પાર્લામેંટમાં મોટા ભાગના સભ્યો પાદશાહે નીમવાના હતા અને તેમને માત્ર સલાહ આપવાનો જ અધિકાર હતો, રાજકારભાર ચલાવવાનો કે કાયદા ઘડવાનો નહિ. સન ૧૯૧૦માં રાષ્ટ્રીય સભા મળી તેમાં પણ અડધો-અડધ સભ્યો શહેનશાહે જ નીમેલા હતા. આવી આ સભાએ પણ માંચુની નીતિ વખોડી કાઢી, તત્કાળ પાર્લામેંટ બોલાવવાની માગણી કરી.

પણ જનતા તો આથી ક્યાંય આગળ પહોંચી ગઈ હતી. સન ૧૯૦૫ પછી દર વરસે એક યા બીજે સ્થળે માંચુ વિરોધી બળવો થઈ રહ્યાં હતાં. સન ૧૯૧૧માં મધ્ય ચીનના કેટલાક ચીની પૈસાદારોએ ઝેચુઆનથી હેંકાઉ રેલ્વે લાઈન બાંધવાની યોજના માંચુ શાહ સમક્ષ રજૂ કરીને તેની પરવાનગી માગી. પણ પરદેશી સત્તાઓના તાબેદાર માંચુશાહે તેમને મંજૂરી આપવાને બદલે પરદેશીઓને રેલ્વે બાંધવાની રજા આપી બળતામાં ઘી હોમ્યું.

અને તા. ૧૦મી ઓક્ટોબરને દિવસે હેંકાઉમાં બળવો થયો. ફોજ શહેનશાહની સામી થઈ અને સૂકું ઘાસ સળગી ઊઠે તેમ ઝડપથી વિપ્લવ ફેલાવા લાગ્યો. કેંટન અને શાંઘાઈ ક્રાંતિનાં કેન્દ્રો હતાં. તે વખતે ડૉ. સુન યાત સેન અમેરિકામાં હતા. ક્રાંતિકારી લોકોની પરિષદ ભરાઈ. તેમાં મોટે ભાગે વેપારીઓ, વિદ્યાર્થીઓ અને ફોજી અમલદારો હાજર હતા. તેમણે ડૉ. સુનને સ્વદેશ પાછા આવવાનું આમંત્રણ આપ્યું.

આ વખતે અઢાર વરસનો માઓ ત્સે તુંગ ચાંગશાના જાગૃત જીવનનો માહિતગાર બની રહ્યો હતો. તેણે અહીં આવીને જ જિંદગીમાં પહેલીવાર દૈનિક અખબારના દર્શન કર્યાં હતાં. 'જનશક્તિ' નામના છાપામાં તેણે રાષ્ટ્રીય આંદોલનના સમાચારો વાંચ્યા. ડૉ.

સુન યાત સેનનું નામ પણ તેણે અહીં જ સાંભળ્યું. આ અટપટા અનુભવથી તેનું મન ઉત્તેજીત બની ગયું. કાંગ યુ વાઇ અને લીઆંગ ચી–ચાઉની સુધારક જોડીની સાથે ડૉ. સુનને પણ તેણે દેવસ્થાને બેસાડી દીધા.

*

સંસ્થાનિક દેશના વિદ્યાર્થીઓ હંમેશાં રાજકારણમાં આગળ પડતો ભાગ ભજવે છે. ત્યાંના ગરીબ કિસાન મજૂરોને શિક્ષણ પામવાની ભાગ્યે જ તક મળતી હોવાથી સજાગ વિદ્યાર્થીઓ આઝાદી જંગમાં મોખરે આવે તે સ્વાભાવિક છે. ચાંગશાના વિદ્યાર્થીઓમાં પણ ગરમાગરમ ચર્ચાઓ ચાલતી હતી. સૌ પોતપોતાના અભિપ્રાયો આપતા હતા. માઓ પણ ઉશ્કેરાઇને પોતાનો મત આપવા જતો; પરંતુ તેને જાહેરમાં બોલવાની હજી ટેવ નહોતી; તેનો તીણો સાદ થોથવાઇ જતો. તેના મૂક વિચારમંથને તેની નીંદર હરી લીધી હતી. રાતો રાત જાગીને તેણે એક લેખ લખી નાખ્યો અને નિશાળની દીવાલ પર ચોંટાડી દીધો.

બીજે દિવસે સવારે એ લેખની સામે વિદ્યાર્થીઓનું ટોળું જામ્યું હતું. કોઇ મોટેથી વાંચતું હતું.

'જાપાનથી ડૉ. સુન યાત સેનને પાછા બોલાવીને તેમને નવી સરકારના પ્રમુખ બનાવો. કાંગ-યુ વાઇને મુખ્ય પ્રધાન નીમો અને પરદેશ ખાતાની જવાબદારી લીઆંગ ચી–ચાઉને સોંપી દો. આપણી રાષ્ટ્રીય સમસ્યાનો ઉકેલ આ ત્રણે જણા મળીને સારી રીતે કરી શકશે.'

ટોળામાં ગણગણાટ શરૂ થયો. સાસરે આવેલી નવી વહુ સમ-રાના ભાણામાં પોતે રાંધેલી રસોઇ પીરસીને તેમના અભિપ્રાયની વાટ જોતી બારણા પાછળ ઊભી હોય ત્યારે તેના મનમાં જે અધીરી

ચટપટી ચાલે છે તેરી માઓની સ્થિતિ હતી. જાહેરમાં પોતાનો રાજકીય અભિપ્રાય વ્યક્ત કરવાનો તેને માટે આ પહેલો જ અવસર હતો. આનું પરિણામ શું આવે છે તે જાણવા માટે આતુર બનેલો નીડર છતાં ય શરમાળ માઓ પાછળ ઊભો હતો.

'આવું થાય તો સારું' કોઇ બોલ્યું. માઓના તંગ ચહેરા પર શાંતિ પથરાવા લાગી.

'તું ય ગાંડો થયો છે! એવું કોઇ કાળે બને જ નહિ,' બીજો અવાજ આવ્યો અને વળી માઓનો જીવ અદ્ધર થયો.

'પણ ડૉ. સુનને તો પાછા બોલાવવા જ જોઈએ,' ત્રીજો બોલ્યો. અને માઓનો આત્મવિશ્વાસ પાછો આવવા લાગ્યો.

'એ વાત સાચી,' વાતો કરતું કરતું ટોળું દૂર ચાલ્યું ગયું. પરંતુ માઓ હજી ત્યાંનો ત્યાં જ ઊભો હતો. એણે ટોળાની પાછળ જવા માટે ડગલું ભર્યું; એટલામાં તેના કરતાં આગળના ધોરણમાં ભણતો એક વિદ્યાર્થી દીવાલ પાસે આવ્યો અને તેનો લેખ વાંચવા લાગ્યો. આ છોકરો ચાંગશાનો રહેવાસી હતો. નિશાળના જાગૃત વિદ્યાર્થીઓનો સ્વાભાવિક નેતા હતો, કારણ કોઈ પણ પ્રવૃત્તિમાં તે આગળ પડતો ભાગ લેતો અને ગમે તેવા વિરોધી સાથે તડ ને ફડ કરી નાખવાની હિંમત ધરાવતો. તેને જોઇને માઓ થંભી ગયો. તે શું ધારે છે એ જાણવાની તેને તાલાવેલી લાગી. માઓ તેને કશું પૂછે તે પહેલાં જ એ વિદ્યાર્થી બોલી ઊઠયોઃ

'ધૂળ અને પત્થર!'

'શું કહ્યું?'

'કોઇ આવું ઊંધિયું વાળી શકે એ મેં આજે જ જાણ્યું.'

'એ લેખ મેં લખ્યો છે!' માઓ હવે ચગવા માંડ્યો હતો.

'તેં?'

'હા. એમાં તમને શું ખોટું લાગ્યું ? ડૉ. સુન સ્વદેશ પાછા ન ફરે એમ તમે પ્રચ્છો છો ?'

'ના. ડૉ સુનને પ્રમુખ બનાવવા જ જોઈએ; પણ તારા જીવ જે વિદૂષકોને તેમને ગળે વળગાડીશું તો ડૉ. સુન આપણને તારવાની વાત તો બાજુએ રહી પણ એ પોતે જ ડૂબી જશે.'

'કંઈ કારણ ?' મ.ઓ ઉંચે ચઢ્યો હતો.'ડૉ સુન, સૌને સંભાળી શકે તેટલા ઉદાર અને કાબેલ છે.'

'હા. પણ પેલા સુધારકો મવાળ છે. ડૉ. સુન જહાલ તત્ત્વોના નેતા છે. એમને રાજાશાહીનો નાશ કરવો છે, પણ મવાળ સુધારકો માંચુરાજ્યને ચલાવી લેવા તૈયાર છે. પાદશાહ થોડા ઘણા સુધારા કરે કે પત્યું, આપણને અડદને ખેતરે બેસાડીને એ મવાળ નેતાઓ માંચુ દરબારમાં જઈ ભરાશે.'

માઓની પાસે આ દલીલનો જવાબ નહોતો. એને રાજકારણ સાથે હજી માત્ર આંખની ઓળખાણ જ થઈ હતી. એ છોભીલો પડી ગયો. પેલા વિદ્યાર્થીએ આ જોયું અને તરત જ તેણે હસીને વાત બદલી.

'પણ તારી કેટલીક સામાન્ય વાતો મને ખૂબ ગમી છે, આજે બપોરની રજામાં મારી જોડે આવીશ ! મારે ત્યાં ડૉ. સુનના લેખો છે એ હું તને વંચાવીશ.'

એ દિવસથી આ બન્ને વિદ્યાર્થીઓ વચ્ચે મૈત્રી બંધાઈ. દેશ-ભરમાં સ્વદેશી આંદોલનનાં મોજાં ઉછળતાં હતાં. પરદેશી ગુલામીથી ગ્લાનિ અનુભવતા કૈંક અમલદારોની સરદારી તળે લોકસેનાની ટુકડીઓ, શાંઘાઇ અને કેંટનમાં લડી રહી હતી. સરકારી નોકરી-ઓમાં થતા પક્ષપાતથી ચીડાઇને, આઝાદી જંગમાં જોડાએલા બુદ્ધિજીવીઓ શાળા કોલેજોમાં માંચુ વિરોધી પ્રચાર કરી રહ્યા

હતા.' દેશભરમાં પરદેશી માલનો બહિષ્કાર કરવાનું આંદોલન ચાલતું 'હતું;' સભા સરઘસો અને પીકેટીંગની હવે કોઈને નવાઈ રહી નહોતી. આપણે ત્યાંની સ્વદેશી ચળવળ વખતે જેમ મીઠાનો કાયદો તોડવાની વાતે સમગ્ર જનમાનસને આકર્ષી લીધું હતું તેમ ચીનમાં ચોટલીઓ કાપી નાખવાની ચળવળ ઊપડી. માંચુ અમલ દરમ્યાન પુરુષોએ ફરજિયાત વાળ વધારવા પડતા હોવાથી ચોટલી એ માંચુ ઓના શોષણનું પ્રતીક બની ગઇ હતી. ઠેર ઠેર નવજુવાનો પોતાની ચોટલીઓ કાપી રહ્યા હતા. આપણે ત્યાં રસ્તે ચાલતા માણસોને માંથેથી કાળી ટોપી ઉતારીને સ્વયંસેવકો હોળી કરતા તેમ ગામડેથી શહેરોમાં આવતા ચોટલીધારીઓનાં માથાં પણ મુંડાવા લાગ્યા. જોતજોતામાં કરોડો ચોટલીઓ કપાઇ ગઇ. માઓની નિશાળના વિદ્યાર્થીઓએ નક્કી કર્યું કે આપણે પણ ચોટલીઓને તિલાંજલિ આપવી. માઓએ અને તેના મિત્રો તો તરત જ પોતપોતાની ચોટલીઓ કાપી નાખી પણ બીજા વિદ્યાર્થીઓ ફસકી ગયા.

'એમ ! હરકત નહિ. તમારા જેવા કાયરોને ફરજીઆત સીધે રસ્તે ચડાવવા પડશે,' એમ બોલીને બન્ને મિત્રો આસપાસના વિદ્યાર્થીઓ પર તૂટી પડ્યા.

તેમની ઝપાઝપી પૂરી થઇ ત્યારે તેમના હાથમાં દસથી વધારે ચોટલીઓ કપાઇને પડી હતી. 'નકલી પરદેશી રાક્ષસ'ની મશ્કરી કરનાર માઓ આજે પોતાની તો ઠીક પણ પારકાની ચોટલીઓ કાપવામાં મોખરે હતો !

'શરીર ચામડી, વાળ અને નખ આપણને માબાપે વારસામાં આપ્યા છે. તેનો નાશ કરવાનો આપણને કોઈ અધિકાર નથી.' માઓના એક વકીલ મિત્રે દલીલ કરી.

એ કરતાં ય વધારે કિંમતી આઝાદી એ દરેક માણસનો જન્મ-

સિદ્ધ હક્ક છે. માંચુરાજાએ આપણા વડવાઓ પાસેથી એ આઝાદી છીનવી લીધી, આજે તેમનાં બાળકો માંચુરાજાનો ફરજિયાત ચોટલીનો હુકમ તોડીને માથું ઊંચકે છે, તેથી આપણા બાપદાદાનું અપમાન થતું નથી ઊલટાં આપણને વેર વાળતા જોઇને તેઓ રાજી જ થશે.' ચોટલી વિરોધકોએ વકીલને ચુપ કરી દીધો.

*

કેંટન અને શાંઘાઇને પગલે ચાલીને વુહાને પણ બંડ પોકાર્યું. લી યુઆન હુંગની નેતાગીરી તળે લોકસેનાએ શાહી કચેરીઓ કબજે કરી ત્યારથી સમસ્ત હુનાનપ્રાંતમાં લશ્કરી કાયદો ઠોકી બેસાડવામાં આવ્યો હતો. ચાંગશાને ચોરે ચૌટે એ શાહી ફરમાનની ચર્ચા થતી હતી. માંચુશાહના છાજિયા લેવાતાં હનાં રાજકીય પરિસ્થિતિ ઝડપથી પલટાતી હતી. માઓની નિશાળમાં પણ વાતાવરણ તંગ હતું. એક દિવસ મારતે ઘોડે લી યુઆન હુંગનો મદદનીશ નિશાળને દરવાજે આવી પહોંચ્યો. શાળાના હેડમાસ્તરે સામા જઈને સ્વાગત કર્યું.

'પધારો, પધારો !' વિદ્વાન વૃદ્ધ કમ્મરેથી વાંકા વળી વળીને જુવાન લોકસેવકને આવકારતો હતો. સૈનિકે તેમને પ્રમાણ કર્યાં અને વિદ્યાર્થીઓની સમક્ષ રાષ્ટ્રીય આઝાદી વિશે બે વાતો કહેવાની ઇચ્છા દર્શાવી. એકાદ વરસ પહેલાં હેડમાસ્તર સાહેબ આવા લેભાગુને તતડાવીને બહાર જ કાઢત, પરંતુ આજે સન ૧૯૧૧ની ક્રાંતિના મેઘાડંબર ગાજતા હતા. માસ્તર સાહેબે રાજીખુશીથી ભાષણ કરવાની છૂટ આપી, એટલું જ નહિ પણ ખાસ ઘંટ વગડાવીને શાળાના હૉલમાં વિદ્યાર્થીઓને એકઠા પણ કરી આપ્યા.

સૈનિકે જોરદાર જબાનમાં વિદ્યાર્થીઓને દેશદાઝનો પાનો ચડાવ્યો. એક પછી એક વિદ્યાર્થીઓ બોલવા ઊઠ્યા આઠ વિદ્યાર્થીઓએ સૈનિકના ભાષણને ટેકો આપ્યો. આખો હૉલ ગૂંજી ઊઠ્યો:

'રાજાશાહી ખતમ કરો, લોકરાજની તકાત સ્થાપના કરો!"

ક્રાંતિકારી નેતા ચાલ્યો ગયો. ચાર પાંચ દિવસ પછી માઓએ પોતાના વર્ગબંધુઓ જોડે સૈન્યમાં જોડાવાનો સંકલ્પ કર્યો.

ચીની આઝાદીની તવારીખમાં સશસ્ત્ર લડતની અખંડ પરંપરા ચાલતી આવી છે. ચીની જનતાએ હાથમાં હથિયાર લઈને વારંવાર પોતાના સ્વદેશી શોષકોનો સામનો કર્યો છે.

ચીન તરફ પશ્ચિમે મીટ માંડી ત્યારે ઇંગ્લાંડ ઉપરાંત યુરોપના બીજા દેશોમાં પણ યંત્રયુગનો આરંભ થઈ ચૂક્યો હતો. જો અંગ્રેજોએ હિંદની માફક ચીનને પણ પોતાનું સંપૂર્ણ સંસ્થાન બનાવવાનો પ્રયાસ કર્યો હોત તો તેમને ભૂખાવડિયા યુરોપીઅન હરીફોનો મુકાબલો કરવો પડત. આ હરીફાઈને પ્રતાપે ગોરા લૂંટારાઓએ આપસમાં સમજૂતી કરી લીધી હતી કે ચીનને અર્ધ સંસ્થાનની દશામાં જ રહેવા દેવું અને પોતાને અનુકૂળ ગણી રહે તેવા ચીની શાસકને હસ્તે ચીનનો કસ કાઢવો. તેનું એક પરિણામ એ આવ્યું કે ચીની પ્રજાના હાથમાંથી હથિયારો છીનવી લેવાયા નહિ. અને બાપુશાહી શિથિલ વ્યવસ્થા એકને હાથે તો એ કામ કરી શકે તેમ હતું જ નહિ.

સને ૧૮૫૭નો વિદ્રોહ કચડાઈ ગયા બાદ નિઃશસ્ત્ર બનેલી હિંદી પ્રજાની લડાયક પરંપરા ભાંગી પડી ગઈ તેવું ચીનમાં બનવા પામ્યું નથી. ચીની રાષ્ટ્રીય આંદોલને આમ ચળવળનું સ્વરૂપ ધારણ કર્યું ત્યારે પણ બૌદ્ધધર્મી ચીનમાં હિંસા અહિંસાનો પ્રશ્ન કોઈના ધ્યાનમાંય આવ્યો નહિ. આમ જનતાના સભા સરઘસો અને લોકસેનાના સશસ્ત્ર વિરોધ વચ્ચે સ્વાભાવિક સુમેળ સધાઈ ગયો હતો. અને કુદરતી રીતે જ લડાયક વિદ્યાર્થીઓ બંદૂકો ઉપાડી સૈન્યમાં દાખલ થયા હતા.

માઓ ત્સે તુગના મિત્રોએ લી યુઆન હુગની સેનામા જોડાવાનો વિચાર કર્યો હતો બાળના વિદ્યાર્થીઓએ તેમના નિર્ણયને ઉમળકા ભેર વધાવી લીધો તેમણે ફડ ઉઘરાવીને પોતાના બહાદુર સાથીઓને માટે હેકાઉ સુધી પહોચી શકે તેટલા પૈસા ભેગા કર્યા કોઇએ તેમને કહ્યુ કે હેકાઉની શેરીઓમા ખૂબ કીચડ હોય છે વરસાદમા પહે રવાના જોડા સાથે લઇ જવા જોઇએ. માઓની પાસ તેવા જોડા નહોતા પણ ચાગશાની બહાર પડાવ નાખીને પડેલી ફોજનો એક સિપાહી તેનો દોસ્ત હતો કદાચ એ તેને એવા જોડા મેળવી આપે ખરો

માઓ જોડા લેવા ઊપડયો તે શહેરના કોટ પાસે પહોચ્યો ત્યારે ત્યા શોરબકોરનો કોઇ શુમાર નહોતો સૈનિકોને પહેલી જ વાર બદૂકની ગોળીઓ મળી હતી આસપાસની શેરીઓમા તેમની દોડા દોડ ચાલુ હતી કોટના દરવાજા પર પહેરો ભરતા ચોકીદારે માઓને આગળ જતો અટકાવ્યો

'ખબરદાર !'

'મારે છાવણીમા એક મિત્રને મળવા જવુ છે,' માઓ બોલ્યો

'પાછો જ પાછો ! તારુ નસીબ જોર કરતુ હશે તો કદાચ હેમ ખેમ ઘરભેગો થઈ જઈશ ' ચોકીદારે પીઠ ફેરવી લીધી.

કેટન–હેકાઉ વચ્ચેની રેલને પાટે પાટે ક્રાતિસેના પાસે આવી રહી હતી ચાગશાને પાદરે ખુનખાર જગ જામ્યો બરાબર તે જ વખતે ચાગશા શહેરમા બડ થયુ. ક્રાતિકારી ચીની મજૂરોએ દરવાજા તોડી નાખ્યા

આવા જ એક દરવાજામાથી માઓ ફરીવાર શહેરમા દાખલ થયો અને સીધો ઘેર જવાને બદલે એક ઊચી જગા પર ચડીને જનતાના પરાક્રમ જોઈ રહ્યો. ગવર્નરના દ્ગલા પરથી માચુ-

શાહીનો ધ્વજ નીચે ઊતર્યો અને ક્રાંતિકારીઓનો સફેદ ધ્વજ ઊંચો ચઢ્યો. માઓએ મુગ્ધ બનીને તેની સામે જોયા જ કર્યું. આખરે તે પોતાના નિવાસે ગયો ત્યારે શાળાને દરવાજે લશ્કરી પહેરો બેસી ગયો હતો.

આમ, ક્રાંતિકારીઓએ ચાંગશામાં લશ્કરી સત્તા સ્થાપી. આ બધા માણસો પીડિત વર્ગોના પ્રતિનિધિઓ હતા. તેઓ લોકોનું કલ્યાણ ઇચ્છતા હતા. હુનાન પ્રાંતના જમીનદારોને આવી સત્તા શી રીતે પોસાય? તેમના લશ્કરી સાગરિતોએ ક્રાંતિકારીઓની વિરુદ્ધ ધિંગાણું આદર્યું.

થોડા દિવસ પછી માઓ ફરવા જતો હતો ત્યારે તેણે ક્રાંતિકારી નેતાઓનાં મુડદાં રસ્તામાં પડેલાં જોયાં. જમીનદારોનો વિજય થયો હતો. છતાં ય વિદ્યાર્થીઓનો ઉત્સાહ ઓસર્યો નહોતો. દેશભરના વિદ્યાર્થીઓ ક્રાંતિકારી ફોજમાં જોડાઈ રહ્યા હતા. તેમની સંખ્યા એટલી વધી ગઈ કે સેનાપતિઓએ તેમની એક સ્વતંત્ર ફોજ ઊભી કરી. પરંતુ આ વિદ્યાર્થી-ફોજમાં જરૂરી શિસ્તનો અભાવ હતો. એમાં દાખલ થવામાં માઓને નામોશી લાગી. માંચુ બાદશાહને શિરેથી હજી સુધી તાજ ઊતર્યો નહોતો. ગંભીર જંગ ખેલવા હજી બાકી હતા. માઓ નિયમસરની ખડી ક્રાંતિફોજમાં જોડાઈ ગયો.

*

તંબૂના બીના પાસે બેસીને માઓ, શીઆંગ કીઆંગ દૈનિક' નામનું અખબાર વાંચી રહ્યો હતો. આ છાપાએ માઓને સમાજવાદનો પ્રથમ પરિચય કરાવ્યો. સમાજવાદનું અસ્તિત્વ જાણ્યા બાદ માઓએ તેને વિશેની પુસ્તિકાઓ મેળવીને વાંચવા માંડી. સમા

જવાદની ઘણી વાતો તેને સાચી લાગતી અને નવરાશને સમયે તેના સાથીઓમાં આ વિષય ખૂબ ચર્ચાતો.

તેને અહીં અઠ્ઠાવીસ રૂપિયાનો પગાર મળતો હતો, તેમાંથી ખાધાખોરાકીના આઠ રૂપિયા અને પાણી ભરામણનો ખરચ બાદ કરતાં બાકીના પૈસા છાપાઓ અને પુસ્તકોની પાછળ જ વપરાતા. બીજા શ્રમજીવી સૈનિકોની માફક હાથે પાણી ભરતા આ ઉજળિયાત જુવાન હજી શરમાતો હતો. ભવિષ્યમાં, યેનાન ખાતે ક્રાંતિકારી બુદ્ધિજીવીઓની સમક્ષ ભાષણ કરતી વખતે, માઓએ પોતાની જુવાનીનો દાખલો આપીને મધ્યમ વર્ગના માનસિક દંભની કમજોરી સમજાવીને કહ્યું કે શરૂઆતમાં આપણે શ્રમજીવીઓના ગંધાતા પરસેવાથી સુગાઇએ છીએ. આપણને ઉજળિયાત વર્ગ વધારે ચોખ્ખો લાગે છે. એક જ ફોજમાં કામ કરતા હો છતાં ય મધ્યમ વર્ગના સૈનિકની પાસેથી જરૂર પડે અંગરખુ માગવું વધારે પસંદ પડે છે. પરંતુ લાંબા અનુભવ પછી સમજાય છે કે ઉજ્જળિયાતો કરતાં શ્રમજીવીઓ વધારે ચોખ્ખા છે. ઉજળિયાત માનસ મેલું છે. શ્રમજીવી વધારે સાફદિલ છે.

સૈન્યમાં માઓની જોડે જાતજાતના લોકો હતા. એક બદમાશને બાદ કરતાં બાકીના સૈનિકો સાધારણ હતા. માઓને લખતાં વાંચતાં આવડતું હોવાથી આખી ફોજ આ 'પંડિત'ની તરફ માનની નજરે જોતી. અભણ સૈનિકો તેની પાસે પોતાના કાગળો લખાવવા અને વંચાવવા આવતા. માઓ સૌની જોડે સારી રીતે રહેતો પરંતુ તેના જે બે ખાસ મિત્રો હતા તેમાંથી એક હતો હુતાનનો ખાણમજૂર અને બીજો હતો લુહાર.

'ભાઇ ! હવે આજકાલમાં આપણી કૂચ શરૂ થશે મને એમ કે ઘરે બે અક્ષર લખી નાખું...' તંબૂમાંથી બહાર નીકળીને માઓની

ામળ આવી ઊભેલો તેનો લુહાર મિત્ર મકેજ બોલ્યું ફાગ હસીને બોલ્યો

માઓએ હસીને છાપું સંકેલી લીધું અને ખીંટા પરથી ઊતરતાં તેના કહ્યું, 'ચલ ને, અત્યારે જ લખી આપું—જો કે હવે કંઈ ઉતાવળ કરવાની જરૂર નથી.'

'કેમ ?'

'આપણી કૂચ રદ થઈ છે. ડૉ સુન અને યુઆન શિહ-કાઈ વચ્ચે સંધિ કરારો થઈ ગયા છે.'

૧૯૧૧ના ડિસેમ્બરમા ડૉ સુન યાત સેન સ્વદેશ પાછા ફર્યા ત્યારે ચીનમા બે સરકારો અસ્તિત્વમા હતી મધ્ય અને દક્ષિણ ચીન પર નૂતન પ્રજાસત્તાકની આણ ફરકતી હતી નાનકિંગ તેનુ પાટનગર હતું ડૉ સુન આ પ્રજાસત્તાકના કામચલાઉ પ્રમુખ બન્યા ઉત્તર ચીન હજી માંચુ પાદશાહના તાબામા હતું અને યુઆન શિહ-કાઈને એ શાહી સરકારના મુખ્ય પ્રધાનનો હોદ્દો અપાયો હતો. ઠોઠ નિશાળિયો યુઆન પરીક્ષાઓમા ફાવ્યો નહિ ત્યારે સૈન્યમા જોડાઈ ગયો હતો તે પરદેશી સત્તાઓને રાજી રાખવામા પાવરધો હોવાથી પરદેશીઓએ માંચુશાહ પર દબાણ લાવીને તેને શાન્તુગનું ગવનરપદ અપાવ્યું હતુ પાછળથી તેના હરીફોએ પાદશાહના કાન ભંભેર્યા અને યુઆનને રુખસદ મળી પરંતુ મન ૧૯૧૧ની ક્રાંતિને પહોંચી વળવા અસમર્થ બનેલ શાહે તેને ફરી દરબારમા તેડાવી લીધો હતો.

ચીનના રાષ્ટ્રપિતા બનવા સરજાયેલ ડૉ સુન યાત-સેનને જનતાની નાડ પારખતા આવડતી હતી વર્ષોના અનુભવ અને અભ્યાસના અંતે તેમણે જનક્રાંતિના 'ત્રણ' મહાન સિદ્ધાંતો ઘડી કાઢ્યા હતા—લોકશાહી, રાષ્ટ્રવાદ અને પ્રજાને રોટી રોજીના અધિકાર. આ સિદ્ધાંતોના અમલ કરાવવો એ તેમનુ ધ્યેય હતુ તેમણે ઉત્સાહ-

પૂર્વક ક્રાંતિની આગેવાની હાથમાં લીધી.

૧૯૧૧ની ક્રાંતિના ત્રણ મુખ્ય ઉદ્દેશો હતા. રાજાશાહી નાબૂદ કરવી, પાશ્ચાત્ય ઢબનું પ્રજાસત્તાક સ્થાપવું અને પરદેશી સામ્રાજ્યવાદનો સામનો કરવો. ડૉ. સુન સ્પષ્ટ વિચારક હતા, ગજબ પ્રચારક હતા અને તેમની સંગઠન શક્તિ પણ જેવી તેવી નહોતી. તેમના સૂત્રોની રાષ્ટ્રીય અસર તળે ભાપુશાહીનાં વિરોધી તત્વો આવ્યાં ખરાં; પણ તેમના પચરંગી અનુયાયીઓને એક તાલે કૂચ કરાવી શકે તેવી સંગઠિત સંસ્થા હજી મોજૂદ નહોતી. તેમણે સ્થાપેલા 'ક્રાંતિકારી સાથી દળ'નું કુઓ મીન્ટાંગ (રાષ્ટ્રીય લોકપક્ષ)માં રૂપાંતર થયું હતું ખરું પરંતુ તેનું આંતરિક સંગઠન તદ્દન શિથિલ હતું. કોમિન્ટાંગમાં શામેલ થયેલ માંચુ વિરોધી વેપારીઓ હજી પોતાના સંકુચિત સ્વાર્થની નજરે જ રાષ્ટ્રીય આંદોલન તરફ જોતા હતા. જનતાના દબાણનો ઉપયોગ કરીને પોતાના વેપારી હકો મેળવવા પૂરતી જ તેમની દેશદાઝની સીમા હતી. વળી, મોટા સૈન્યને લાંબા કાળ સુધી નભાવી શકાય તેટલા પૈસા કોમિન્ટાંગ પાસે નહોતા. નબળી કોમિન્ટાંગ આમ જનતામાં જઈને ક્રાંતિના ઉદ્દેશો વિષે જોઈએ તેટલો પ્રચાર કરી શકી ન હોવાથી ક્રાંતિની મુસીબતોનો ઉકેલ કરવામાં તે જનતા પાસેથી જરૂરી શક્તિ મેળવી શકી નહિ. બીજી તરફ દિવાળાખોર માંચુ પાદશાહ પણ મોટા સૈન્યનો પગાર ચૂકવી શકતો નહોતો. માત્ર પરદેશી બેંકરો નાણાં ધીરી શકે તેવી સ્થિતિમાં હતા. બન્ને પક્ષો પરદેશીઓ પાસે કરજ માગતા હતા.

અંગ્રેજોએ બધી રમત રમવા માંડી. ચીનમાં વારંવાર ફેલાતી અંધાધુંધી તેમના વેપાર માટે નુકસાનકારક હતી. ચીનમાં સ્થિરતા લાવવા માટે માંચુશાહ હવે નકામો હતો. તેમણે તેનો નંબર ભૂંસી નાંખ્યો અને નવી 'બળવાન વ્યક્તિ' માટે આસપાસ નજર નાખવા

માંડી. ડૉ. સુન આ શાહીવાદીઓને વધારે પડતો પ્રમાણિક યાને પંડખોર ઉર્ફે નકામો લાગ્યો, અને તેનો નંબર પણ રદ થયો. હવે પાછા રહ્યો યુઆન શિહ-કાઈ, અંગ્રેજોની સલાહ માગીને પરદેશીઓએ યુઆનને ટેકો આપ્યો. લોકોનો રોષ માંચુ વંશ પર હતો, યુઆન પર નહિ. અંગ્રેજ પરદેશમંત્રી સર એડવર્ડ ગ્રેએ યુઆન અને ક્રાંતિકારીઓ વચ્ચે મુલાકાત ગોઠવી અને મંત્રણાઓ ચલાવવાનો માર્ગ મોકળો કરી આપ્યો. માંચુ વંશની સાથે રાજાશાહી નાબૂદ થાય તેની સામે કોઈનો વિરોધ ન હતો, પરંતુ નવા પ્રજાસત્તાકનો પ્રમુખ યુઆન શિહ કાઈને બનાવવો જોઈએ એવી અંગ્રેજોની ગર્ભિત શરત હતી. ડૉ સુનના વેપારી અનુયાયીઓમાંથી કેટલાક શ્રીમંતો પાઘડી ફેરવવાની તૈયારીમાં પડ્યા, બીજા ડગમગવા લાગ્યા. તેમણે ડૉ. સુનને નમ્ર વિનંતિ કરી કે 'રાષ્ટ્રની એકતા જાળવવા ખાતર આપ પ્રમુખપદેથી ખસી જાઓ. રાષ્ટ્રનું હિત તમારે મન સૌથી પહેલું આવે છે એ વાત અમે જાણીએ છીએ અને એટલે જ આપની સામે આવું સૂચન મૂકવાની અમે હિંમત કરી છે. વળી આપણી ક્રાંતિનું મૂળ ધ્યેય તો પૂરું થઈ ગયું છે. માંચુ રાજા જાય છે, પ્રજાસત્તાક આવે છે. (અને યુઆન એક નહિ તો બીજી રીતે ચીનના મોટા વેપારીઓને ફાયદો કરી દેશે એવી પૂરી શક્યતા છે.) હવે વધારે લોહી રેડવા કરતાં સહેજ બાંધછોડ કરીને સમાધાન કરી લઈએ તો તેમાં આપણને હીણપદ અનુભવવાનું કશું કારણ નથી.'

કોમિન્ટાંગના ઉદ્દામ તત્ત્વો યુઆન શિહ કાઈની વિરુદ્ધ, ડૉ. સુનને પડખે રહીને લડવા તૈયાર હતા. હુનાનની ફોજ ઉત્તર તરફ કૂચ કરવાની તૈયારીમાં હતી. માઓના સાથીઓ એ દિવસની વાટ જોતા હતા. પરંતુ શિથિલ કોમિન્ટાંગને મોખરે ચાલતા ડૉ. સુન વેપારી-

ઓની દલીલોને વશ થઇ ગયા તા. ૧૨ મી ફેબ્રુઆરી ૧૯૧૨ ને દિન માન્ચુ પાદશાહ પદભ્રષ્ટ થયા. તા ૧૪ મી ફેબ્રુઆરીએ ડૉ. સુન યાત સેને, રાષ્ટ્રસભા વતી યુઆનને ચીની પ્રજાસત્તાકના પ્રમુખ બનવાનું આમંત્રણ મોકલાવ્યું. યુઆનના હાથમાં સત્તા આવી ગયા બાદ તા ૧૭મી ફેબ્રુઆરીને દિવસે ચાર પરદેશી સત્તાઓએ ચીનને પ્રજાસત્તાકને નજરી લોન આપી'

*

નાનકિંગ સરકારનું વિસર્જન થયું. ગાંધી-ઇરવિન કરારો બાદ હિંદમાં અનેક સત્યાગ્રહીઓને લાગ્યું હતું તેમ માઓએ પણ માન્યું કે સુન-યુઆનની સંધિ સાથે આઝાદી જંગ પૂરો થઇ ગયો છે હવે અભરાઈઓ પર ચડાવેલાં પાઠ્યપુસ્તકો ફરી નીચે ઉતારવા જોઈએ. ૭ મહિના સુધી લશ્કરી નોકરી કરીને માઓ છૂટો થયો ત્યારે તેની સામે પોતાના ભવિષ્ય માટે કોઈ ચોક્કસ રૂપરેખા નહોતી .

એ દિવસોમાં બાપુશાહી સરકારોને પોષણ આપતી શાહી પરીક્ષાઓ વિરુદ્ધ સુધારકો નિતનવી નિશાળો ઉઘાડતા હતા. ચીની મુડીવાદીઓ ટેકનીકલ શાળાઓને ઉત્તેજન આપતા હતા. તેની લોભામણી જાહેરખબરો માઓ છાપામાં વાંચતો એક દિવસ તેને થતું કે રાષ્ટ્રને પ્રમાણિક પોલીસોની જરૂર છે એટલે તે પોલીસશાળાની પ્રવેશ ફી ભરી આવતો તો બીજે દિવસે એને લાગતું કે પોલીસ કરતા સાબુના નિષ્ણાતો દેશની વધારે સેવા કરી શકશે માટે સાબુ બનાવનારના વર્ગની ફી ભરતો ત્રીજે દિવસે વળી વકીલાતનું મહત્વ સમજાતું ત્યારે વકીલ-શાળાને ચોપડે તેની ફી જમા થઈ જતી આવી રીતે જાહેરખબરોના ચકડોળમાં ફસાએલો માઓ એકાદ-બે શાળાઓમાં મહિના-બે મહિના સુધી ભણી પણ આવતો.

પરંતુ આખરે તેણે પોતાની મેળે જ ભણવાનો નિશ્ચય કર્યો.

અને છ મહિના સુધી પોતે ઘડેલા સ્વાધ્યાયના કાર્યક્રમને વફાદાર રહ્યો. સવારથી સાંજ સુધી તે પુસ્તકાલયમાં ભરાઈને વિવિધ વિષયો પર પુસ્તકો વાંચતો. પશ્ચિમના મૂડીવાદી વિચારકોએ લખેલા પુસ્તકોનો અભ્યાસ કરીને નવયુગને અનુકૂળ માનસ ઘડાવું જોઈએ એમ ચીની સુધારકો કહેતા તેમની સલાહ સ્વીકારીને માઓએ આ દિવસોમાં પોતાનું સામાન્ય જ્ઞાન વધાર્યું. અર્થશાસ્ત્ર, જીવશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, વિશ્વના ઇતિહાસ વિશ્વની ભૂગોળ જેવા ગંભીર વાંચનથી તે થાકતો ત્યારે વિશ્વસાહિત્યનાં પ્રખ્યાત સર્જનો વાંચવા માંડતો. માઓના પોતાના કહેવા પ્રમાણે આ સ્વૈરવિહાર તેના ભાવિ જીવનમાં અત્યંત ઉપયોગી નીવડ્યો છે.

માઓએ હવે ગંભીરતાપૂર્વક પોતાના કાર્યક્ષેત્ર વિશે વિચાર કરવા માંડ્યો. તેણે શિક્ષકનો વ્યવસાય પસંદ પડ્યો. સન ૧૯૧૨ માં તે 'હુનાન પાઠશાળા' માં દાખલ થયો અને જાહેરખબરોની માયાજાળથી ફરી આકર્ષાયા વિના લગાતાર પાંચ વર્ષ ભણીને સન ૧૯૧૮ માં શિક્ષકની ડીગ્રી લઈને જ બહાર પડ્યો.

તેને સમાજશાસ્ત્રમાં ઊંડો રસ હતો પણ વિજ્ઞાન અને ચિત્રકળા પ્રત્યે તેને કંટાળો હતો. પરીક્ષા વખતે તે એક ગોળ સીટી ઉપર મીંડું દોરીને ઊઠી ગયો અને ઉપર મથાળું આપ્યું, 'અર્ધ-પર્વત–અર્ધ રવિ !'

પણ વિલાયતથી ભણીને પાછા ફરેલા યાંગ ચેન-ચીનો માઓ માનીતો શિષ્ય હતો. નીતિશાસ્ત્રના આ અધ્યાપક તરંગવાદી આદર્શવાદના હિમાયતી હતા. માઓને એ દિવસોમાં કોઈ પણ પ્રકારના આદર્શવાદ ગમતો કારણ ઉદાત્ત મૂલ્યોનું તેને આકર્ષણ હતું. એના ઉપદેશક તરીકે તેને પૂજ્યભાવ હતો. એક દિવસે ગુરુએ તેની પીઠ થાબડી, 'તારો માનસશક્તિ ઉપરનો નિબંધ અત્યંત સુંદર હતો!

મારે સૌમાંથી સો માર્ક આપવા પડ્યા.'

તાગ નામના બીજા એક શિક્ષક પણ માઓને ગમતા તેમની પાસેથી લાવેલા 'જનતાના અખબાર'માં તિબેટની પગપાળી યાત્રા કરવા નીકળેલા બે વિદ્યાર્થીઓના પરાક્રમો વાંચીને માઓને પણ એવી મુસાફરી કરવાનો શોખ થયો. ઉનાળાની રજાઓમાં તે હુનાન પ્રાંતનો પ્રવાસ કરવા નીકળ્યો ત્યારે તેની પાસે પૈસા નહોતા. કિસાનોએ તેમની પરોણાગત કરી.

આ મફત મુસાફરીને અંતે તો માનસપટ વિશાળ બની ગયો હતો. સમભાવી મિત્રોનો સમાગમ સાધવાની આશાએ તેણે છાપામાં જાહેરખબર આપી કે દેશને માટે મરી ફીટવાની ધગશ હોય તેવા ખડતલ અને મક્કમ જુવાનોએ મારા ઠેકાણે પત્ર વ્યવહાર કરવો.' માઓના કહેવા પ્રમાણે તેને સાડાત્રણ જવાબો મળ્યાં. આ અડધો-પડધો જવાબ લી લી-સાન નામના જુવાનનો હતો. તે માઓને મળવા આવ્યો અને તેની યોજના ચુપચાપ સાંભળી લીધી, પરંતુ પોતાની સંમતિ કે અસંમતિ કશું જ દર્શાવ્યા વિના પાછો ચાલ્યો ગયો. માઓની યોજનાને બદલે તેણે પોતાની કોઈ ચોક્કસ યોજના પણ બતાવી નહિ. ભવિષ્યમાં આ બન્ને જણા કમ્યુનિસ્ટ પાર્ટીના સભ્યો બન્યા ત્યારે પણ લી લી-સાનના અનુચિત ઉદ્દામવાદ જોડે માઓ અથડામણમાં આવ્યો હતો.

*

માઓની આસપાસ વ્યાયામપ્રેમી જૂથ બંધાવા લાગ્યું. ભાતિકનિનો હડહડાટ સહી શકે તેવું વજ્ર સમું શરીર ઘડવાના ઇરાદાથી આ મિત્રો જાણીજોઈને અનેક હાડમારીઓ વેઠતા. વરસાદના ઝડકામાં ઉઘાડે બદને ચાલતા, કડકડતા શિયાળામાં નદી તરીને સામે પાર જતા, ફૂંકાતા પવનમાં પહેરણ કાઢીને 'સમીર સ્નાન' કરતા

નીકળી પડતા મિત્રો વચ્ચેની વાતચીત રાષ્ટ્રપ્રેમ આદિ ગંભીર વિષયો વિશે જ હોવી જોઇએ એવો એમનો નિયમ હતો. સ્ત્રીઓમાં જુવાનીસુલભ રસ બતાવવો કે રોમાન્સની વાતોમાં વખત ગાળવો એ આ ભીંગરા ભેખધારીઓને અક્ષમ્ય લાગતું.

માઓ ચૌદ વરસનો હતો ત્યારે તેના માબાપે તેનાથી ૬ વરસે મોટી ગામડાની ગોરી જોડે તેના લગ્ન કરી નાખ્યાં હતાં. માઓએ કદીપણ આ બાઇને પોતાની પત્ની ગણી નહોતી. એ દિવસોમાં માઓના ચોખલિયાવેડા એટલા બધા વધી ગયા હતા કે તેની હાજરીમાં તેનો કોઇ મિત્ર પ્રેમની તો શું પણ રસોઇના સ્વાદની ચર્ચા કરે એમાં પણ તેને છીછરાપણું દેખાતું. આગળ જતાં તેનાં મૂલ્યો બદલાયા અને જીવનમાં સમતુલા આવી ત્યારે પણ તેણે મરચાંની ધમધમાટી સિવાય બીજા કોઇ સ્વાદ પર ખાસ ભાર મૂક્યો નહિ.

*

ચીનના બીજા શહેરોમાં રહેતા વિદ્યાર્થીઓ જોડે માઓનો પત્રવ્યવહાર વધતો ગયો તેમ તેને વધારે દૃઢ સંગઠનની જરૂર ભાસવા લાગી હતી. પોતાના મિત્રોની મદદ લઇને તેણે 'નૂતન જનસંઘ' નામની સંસ્થા સ્થાપી. એ દિવસોમાં 'નવજુવાન' માસિકની અસર તળે ઠેર ઠેર આવા સંઘો સ્થપાઈ રહ્યા હતા. તિએન્સીનમાં ચાઉ એન-લાઇ અને તેમની ભાવિ પત્ની કુમારી ટેંગ યીંગ-ચાઉએ પણ આવી જ એક સંસ્થા સ્થાપી હતી.

'નવજુવાન' ના તંત્રી ચેન તુન્સુ પેકિંગની વિદ્યાપીઠના સાહિત્ય વિભાગનું સંચાલન કરતા હતા. સાધારણ લોકો સમજી શકે તેવી સરળ ભાષામાં લખાણો લખવા જોઇએ એવી તેમણે ઝુંબેશ ચલાવી. ચાલી જમાનાના ક્લિષ્ટ પંડિતાઇ અને વિશિષ્ટ ચીની લિપિ ઉપર આગ્રહ રાખવામાં આવતો હોવાથી માત્ર ગણ્યા-

ગંડ્યાં લોકો જ વાંચી-લખી શકતા એ વાત ધ્યાનમાં રાખીએ તો આ ઝુંબેશનું મહત્વ સહેલાઇથી સમજી શકાશે. તેઓ પોતે એક લોકપ્રિય નિબંધકાર હતા અને ચીનમાં શરૂ થયેલી સાંસ્કારિક નવ-જાગૃતિના તેઓ તથા લુ-શુન સર્વોચ્ચ નેતાઓ ગણાતા. ચેન તુ-સ્યુની અસર પેકિંગના વિદ્યાર્થીઓ દ્વારા સચોટ રીતે દૂર દૂર સુધી ફેલાઇ ગઈ હતી. માર્ક્સવાદમાં તેમને શ્રદ્ધા બેઠી અને સન ૧૯૨૧માં ચીની કમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપના કરવામાં તેમણે ગણનાપાત્ર ફાળો આપ્યો હતો.

માઓ તેમની શૈલીપર આફરીન હતો. લીઆંગ ચી-ચાઉ અને કાંગ યુ-વાઇ જેવા સુધારકો પ્રત્યેની તેની ભક્તિ તો ક્યારની ચે ઓગળી ગઈ હતી પરંતુ અનેક પ્રકારની વિચારધારાઓ એક-સામટી તેના મગજમાં અજબ મિશ્રણ પેદા કરતી હતી. ઉદારમતવાદ, લોકશાહી સુધારાવાદ, તરંગી સમાજવાદના મંથનમાંથી એક વસ્તુ તો તેણે નક્કી કરી લીધી હતી કે પોતે ગમે તે હોય પણ શાહીવાદ અને લશ્કરવાદને તો પાકો વિરોધી છે જ.

માઓનું શિક્ષણ પૂરું થવા આવ્યું એ જ અરસામાં તેની માતા ગુજરી ગઈ અને ગામડે પાછા ફરવાની રહીસહી ઇચ્છા પણ બુઝાઇ ગઇ. પણ હવે જવું ક્યાં ?

વિશ્વયુદ્ધને પરિણામે ફ્રાંસમાં મજૂરોની અછત હતી. 'કમાઓ અને ભણો'ની યોજનાદ્વારા ફ્રેંચ સરકાર એશિયાવાસીઓની સસ્તી મજૂરી આકર્ષવાનો પ્રયાસ કરતી હતી. યુવકસંઘના અનેક સભ્યો આ તકનો લાભ લઇને આધુનિક ઉત્પાદનકળા શીખવા તૈયાર હતા. ચાઉ એન-લાઇ પણ આવી જ એક ટુકડી જોડે ફ્રાન્સ ગયા, પરંતુ માઓને તો, પરદેશ જવાને બદલે સ્વદેશમાં રહીને તેનો ઊંડો પરિચય મેળવવો હતો. છતાં ફ્રાન્સ જવાની ચળવળમાં તેણે આગળ

પડતો ભાગ લીધો. ઘુનાની વિદ્યાર્થીઓ ફ્રાન્સ જતા પહેલાં થોડો વખત પેકીંગમા રહીને ફ્રેંચ ભાષા શીખવા માગતા હતા. માઓ પણ તેમની જોડે પેકીંગ આવ્યો.

# ૪

# માર્ગ સાંપડ્યો—

પેકીંગની વિદ્યાપીઠમાં ભણતી એક આકર્ષક વિદ્યાર્થિની વિદ્યાપીઠના પુસ્તકાલયમાં દાખલ થઇ અને સીધી કઠેડા પાસે જઈને ઊભી રહી તેના હસમુખા નિખાલસ ચહેરા પર અસાધારણ બુદ્ધિમત્તા ચમકતી હતી.

કઠેડાની પાછળ પુસ્તકમાં માથું ખોસીને બેઠેલા માઓની સામે જોઇને તે બોલી, 'આજે પત્રકાર મંડળની મીટિંગ છે તે ભૂલી ગયા ?'

'ઓહ !' માઓએ ઊંચે જોયું, 'તમે આવી ગયાં, યેંગ કાઈ હુઇ !—પેલો યુ ફરી અરાજકતાવાદની ચર્ચા કરવા આવ્યો હતો. એટલે મને વખતનો ખ્યાલ જ ન રહ્યો. મને લાગે છે કે એમાંની કેટલીક વાતો ચીનમાં લાગુ થાય ખરી...'

'વળી નવી શોધ કરી !' તે હસી પડી અને માઓની સામે એક ચિઠ્ઠી ધરીને બોલી, 'બાપુએ આ ચોપડીઓ મંગાવી છે.'

માઓના જૂના શિક્ષક યાંગ ચેન-ચીની તે પુત્રી હતી પેકીંગની વિદ્યાપીઠમા નીતિશાસ્ત્રના પ્રોફેસરની જગા ખાલી પડવાથી

તેઓ ચાંગશા છોડીને પાટનગરમાં આવી વસ્યા હતા. પેકીંગના ખર્ચાળ જીવનમાં કામધંધો શોધ્યા સિવાય માઓ થોડા દિવસ પણ રહી શકે તેમ ન હતું. પ્રોફેસર યાંગે વિદ્યાપીઠના ગ્રંથપાલ જોડે તેની ઓળખાણ કરાવી દીધી. તેમણે માઓને પોતાના મદદનીશ તરીકે રાખી લીધો. એ પગારમાં માંડ માંડ તેનું ગુજરાન ચાલતું. ગંદી શેરીમાં એક નાનકડી ઓરડી લઈને બીજા સાત જણા સાથે માઓ રહેતો. ચીનમાં ખાટલાને બદલે પોલા ઓટલા હોય છે. તેની અંદર ભરેલી આગ કકડતી ઠંડીમાં હૂંફ આપે છે. આ ઓટલા (કેંગ) ઉપર જ્યારે સાતેઆઠ જણ સૂતા ત્યારે એકબીજાની ઊંઘ બગાડ્યા વિના પડખું પણ ફરી શકતા નહિ. માઓ આખો દિવસ ઘરની બહાર જ ગાળતો. લાયબ્રેરીનું કામ તેને ગમી ગયું હતું. ત્યાં આવતા જાણીતા વિદ્વાનો તેના જેવા 'નાના માણસ' સાથે બોલવાની તસદી લેતા નહિ; પરંતુ વિદ્યાપીઠનાં વ્યાખ્યાનો સાંભળવાની તક મળે એટલા ખાતર માઓ પત્રકારમંડળ અને ફિલસૂફ મંડળનો સભ્ય બન્યો હતો.

તેના જૂના શિક્ષકના દરવાજા તેને માટે ખુલ્લાં જ હતા; પરંતુ રળિયામણી પેકીંગ નગરીનું સૌંદર્યપાન કરવામાં તેને વધારે આનંદ આવતો. નવરાશનો સમય તે પેકીંગના ઉદ્યાનોમાં જ ગાળતો. યાંગ કાઈ હુઈની જોડે મૈત્રી બંધાયા પછી આ પર્યટનો વધી ગયા હતા.

જરૂરી પુસ્તકો લઈને બન્ને જણા બહાર નીકળ્યા ત્યારે વૃક્ષો-પર જામી ગયેલ બરફની કણીઓ સંધ્યાના પ્રકાશમાં હીરાની માફક ચમકતી હતી. માઓ ઊંડો શ્વાસ લઈને બોલી ઊઠ્યો, 'આ જગા છોડીને જવાનું મન જ થતું નથી.'

'તો કોણ કહે છે કે જાઓ?'

'માથે લીધેલું કામ.'

સન ૧૯૧૯ની શરૂઆતમા ફ્રાન્સ જનારા વિદ્યાર્થીઓને વળાવવા માટે માઓ શાંઘાઇ ગયો. ગાડીભાડાના પૈસા મિત્રોએ આપ્યા હતા. રસ્તામા તેણે અનેક ઇતિહાસપ્રસિદ્ધ સ્થળો જોયા, તુંગ-તીંગ તળાવને પ્રદક્ષિણા કરી નાનકિંગ અને શુચાઉના ગઢોને કાંગરે ફર્યો. તાઇ પર્વત ચઢ્યો પ્રખ્યાત ચીની ફિલસૂફ કન્ફ્યુશિઅસની સમાધિના દર્શન પણ કરી આવ્યો. રસ્તામા કોઇ તેના જોડા ચોરી ગયું. અચાનક મળી ગયેલા તેના એક મિત્રે નવા જોડા અપાવ્યા પછી ગાડીમા સૂતો હોય ત્યારે ઘણીવાર ઊઠીને જોઇ લેતો કે જોડા ઓશીકા તળે છે કે નહિ' શાંઘાઇથી તે સર્વો ચાંગશા આવ્યો અને 'ચોથી મે'ના ઉછળતા મોજાઓમા સમાઇ ગયો

*

સન ૧૯૧૨માં માંચુ રાજાશાહીને બદલે ચીની પ્રજાસત્તાક આવ્યુ હતુ ખરુ; પરતુ ચીનના મજૂર કિસાનો તો બાજુએ રહ્યા હતા. આમ વેપારીવર્ગને પણ કશો લાભ થયો નહિ. યુઆન શિક-કાઇની પાછળ ચીનના મોટા જમીનદારો અને કેટલાક શ્રીમત વેપારીઓનું પીઠબળ હતુ. તેમને 'ગડખોર' ડૉ સુન ભયકર વ્યક્તિ લાગતી. યુઆને પ્રજાસત્તાકના લશ્કરી અમલદારોની કત્લેઆમ શરૂ કરી. રાજ્યની પુનર્વ્યવસ્થા કરવાને બહાને પરદેશીઓ પાસેથી સન ૧૯૧૩મા અઢી કરોડ પાઉંડની લોન મેળવી ચીનનુ તમામ મહેસૂલ બદરી જકાતમાથી થતી ચીની સરકારની તમામ આવક સીધી પરદેશી બેંકોમા જાય અને ત્યાથી ચીને આપવાના નુકસાન ભરપાઇના હિસ્સાઓ તેમ જ કરજનુ વ્યાજ કપાઇને જે રકમ બાકી રહે તે ચીની સરકારને પાછી અપાય. આ શરતોએ યુઆને આ લોન મેળવી હતી

ઉપરાંત ચીનના નાણાખાતાનો હિસાબ તપાસનાર માણસ વિદેશી હોવો જોઈએ, એક અંગ્રેજ રાજદ્વારી સલાહકાર ચીની સરકારે રાખવો, તાર-ટપાલ ખાતાનો ઉપરી અને લશ્કરી સલાહકાર ફ્રેંચ હોય એ વાત પણ તેણે સ્વીકારી હતી. મોટા ભાગના આધુનિક ઉદ્યોગો તે. ગોરા મૂડીદારોના હાથમાં હતા જ; હવે આખું ચીની અર્થતંત્ર તેમના અંકુશ તળે આવી ગયું

એટલું જ નહિ, પરંતુ ૧૯૧૧ની એ ક્રાંતિ પૂરી રીતે રાજાશાહી પણ નાબૂદ કરી શકી નહોતી. સન ૧૯૧૩-૧૪ માં યુઆને જાહેર કર્યું કે પોતે ચીની પ્રજાસત્તાકનો આમરણાંત પ્રમુખ રહેશે અને પોતાના મરણ બાદ કોણ પ્રમુખ બને એ પણ એ પોતે જ નક્કી કરતો જશે! ટૂંકમાં, એણે ચીનમાં ફરી રાજાશાહી સ્થાપવા પ્રેરણા કરી. કોમિન્ટાંગના ઉદ્દામ અમલદારો યુઆનનો થોડોઘણો સામનો કરતા હતા જ, પરંતુ તેમની પીછેહઠ ચાલુ હતી. હવે તેઓ મક્કમ બન્યા અને તેમણે મંચુ વંશને બદલે યુઆનવંશ સ્વીકારવાનો સાફ ઇન્કાર કરી દીધો. યુઆનને આ બાબતમાં નમતું જોખવું પડ્યું પણ તેણે રાજકારભારમાં લશ્કરશાહી દાખલ કરી દીધી. ક્રાંતિમાંથી જન્મેલી પાર્લામેંટને તેણે બરખાસ્ત કરી અને ચીનના અઢારે અઢાર પ્રાંતમાં પોતાના સત્રપો (તુચુન) નીમી દીધા. પાછળથી મધ્યસ્થ સરકાર નબળી પડતાં આ બધા સત્રપો સ્વતંત્ર થઈ, લશ્કરી ડાકુઓ બની ગયા. લોકોના પૈસા વેડફી નાખ્યા પછી જુદા જુદા પ્રાંતોને એક સૂત્રે બાંધવાનું કોઈ અસરકારક સાધન રહ્યું નહિ. ચીનને એક બનાવવામાં આંતરિક વેપાર કરતાં નહેર-વ્યવસ્થા જ વધારે અસરકારક હતી. હવે તો ખુશ્કી વેપાર પણ ખોરવાઈ ગયો હતો અને પરદેશીઓને માટે તૈયાર થતો કાચો માલ નદી વાટે બંદરે પહોંચી જતો.

સ્થાનિક જમીનદારોની સાથે મળી જઈને લશ્કરી ડાકુઓ પોતપોતાના વિસ્તારમાં ધણીરણી થઈ ગયા હતા. નાનાથી માંડી મોટા અમલદારોનું કમીશન કપાઈને બાદ કરતાં વધેલું પ્રાંતમહેસૂલ આ સત્રપોના ભંડારોમાં બંધ થઈ જતું.

પરંતુ માત્ર ચીની અર્થતંત્ર હજમ કરીને પરદેશી શાહીવાદની ભૂખ સંતોષાઈ નહોતી. તેમને ચીનની ધરતીનો ચસ્કો ચડ્યો હતો. અંગ્રેજો બ્રહ્મદેશની હદ વધારીને તેમાં ચીન અને તિબેટના હજારો માઈલો સમાવી દેવા માગતા હતા. તિબેટના ભાગલા પાડવાની મંત્રણા શરૂ થઈ એટલામાં પહેલું વિશ્વયુદ્ધ ફાટી નીકળવાથી એ વાત એટલેથી જ અટકી. હવે પોતાના પશ્ચિમગામી હરીફોને યુદ્ધમાં સંડોવાયેલા જોઈને જાપાનની દાનત બગડી. દક્ષિણ માંચુરિયાની રેલવે લાઈન તેના હાથમાં હતી જ. તેણે ત્યાંથી આગળ વધીને જર્મનોના વર્ચસ્વવાળો ચીનનો શાન્તુંગ પ્રાંત કબજે કરી લીધો.

સન ૧૯૧૫ માં જાપાને ચીન પાસે 'એકવીસ માગણી'ઓનો ખરડો રજૂ કર્યો. આ માગણીઓ એટલી અપમાનકારક હતી કે જ્યારે ચીની પ્રજાએ એ વાત સાંભળી ત્યારે તેમના ગુસ્સાનો પાર રહ્યો નહિ. જાપાનની તમામ માંગણીઓ તત્કાલ પૂરી થઈ નહિ. પરંતુ સન ૧૯૧૭-૧૮ દરમ્યાન સોવિયેટ રશિયા વિરોધી લડાઈમાં જોડાવાને બહાને જાપાને સમસ્ત માંચુરિયા અને દક્ષિણ મંગોલિયા તો ચીન પાસેથી પડાવી લીધું. ચીની સરકારને જાપાન પાસેથી લોન લેવા મજબૂર કરીને તેણે ચીની ફોજની તાલીમ પણ પોતાના હાથમાં લઈ લીધી. સોવિયેત વિરોધી હાઉ બતાવીને પોતાનો સ્વાર્થ સાધી લેનારો કીમિયો જાપાને ચીનમાં અજમાવવાની શરૂઆત કરી દીધી હતી.

એ જ અરસામાં યુઆન મૃત્યુ પામ્યો અને ચીનમાં ખરેખરી

યાદશાસ્થળી જામી યુઆનની જગાએ આવેના લીો પચ્યુન કરીને સન ૧૯૧૮મા જાપાન તરફી ત્રણ લશ્કરી ડાકુઓ પેકિંગમા સત્તારૂઢ થયા પાર્લામેટના સભ્યો જોડે લી કેંટન નાસી ગયો અને અને ત્યા હરીફ સરકાર સ્થાપી વિશ્વયુદ્ધનો અત આ વો હતો.

વરસાઈમા શાતિ પરિષદ મળી એમા પેકિંગ તથા કેંટન સર કાર—બ નેના પ્રતિનિધિઓએ હાજરી આ ી લૂટના ભાગ પડતા હતા જાપાને શાન્તુ ગ માગ્યુ વિદેશી શાહીશાહીઓને તો પારકે પૈસે 'પરમાથ' કરવાનો હતો તેમણે કહ્યુ તથાસ્તુ !

ચી ી પ્રતિનિધિઓના વિરોધ છતા વર્સેલ્સની શાતિ પરિષદે શાન્તુ ગ જાપાનને સોપી દીધુ. આ સમાચાર જ્યારે ચીનમા પહો ચ્યા ત્યારે આપોઆપ જનતાનો રોષ ફાટી નીકળ્યો. અપમાન સહેવાની પણ હદ હોય છે વિશ્વયુદ્ધમા ચીન મિત્રરાજ્ય હતુ. તે ી પાસેથી બીજુ એક મિત્રરાજ્ય પ્રાત છીની લે અને બાકી ા સાથીઓ એને અનુમોદન આપે તે કેવો ન્યાય કહેવાય !

*

ઓગણીસની એ સાલ હતી મે મહિનાનો ચોથો દિવસ ઊગ્યો હતો પેકિંગ ા શાળા કોલેજો સૂ ી હતી પરતુ ચીનનુ રમણીય પાટનગર પેકિંગ (યાને શાશ્વત શાતિધામ) આજે તગ બન્યુ હતુ સવારથી વિદ્યાર્થીઓના ટોળેટોળા ચોરે ચૌટે [illegible]

તરફ ધસી ગયું. તેમણે સરકારનાં બારણાં ઠોક્યાં.

'તોફાની ટોળાને મળવા અમે નવરા નથી' સત્તાધીશોએ રોકડું પરખાવ્યું.

વિદ્યાર્થીઓએ સરકારી મકાનોની આસપાસ ઘેરો ઘાલ્યો. બંદૂકધારી ઘોડેસવારો તેમના પર ધસી આવ્યા. વિદ્યાર્થીઓનું એક ટોળું બારણાં ભાંગીને રાજભવનમાં દાખલ થઈ ગયું. ત્યાં જાપાની અમલદારો મદિરાના જામ સાથે સ્વાદિષ્ટ વાનીઓ આરોગતા હતા. ત્રણ લુંટારાઓ તેમની જોડે હસી હસીને વાતો કરતા હતા.

વીજળીની વેગે આ વાત બહાર ફેલાઈ ગઈ. લાલચોળ બનીને પેકિંગે પડકાર કર્યો:

'જાપાની પિઠ્ઠુઓને રુખસદ આપો !'

'અમારા દેશને વેચી ખાનાર પ્રધાનો અમારે નથી જોઈતા !'

વિદ્યાર્થીઓ કચેરી પરથી પાછા ફર્યા. રસ્તામાં એકાએક ગણગણાટ શરૂ થયો. સરઘસ થંભી ગયું.

'આપણા સાથીઓની ધરપકડ થઈ છે !'

પણ કોણ કોણ પકડાયું ? કોઈને ખબર નહોતી. સિસ્તબદ્ધ વિદ્યાર્થીઓની હાજરી લેવાઈ. ખૂટતા વિદ્યાર્થીઓનાં નામ જાહેર થયાં. દાંત કચકચાવીને સરઘસ ફરી કચેરી પાસે પહોંચી ગયું.

'અમારા સાથીઓ અમને પાછા આપો નહિ તો—'

સરકાર તેમનો મિજાજ પારખી ગઈ અને વિદ્યાર્થી કેદીઓને છોડી મૂક્યા. મુક્ત થએલ સાથીઓ સાથે સરઘસ પેકિંગના દરવાજા બહાર વિશાળ મેદાનમાં પહોંચ્યું ત્યારે સાંજના ચાર વાગ્યા હતા. વિદ્યાર્થીઓનો નાદ ઘરેઘરે પહોંચી ગયો હતો. ટપોટપ દુકાનો બંધ થવા લાગી હતી. પેકિંગવાસીઓ વિદ્યાર્થીઓની જાહેરસભામાં શામેલ થયા.

અધ્યાપક ચેન ત્સુ-નુ ની સલાહ અનુસાર વિદ્યાર્થીઓએ સાત સમિતિ સ્થાપી તેમની ટુકડીઓ ચોથી મે ઉજવવા પ્રાંતોમાં રવાના થઈ 'ચોથી મે'નો સંદેશો સમસ્ત ચીને ઉમળકાભેર વધાવી લીધો

*

હુનાનમાં માઓ ત્સે-તુંગ વિદ્યાર્થી આંદોલનનું તંત્રીપદ સંભાળી રહ્યો હતો એ કિસાન-પુત્ર હતો હુનાનના ગામડાઓ તેણે ખૂંદ્યા હતાં રાષ્ટ્રનું ગૌરવ તેને પ્રાણથી પ્યારું હતું તેણે નવી તાલીમ લીધી હતી આ તમામ હકીકતો તેની શૈલીનું જોમ વધારતી હતી વિદ્યાર્થીપત્રની ગ્રાહક સંખ્યા ઝૂંકે ને ભૂસકે વધવા લાગી હુનાન ભરના વાચકો તેને સમાચારો મોકલતા હતા આંદોલન ની આસપાસ દક્ષિણ હુનાનમાં વિદ્યાર્થી મંડળો સંગઠિત બની રહ્યાં હતાં

પણ માઓના અજંપાનો પાર નહોતો નીડર તેની વેરણ બની હતી. મોડી રાત સુધી તે વિચારમાં મગ્ન બની જતો તેની આસપાસ ઝડપથી પરિવર્તનો થતાં હતાં સન ૧૯૨૧ કરતાં આ ચળવળમાં કંઈક નવું હતું—તદ્દન નવું હતું ચીનના બીજા બુદ્ધિજીવીઓની માફક માઓએ પણ પોતાની નજર સામે રશિયા, જર્મની અને ઑસ્ટ્રો-હંગેરી જેવાં ત્રણ વિરાટ સામ્રાજ્યોના ભુક્કેભુક્કા ઊડતા જોયા હતા, યુદ્ધ દરમ્યાન ઇંગ્લાંડ અને ફ્રાન્સ પણ સાવ ઢીલાં પડી ગયાં હતાં અને તેથીયે વધારે અદ્ભુત વાત તેણે સાંભળી હતી—રશિયાની મજૂરક્રાંતિએ ઝારશાહી ઉથલાવી પાડી હતી ! ત્યાં મજૂર-કિસાનોનું સોવિયેતરાજ સ્થપાયું હતું ! રશિયાના ઝારે ચીન જોડે કરેલા અસમાન કરારો લેનિને રદ કર્યા હતા એ વાતની હજી ચાગશામાં કોઈને ખબર નહોતી રશિયન ક્રાંતિની વિગતો પણ માઓ જાણતો નહોતો ... ય ... ... ધ—મજૂ

રોને હાથે તેની ચિના ખડકાઈ એ વાત તેના અંતરમાં ઘર કરી બેઠી હતી. પણ પલટાની પરિસ્થિતિનો પૂરો ક્યાસ કાઢવા જેટલી રાજકીય પરિપક્વતા હજી તેનામાં આવી નહોતી.

વિદ્યાર્થી આંદોલન હુનાનમાં ફેલાતું ગયું તેમ તેમ નવા નવા સવાલો ઊભા થતા ગયા. અખબારના તંત્રીએ તેનો ઉકેલ આપવો જોઈએ. મોડી રાત સુધી માઓ તે વિશે મિત્રો જોડે ચર્ચા કરતો. તેમણે સાથે મળીને ચાંગશામાં વેન-હુઆ-શુ હુઇ ( સંસ્કાર ગ્રંથ મંડળ ) નામની સંસ્થા સ્થાપી હતી. આધુનિક રાજકીય અને સંસ્કાર પ્રવૃત્તિઓનો અભ્યાસ કરવાનો તેનો ઉદ્દેશ હતો. તેમણે સ્થાપેલા નવજુવાન સંઘનું કામ તો પહેલાં કરતાં અનેકગણું વધી ગયું હતું.

ચાંગશાના સંસ્કાર-ગ્રંથ-મંડળમાં આવતા વિદ્યાર્થીઓમાં અનેક કિસાન-પુત્રો હતા. પેકિંગ સરકારનો સત્રપ ચાંગ ચિંગ-યાઓ હુનાન-ભરમાં ગાળખામણો થઇ પડયો હતો. તમામ વિદ્યાર્થીઓને તેની દુષ્ટતા પર ચીડ આવતી. નવજુવાન સંઘ તેમ જ માઓનું છાપું તેની વિરુદ્ધ, પુરજોશથી પ્રચાર કરી રહ્યું હતું. વિદ્યાર્થીઓએ તેમના આદેશ અનુસાર આમ હડતાળ પાડી માંગ ઉઠાવી હતી કે એ સત્રપને પાણીચું આપો.

હુનાનમાં ચાંગ ચિંગ-યાઓ વિરોધી આંદોલન હવે વધારે વ્યાપક બની રહ્યું હતું. તેઓ સમગ્ર લશ્કરશાહીનો વિરોધ કરી રહ્યા હતા. હુનાનના કાર્યકરોએ હુનાન માટે એક પુનર્રચના સમિતિ સ્થાપવાની યોજના ઘડવા માંડી. પરંતુ તેના કાર્યક્રમની રૂપરેખા તદ્દન અસ્પષ્ટ હતી.

અને એટલે જ માઓને ઊંઘ આવતી નહોતી. પથારીમાં પડ્યાં પડ્યાં તેને એના એ જ વિચારો આવતા હતા.

સ્થાનિક લશ્કરી ડાકુ સાથેની લડત ઉગ્ર બનતાં, નવજુવાન મંડે નક્કી કર્યું કે તેમની લશ્કરશાહી વિરોધી ચળવળ માટે સમસ્ત ચીનનું પીઠબળ મેળવવું જરૂરી છે. ડૉ. સુન યાત સેન એ વખતે નૈઋત્ય પ્રાંતમાં કામ કરતા હતા તેમની પાસે તેમ જ પેકીંગમા પ્રતિનિધિ મંડળો મોકલવાનો ઠરાવ પસાર થયો. માઓએ પોતે પેકીંગ જવાનું સ્વીકાર્યું.

પેકીંગ આવીને તેણે જાણ્યું કે ચેન સ્યુ તુ શાંઘાઈ ગયા છે, ત્યારે માઓ નિરાશ બની ગયો હતો. તે લાયબ્રેરીમાં કામ કરતો એ દિવસોમાં પહેલી વાર ચેન સ્યુ તુને મળ્યો ત્યારથી માઓના મન પર બીજા બધાં કરતાં તેમની છાપ વિશેષ ઊંડી પડી હતી હુનાનની સ્વાતંત્ર્ય ચળવળ અંગેની મૂંઝવણો વિશે માઓને તેમની સલાહ લેવી હતી. ખૂટતી કડીઓ આ અધ્યાપક પૂરી પાડશે એવી આશા સાથે તે અહીં આવ્યો હતો.

વિદ્યાપીઠના લાયબ્રેરિયન લી–તા–ચાઓને તે વારંવાર મળવા જતો. તેમની વાતોએ તેને માર્ક્સવાદમાં રસ લેતો કર્યો. તે દિવસોમાં ચીની ભાષામાં રશિયન ક્રાંતિ અને સામ્યવાદ વિશે ગણ્યાંગાંઠ્યાં જ પુસ્તકો લખાયાં હતાં. માઓએ જેટલાં મળ્યાં તેટલા બધાં ય વાંચી નાખ્યાં. કાર્લમાર્ક્સ અને એન્ગલ્સનું 'કમ્યુનિસ્ટ જાહેરનામું,' કૌટ્સ્કીએ લખેલું 'વર્ગવિગ્રહ' અને કીર્કુપનો 'સમાજવાદનો ઇતિહાસ'—આ ત્રણ પુસ્તકોએ માઓ પર ખૂબ અસર કરી.

આ વાંચન ઉપરાંત પેકીંગ આવ્યા પછી તેને 'ચોથી મે'ના આંદોલનની વ્યાપકતાનો ખ્યાલ આવ્યો. ચીનભરમાં નવી આશાનો સંચાર થયો હતો વિદ્યાર્થીઓ પકડાઈ જતાં તેમની જગા પૂરવા અનેક વિદ્યાર્થિનીઓ બહાર આવી હતી. સાથે સાથે સ્ત્રીઓના સ્વતંત્ર સંગઠનની પણ શરૂઆત થવા લાગી હતી. માઓની પ્રિય-

તમા યાંગ કાઈ-હુઈ તેમાં સક્રિય ભાગ લઇ રહી હતી. ઘણીવાર પોતાના કામથી પરવારીને તે 'સમાચાર સંસ્થા'ની કચેરીએ પહોંચી જતી. આ સંસ્થા લશ્કરશાહી વિરોધી આંદોલનના સમાચારો દેશ-ભરમાં મોકલતી. માઓ તેનો વડો હતો. બન્ને સાથે મળીને યેંગ-કાઇ-હુઇને ઘરે જતા. તેના પિતા—માઓના જૂના ગુરુ—માઓને ચાહતા. માઓના મનમાં ઘોળાતા વિચારો વહેલા મોડા યેંગની સાગે આવ્યા વિના રહે નહિ.

'નવાઇની વાત તો એ છે કે રશિયામાં ખરેખર મજૂરોના હાથમાં સત્તા આવી છે.' માઓએ અહીં આવ્યા પછી લેનિને ચીન વિશે કરેલી ઘોષણા સાંભળી હતી. 'અને દુનિયામાં એક ઠેકાણે મજૂરસત્તા સ્થપાયા બાદ—'

'તમે શું કહેવા માગો છો તે હું સમજી નહિ.' યેંગ બોલી.

'હું પોતે પણ બરાબર સમજતો નથી.'

થોડાં દિવસ બાદ માઓ ચેન-શ્યુ-તુને મળવા શાંઘાઇ ગયો. ત્યાં તેણે હુનાનની આઝાદી ઉપરાંત રશિયન ક્રાંતિ વિશે વાંચેલાં પુસ્તકોની પણ ચર્ચા કરી. માઓનું મન હજી કુંભારના ચાક પર ચડેલા માટીના પીંડલા જેવું હતું. ચેન તુ-શ્યુએ રશિયન ક્રાંતિને ઉમળકાભેર આવકાર આપ્યો, અને માર્ક્સવાદને વખાણ્યો તેની માઓ પર ઘણી અસર થઇ.

*

શાંઘાઈથી પાછા ફરીને માઓએ શિક્ષકની નોકરી લીધી અને હુનાનની પુનઃરચના સમિતિનુ કામ કરવા લાગ્યો. તેનો કાર્યક્રમ સ્ત્રીપુરુષોને સમાન અધિકાર આપતો હતો. તમામ જનતાના પ્રતિનિધિવાળી સરકાર સ્થાપવાની માંગણી કરતો હતો. તેમણે નૂતન હુનાન' નામનું મુખપત્ર પણ શરૂ કર્યું. આ આંદોલન એટલું

જોરદાર બન્યુ કે તેનો લાભ લઇને તા ૮ ચેન કાઇએ પેકીંગના સત્રપ ચાગને હુનાનમાથી ભગાડી મૂક્યો, પરતુ તેણે પણ એ જ જહાગીરી જારી રાખી

આ રીતે એક સત્રપ બીજાને હઠાવી સત્તા ગ્રહણ કરતો જતો હતો, ને જનતા ઉપર દમનદોર વીઝાતો રહેતો હતો.

તા ૭મી નવેમ્બર ૧૯૨૦ને દિવસે માઓને એક સૂચક અનુભવ થયો નવજુવાન સઘ તરફથી રશિયન ક્રાતિદિ। ઉજવાતો હતો પોલીસે આવીને લાઠીમાર શરૂ કર્યો મરઘમ ી મોખરે ચાનના કાર્યકરોના હાથમાથી લાલ ઝડો ઝૂટવવા માડ્યો

'અરે—અરે, પણ બધારણની ૧૨ મી કલમ પ્રમાણે પ્રજાને સપૂર્ણ વાણી-વિચાર અને સગઠનનું સ્વાતત્ર્ય મળે છે'' કાર્યકર્તાઓ પોતાસને સમજાવવા લાગ્યા

'દૂર હટો ! અમે તમારી પાસે બધારણ શીખવા નથી આવ્યા ગવર્નર ચાઉનો હુકમ બજાવવા આવ્યા છીએ।'

તે દિવસથી માઓને વધુ મજબૂત ખાતરી થઇ ગઈ કે જ્યા સુધી આમજનતા પોતાની સહિયારી લડત દ્વારા તમામ રાજકીય સત્તા કબજે કરી લેશે નહિ ત્યા સુધી આમૂલાગ્ર સુધારાઓ કરવાનો કાર્યક્રમ કાગળ ઉપર જ રહેશે તેનો અફળ અમલ કરવા માટે આમ જનતાનુ જાગૃત સગઠન અનિવાર્ય છે શિયાળાના દિવસોમા માઓએ જિંદગીમા પહેલીવાર કામદારોનુ રાજકીય દૃષ્ટિએ સગઠન કરવા માડ્યુ

એ જ અરસામા યાગ કાઇ–હુઇ જોડે તેના લગ્ન થયા તેમના સહકાર્યકરોમા તેમનો પ્રેમ 'આદર્શ પ્રેમ' તરીકે પકાતો હતો બન્ને જણા પુસ્તકસઘમા કામ કરતા ઉનાળામા જ માઓએ માર્કસવાદના સિદ્ધાત અપનાવી લીધા હતા હવે તેણે તેનો અમલ કરવા માડ્યો

'હાશ! આખરે સાચો માર્ગ સાંપડ્યો ખરો!'

'વળી કયું નવું તૂત મળ્યું ? યાંગ-કાઇ હુઇએ ટોળમાં પૂછ્યું

'માર્ક્સવાદ ! હવે કદી પણ આ રસ્તેથી આઘોપાછો નહીં થઉં.'

*

# ૫

# ક્રાંતિના એરણ પર

ચીનના યંત્ર-ઉદ્યોગોના માલિક મોટે ભાગે પરદેશીઓ હતા પરંતુ તેમાં કામ કરનારા મજૂરો તો ચીની જ હતા. ચીનની ધરતી પર આસન ક્રાંતિકારી વર્ગ અસ્તિત્વમાં આવ્યો હતો. સન ૧૯૧૫માં હોંગકોંગના કામદારોએ મજૂર સંગઠનના મંગળાચરણ કરી દીધાં હતાં.

૧૯૧૯માં, માત્ર પ્રગતિશીલ તેમ જ મૂડીવાદી બુદ્ધિજીવીઓએ ઉપાડેલ 'ચોથી મે'ની સંયુક્ત ચળવળ ઝડપથી રાષ્ટ્રીય આંદોલનમાં પલટાઇ ગઇ. જાપાની માલનો આમ બહિષ્કાર થઈ રહ્યો હતો. એક મહિનામાં ૧૦૦૦ વિદ્યાર્થીઓ જેલમાં પુરાયા હતા. પરંતુ આંદોલનનો વેગ ધીમો પડે તે પહેલાં જ કામદાર વર્ગે મોરચો સંભાળી લીધો ૩જી જૂનને દિવસે શાંઘાઇમાં જાપાની અને બીજી પરદેશી મિલોના મજૂરો હડતાળ પર ઊતર્યા. પરદેશી ફોજે તેમના પર ગોળીબાર કર્યો. એ ગોળીઓના ધડાકે સમસ્ત ચીન જાગી

ગયું. પેકીંગ અને તિંગનાઓમાં મજૂરોની આમ હડતાલ શરૂ થઇ. ઠેર ઠેર મજૂર મંડળો સ્થપાતાં હતાં. સન ૧૯૨૦માં પહેલી વાર ચીનમાં 'મે દિન' ઉજવાયો. સ્ત્રી-આંદોલનમાં નવી ભરતી આવી ચૂકી હતી. નૂતન સંસ્કાર આંદોલનમાં નવા પ્રાણ પુરાયા.

'ચોથી મે' પછી ચીની ક્રાંતિએ તદ્દન નવા જ તબક્કામાં પ્રવેશ કર્યો હતો. રાષ્ટ્રીય તેમ જ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં નવો પલટો આવ્યો હતો. તેનું આ સીમાચિહ્ન હતું. એ આંદોલન શાહીવાદ અને બાપુશાહી બન્ને સાથે જ, પણ બાંધછોડ કર્યા વિના આખર સુધી લડી લેવા તૈયાર હતું. આ દૃષ્ટિએ આ આંદોલન ૧૯૧૧ કરતાં જુદું હતું. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં પહેલા ચીની રાષ્ટ્રીય ક્રાંતિ મૂડીવાદી વિશ્વક્રાંતિનો એક ભાગ હતી. હવે તે જ રાષ્ટ્રીય ક્રાંતિ વિશ્વની મજૂર ક્રાંતિનું અંગ બની ગઇ. તેને હવે પરદેશી શાહીવાદીઓના ઓશિયાળા બની રહેવાની જરૂર નહોતી. સોવિયેત રશિયા ટેકો આપવા તૈયાર હતું. ચીનના મૂડીવાદીઓની તકમાડુ નેતાગીરીથી કંટાળેલા અનેક પ્રમાણિક સ્વાતંત્ર્યપ્રેમીઓ નવી નેતાગીરીની શોધમાં હતા. માઓની માફક તેઓ પણ માર્ક્સવાદ તરફ આકર્ષાતા હતા. નવા આંદોલનથી ભડકીને પેકીંગના ત્રણે જાપાન તરફી લશ્કરી ડાકુઓ રાજીનામું આપી નાસી ગયા હતા અને જાપાની સરકાર પણ શાન્તુંગ પરની પકડ ઢીલી કરવા મજબૂર બની હતી. પરંતુ નવા નેતાઓએ સાફ સમજાવી દીધું હતું કે જ્યાં સુધી શાંતિ પરિષદની એ કલમ તદ્દન રદ ન થાય ત્યાં સુધી આંદોલન જારી રહેશે.

અને એક દિવસ, સન ૧૯૨૧ની શરૂઆતમાં માઓને શાંઘાઇથી તેડું આવ્યું. એ તેડાએ માઓનો જીવનમાર્ગ આખો આપ્યો. ચીનભરમાં છૂટા છવાયા ૫૦ માર્ક્સવાદીઓ પેદા થયા હતા. તેમને સાંકળી લઇને ચીનમાં કમ્યુનિસ્ટ પાર્ટી સ્થાપવાનો સમય પાકી

ગયો હતો. 'ચોથી મે'ના નેતા ચેન તુ સ્યુએ જુવાન માર્ક્સવાદી-ઓને તે વિષે એક પરિપત્ર પાઠવ્યો હતો હુનાનથી બીજા એક પ્રતિનિધિ જોડે માઓ પણ શાંઘાઇ ગયો. ત્યાં બધા ગણીને ૧૨ પ્રતિનિધિઓ આવ્યા હતા તેમાં માઓના મિત્ર અને સલાહકાર—પેકીંગ વિદ્યાપીઠના લાયબ્રેરિયન લી તા ચાઓ પણ હાજર હતા તેમણે પરિષદના કાર્યમાં આગેવાનીભર્યો ભાગ લીધો.

તા ૧લી જુલાઈ ૧૯૨૧નો દિન ચીનની તવારીખમાં સુવર્ણાક્ષરે કોતરાઈ ગયો છે, કારણ કે તે દિવસે ચીનમાં નવા જ પ્રકારની પાર્ટીનો જન્મ થયો હતો તે દિવસે ચીની કમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપના થઈ હતી સરશ્રેષ્ઠ ઉદ્યોગકેન્દ્ર, મજૂર આંદોલનનું જાગૃત ધામ શાંઘાઇ નગરથી તે દિવસે પણ હંમેશ જેવું જ લાગતું હતું પરંતુ તેના જ એક છૂપા ખૂણામાં આ ઐતિહાસિક બનાવ બની રહ્યો હતો અને માઓ તેમાં સામેલ હતો. આ પ્રથમ પરિષદમાં પાર્ટીનું બંધારણ પસાર થયું અને ચેન તુ સ્યુની નેતાગીરીતળે મધ્યસ્થ સમિતિની સ્થાપના કરવામાં આવી

લગભગ એ જ અરસામાં પરદેશ ગયેલા ચીની વિદ્યાર્થીઓ પણ કમ્યુનિસ્ટ ઘટકોમાં સંગઠિત બની રહ્યા હતા ફ્રાન્સ જર્મની, રશિયા તેમ જ જાપાનમાં ભણતા ચીની વિદ્યાર્થીઓ આંતરરાષ્ટ્રીય મજૂર આંદોલનના સંસર્ગમાં આવીને સામ્યવાદ ભણી ખેંચાયા હતા. ચાઉ એન-લાઇએ ફ્રાન્સ તથા જર્મનીમાં ચીની કમ્યુનિસ્ટ વિદ્યાર્થીઓની સમિતિઓ સ્થાપવામાં ભાગ ભજવ્યો

ભાવિની લાલ ક્રાંતિનો સર સેનાધિપતિ ચુ-તે પણ જર્મન—ઘટકમાં જોડાયો હતો

શાંઘાઇથી પાછા ફરીને માઓએ અત્યંત ઉત્સાહપૂર્વક હુનાનમાં કમ્યુનિસ્ટ પાર્ટીની શાખા સ્થાપવાનું કામ ઉપાડ્યું. ઓકટોબરમાં

પાર્ટીની પરેવાડેની પ્રાંતિક સમિતિ હુનાનમાં જ રચાઇ માઓ એ સમિતિના મંત્રીપદે ચૂંટાયો શાધાર્ડ પરિષદનો કાર્યક્રમ અગ્ર હતો કિસાનસભાના સંગઠન પર તેણે ભાર મૂકયો નહોતો માઓના માથી ઓની સંખ્યા થોડી હતી, તેમનો અનુભવ નજીવો હતો પણ તેમ નામાં નવી ખીલતી તાકાતનું જોશ જેમ હતું એક વરસમાં તેમણે હુનાનમાં વીસ કરતા એ વધારે મજૂર મંડળો સ્થાપ્યા ખાણ કામ દાર, રેલ્વે કામદાર, મ્યુનિસિપલ કામદાર પ્રેસ કામદાર અને સર કારી ટંકશાળમાં કામ કરતા કામદારો વચ્ચે માઓ સતત ઘૂમી રહ્યો હતો તેમને રાજદ્વારી તાલીમ આપી રહ્યો હતો તેની પત્નીએ આ કાર્યમાં પૂરો સહકાર આપ્યો હતો હુનાનના મોટા ભાગના વિદ્યાર્થીઓ વિદ્યાર્થીમંડળોમાં જોડાઇ ગયા હતા માઓની કામ ગીરીને પ્રતાપે હુનાન પ્રાંત ચીનની ક્રાંતિકારી હરોળની મોખરે આવી ઊભો હતો

*

સન ૧૯૨૨ના શિયાળામાં હુનાનના ગવર્નરે બે કામદારોને ફાંસીની સજા ફરમાવી

'પણ હુઆંગ પાઇ તો આનંકાની પક્ષનો છે ઔદ્યોગિક શાળાના વિદ્યાર્થીઓ એ પક્ષની અસરને કારણે હંમેશા અમારો વિરોધ કરે છે' ફાંસીની સજા પામેલા બે વિદ્યાર્થીઓમાંનો એક હુઆંગ પાઇ હતો ફાંસીની સજા રદ કરવા માટે વિરોધ આંદોલન શરૂ થઇ ગયું હતું તેને વિશેષ વ્યાપક બનાવવાના પ્રયાસો ચાલતા હતા ત્યારે એક વિદ્યાર્થીએ શંકા ઉઠાવી.

'તેથી શું થઇ ગયું? એ કામદાર તો છે ને? અને તેને આપણા બધાના દુશ્મને સજા કરી છે તેની સજા રદ કરાવવા મથવું એ આપણો ધર્મ છે' માઓએ જવાબ આપ્યો

આ વિરોધ ચળવળ દરમ્યાન ગઈકાલના હરીફો આજે સંયુક્ત મોરચે આવીને મિત્રો બનવા લાગ્યા હતા. માઓને અનુભવ પરથી સમજાવા લાગ્યું હતું કે આમ સંગઠનોની સફળતા માટે એકતા અનિવાર્ય છે. બીજા રાજદ્વારી પક્ષોની સાથે કામ કરવામાં રોજ-બરોજના સવાલોમાં બાંધછોડ કરતાં તે શીખતો હતો. અરાજકતા-વાદીઓએ હુનાનમાં સેબર સિંડીકેટ સ્થાપી હતી. તેમની જોડે પણ હુનાનના કમ્યુનિસ્ટોએ કળથી કામ લઈને તેમને અનેકવાર નિરર્થક ઉતાવળાં પગલાં લેતાં અટકાવ્યા હતા.

આ ફાંસી વિરોધી ચળવળના કાર્યને વેગ આપવા ખાતર માઓને શંઘાઈ મોકલવામાં આવ્યો. ત્યાં કમ્યુનિસ્ટ પાર્ટીની બીજી કોંગ્રેસ પણ મળવાની હતી.

'બધું બરાબર સમજાઈ ગયું ને?' મધ્યસ્થ પાર્ટીનો સંદેશો લઈ આવેલા બિરાદરે જતાં પહેલાં માઓને જે ઠેકાણે કોંગ્રેસ મળવાની હતી તે જગાનું સરનામું આપીને પૂછ્યું હતું. પણ એ વાતને ઘણા દિવસો વીતી ચૂક્યા હતા. પાર્ટી ગેરકાનૂની હોવાથી આની વિગતો બેમબિનર રહી કામ કરતા કમ્યુનિસ્ટો કદી લખી રાખતા નહિ. માઓ શાંઘાઈ પહોંચ્યો ત્યારે મુકરર કરેલું સ્થળ બદલાઈ ગયું હતું. પરિષદ શાંઘાઈને બદલે હેકાઉમાં ભરવાનું નક્કી થયું હતું. પરંતુ માઓને આ ફેરફારની ખબર નહોતી તેને લાગ્યું કે પોતે સરનામું ભૂલી ગયો છે! તે બીજા બિરાદરોની શોધમાં આથડ્યો. પરંતુ કોઈ ભરોસાપાત્ર બિરાદરને મળી શક્યો નહિ. અને જેને તેને ગુપ્ત પરિષદની વાત શી રીતે પૂછી શકાય?

માઓ પાર્ટીની બીજી પરિષદમાં ભાગ લઈ શક્યો નહિ. આ પરિષદમાં પાર્ટીના કાર્યક્રમની રૂપરેખા આંકવામાં આવી હતી. મૂડીવાદી પાર્ટીઓ જે ભૂલો કરી રહી હતી તેનું ટીકાત્મક

ક્રમશી આકર્ષાઈને કોમિન્ટાંગમા જોડાય રહ્યો હતો

સન ૧૯૨૧મા ડૉ સુના પ્રમુખપદે કેન્ટનમા ફરી પ્રજાસત્તાક સ્થપાયુ હતુ પરંતુ ઉત્તર ચીનમા હજી લશ્કરી ડાકુઓની સત્તા કાયમ હતી વૉશિંગ્ટન પરિષદમા (૧૯૨૧) મળેલી નવ પરદેશી સત્તાઓએ ચીનની રાજદ્વારી બાબતોમા દખલગીરી ન કરવાની જાહેરાત કરી હોવા છતાં ય પરદેશી હિતો લશ્કરી ડાકુઓને જ મદદ કરતા હતા પરંતુ જ્યા સુધી લશ્કરી ડાકુઓની સત્તા નષ્ટ ન થાય ત્યા સુધી ચીનનુ એકીકરણ થવુ અશક્ય હતુ ડૉ સુન એકલે હાથે તેમને જેર કરવામા નિષ્ફળ નીવડ્યા હતા કોમિન્ટાંગની ફોજોને આધુનિક તાલીમ આપવી જરૂરી હતી સન ૧૯૨૩મા ડૉ સુને પોતાના મિત્ર મોરિસ કોહેનને કેનેડા અને અમેરિકામાથી લશ્કરી અમલદારોની ભરતી કરવા મોકલ્યો કેટલાક અમલદારો ચીની ફોજમા દાખલ થવા તૈયાર હતા, પરંતુ તેમની સરકારોએ તેમને એમ કરતા અટકાવ્યા

પશ્ચિમના દરવાજા આ રીતે બંધ જોઈને ડૉ સુન સોવિયેત રશિયા તરફ વળ્યા સમાજવાદી રશિયાએ તેમને ઉમળકાભેર આવકાર આપ્યો ગુલામ પ્રજાઓ આઝાદ બને એટલા ખાતર તેમને તમામ પ્રકારની મદદ આપવા લેનિનની સરકાર તૈયાર હતી ઝાર શાહીના જમાનામા રશિયાએ ચીન પાસેથી પડાવી લીધેલા બંદરો તેણે ચીનને પાછા સોંપ્યા હતા પૂર્વ ચીનની રેલવે ઉપરથી તમામ રાજકીય હક્કો ઉઠાવી લઈને આર્થિક રીતે સોવિયેત રશિયાએ ચીનને પોતાનુ ભાગીદાર બનાવ્યુ કોમિન્ટાંગની ફોજોને તાલીમ આપવા માટે, ડૉ સુનના આમંત્રણને માન આપીને ગાલેનને મોકલ્યો. રાજકીય અને બીજી બાબતો માટે બોરોદિન અને બીજા નિષ્ણાતોને રવાના કર્યા ખાઉંખાઉં કરતા શાહીના જમાનામા સોવિયેત પાડોશીની આ ઉદારતા જોઈને ડૉ સુન હેરત પામી ગયા.

અવલોકન કરીને પાર્ટીએ જાહેર કર્યું હતું કે કમ્યુનિસ્ટ પાર્ટી રાષ્ટ્રીય અંધાધુંધી ખતમ કરીને, લશ્કરી ડાકુઓનો નાશ કરીને આન્તરિક શાંતિની સ્થાપના કરવા માટે લડશે. આન્તરરાષ્ટ્રીય શાહીવાદને ઉથલાવી પાડી ચીની રાષ્ટ્ર સંપૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરે એ તેનું ધ્યેય છે. ચીની પ્રજાસત્તાકના નેજાતળે સમસ્ત ચીનનું એકીકરણ કરવા ખાતર પાર્ટી લડશે.

માઓ હુનાન પાછો ફર્યો. મજૂર આંદોલન કૂદકે ને ભૂસકે આગળ વધી રહ્યું હતું. તા. ૧ લી મે ૧૯૨૩ ને દિન હુનાન પ્રાંતના મજૂરોએ આમ હડતાળ પાડી. તેમની માગણીઓ હતી—પગાર વધારો, માલિકોની જોહુકમી ઓછી કરો અને અમારા મજૂરમંડળને મંજૂર કરો. ચીની મજૂર આંદોલનના ઇતિહાસમાં આ હડતાળ અપૂર્વ હતી. મજૂર સામર્થ્યનો તેણે સહુને પરચો બતાવ્યો.

એ જ વરસે (૧૯૨૩માં) કેંટન શહેરમાં કમ્યુનિસ્ટ પાર્ટીની ત્રીજી પરિષદ મળી. હુનાન પ્રાંતની ક્રાંતિકારી ચળવળોનો અનુભવ લઇને માઓ ત્યાં હાજર થયો. ચીનની તત્કાલીન પરિસ્થિતિનો ત્યાં અડસટ્ટો લેવામાં આવ્યો.

ચીની અહિષ્કાર આંદોલનને કારણે જાપાનનો વેપાર કથળવા માંડ્યો હતો. સાયબેરિયામાં સોવિએત રશિયાની લાલ ફોજે જાપાનને વારંવાર હરાવ્યું હતું. ચીન ઉપર જાપાની હરીફનું વર્ચસ્વ જામે તે અમેરિકાને પસંદ ન હોવાથી તેણે પણ જાપાનના અંગ્રેજો જોડેના મૈત્રીકરારો તોડાવીને દબાણ લાવવા માંડયું હતું. આ બધાને પરિણામે જાપાને શાન્તુંગમાંથી હટી જવાની હા પાડી હતી.

બીજી તરફ ચીનની આંતરિક પરિસ્થિતિ પણ ઝડપથી પલટાઇ રહી હતી. ચોથી મે ના આંદોલન દરમ્યાન કેંટનમાં લીની સરકાર પડી ભાંગી હતી. શહેરનો મધ્યમ વર્ગ ડૉ. સુન યાત સેનના કાર્ય-

ક્રમથી આકર્ષાઈને કોમિન્ટાગમાં જોડાઈ રહ્યો હતો

સન ૧૯૨૧માં ડૉ. સુ ના પ્રમુખપદે કેંટનમાં ફરી પ્રજાસત્તાક સ્થપાયું હતું. પરંતુ ઉત્તર ચીનમાં હજી લશ્કરી ડાકુઓની સત્તા કાયમ હતી વૉશિંગ્ટન પરિષદમાં (૧૯૨૧) મળેલી નવ પરદેશી સત્તાઓએ ચીનની રાજદ્વારી બાબતોમાં દખલગીરી ન કરવાની જાહેરાત કરી હોવા છતાં ય પરદેશી હિતો લશ્કરી ડાકુઓને જ મદદ કરતા હતા પરંતુ જ્યાં સુધી લશ્કરી ડાકુઓની સત્તા નષ્ટ ન થાય ત્યાં સુધી ચીનનું એકીકરણ થવું અશક્ય હતું ડૉ. સુન એકને હાથે તેમને ઝેર કરવામાં નિષ્ફળ નીવડ્યા હતા કોમિન્ટાગની ફોજોને આધુનિક તાલીમ આપવી જરૂરી હતી સન ૧૯૨૩માં ડૉ. સુને પોતાના મિત્ર મોરિસ કોહેનને કૅનેડા અને અમેરિકામાંથી લશ્કરી અમલદારોની ભરતી કરવા મોકલ્યો. કેટલાક અમેરિકનો ચીની ફોજમાં દાખલ થવા તૈયાર હતા, પરંતુ તેમની સરકારોએ તેમને એમ કરતા અટકાવ્યા

પશ્ચિમના દરવાજા આ રીતે બંધ જોઈને ડૉ. સુન સોવિયેત રશિયા તરફ વળ્યા સમાજવાદી રશિયાએ તેમને ઉમળકાભેર આવકાર આપ્યો ગુલામ પ્રજાઓ આઝાદ બને એટલા ખાતર તેમને તમામ પ્રકારની મદદ આપવા લેનિનની સરકાર તૈયાર હતી ઝાર શાહીના જમાનામાં રશિયાએ ચીન પાસેથી પડાવી લીધેલાં બંદરો તેણે ચીનને પાછાં સોંપ્યાં હતાં પૂર્વ ચીનની રેલવે ઉપરથી તમામ રાજકીય હકો ઉઠાવી લઈને આર્થિક રીતે સોવિયેત રશિયાએ ચીનને પોતાનું ભાગીદાર બનાવ્યું કોમિન્ટાગની ફોજોને તાલીમ આપવા માટે, ડૉ. સુનના આમંત્રણને માન આપીને ગાલેનને મોકલ્યો. રાજકીય અને બીજી બાબતો માટે બોરોદિન અને બીજા નિષ્ણાતોને રવાના કર્યા ખાઉંખાઉં કરતા શાહીવાદી જમાનામાં સોવિયેત પાડોશીની આ ઉદારતા જોઈને ડૉ. સુન હેરત પામી ગયા.

કહેવાય છે કે કોમિન્ટાગના શ્રીમન સભ્યોએ તેમની સામે લાન હાઉ ધરવાની કોશિશ કરી ત્યારે તેઓ બોલી ઊઠ્યા હતા 'પ્રત્ત સત્તાક મારુ બાળક છે એ ડૂબી રહ્યુ છે હુ તેને બચાવવાના ફાંફા મારુ છુ પણ આપણે બધાય નદીના પૂરમા તણાઈ રહ્યા છીએ મે ઈંગ્લાંડ અને અમેરિકાની મદદ માગી પણ એણે તો કિનારે ઊભા ઊભા મારી મશ્કરી જ કર્યા કરી એટનમા રશિયન તણુ ખતુ હાથ આપ્યુ ડૂબતાં ડૂબતા મે એ તણખતુ પકડી લીધુ કિનારા પરથી ઈંગ્લાંડ અમેરિકા મને શિખામણ આપે છે કે એ તણખલાને કોઇપણ ભોગે હાથ અડાડીશ નહિ પણ એ નોકા પાને મને મદદ આપવા તૈયાર છે ? ના'

ચીની રાષ્ટ્રનુ નવમર્જન કરવાની યોજનાઓમા પણ રશિયન નિષ્ણાતો ડૉ સુનને મદદ કરી રહ્યા હતા તેમની સચ્ચાઇથી આકર્ષાઇને ડૉ સુને ચીની કમ્યુનિસ્ટોને કોમિન્ટામા જોડાવાનુ આમત્રણ આપ્યુ હતુ સાચો રાષ્ટ્રવાદ પોતાના દેશને કોઇને ત્યા ગીરવી મૂકવા જતો નથી તેમ પ્રમાણિક પાડોશીની મદદ લેતા પણ અચકાતો નથી સમાન ધોરણે પરસ્પર સહાય કરતો અમન રાષ્ટ્રપ્રેમ આતર રાષ્ટ્રીય માનવ પ્રેમમા લીન બની શકે છે એનુ આ સયોગ દૃષ્ટાન હતુ

*

તળ ચીનમા સન ૧૯૨૨ ૨૩ દરમ્યાન કુલ ૩૦૦૦૦૦થી યે વધારે મજૂરોએ, દેશના મુખ્ય મુખ્ય ઉદ્યોગકેદ્રોમા સો ઉપરાંત વધારે હડતાળોમા ભાગ લીધો હતો મોટાભાગની લડતો કમ્યુનિસ્ટોની આગેવાની તળે સફળ બની હતી પરતુ પ્રત્યાઘાતી સત્તાધીશોએ તેમના પર દમનનો કોરડો વીઝવા માડ્યો હતો તા ૭મી ફેબ્રુઆરીને દિને હેંકાઉ અને પેગ મિતતિએનના રેલવે મજૂરો ઉપર સરકારી ફોજો તૂટી પડી ત્યારે ૪૦ મજૂરો શહીદ બન્યા અને સેંકડો

ઘાયલ થયા હતા '૭મી ફેબ્રુઆરીના કત્લેઆમ' સામે મરણિયા બની ઝૂઝેલા રેલવે કામદારોએ ચીની પ્રજામા કમ્યુનિસ્ટ પાર્ટીનો મોભો વધાર્યો હતો, પરંતુ પાર્ટી પાસે સશસ્ત્ર સૈન્ય નહોતું. અને ચીનમા લોકશાહી નાગરિક સ્વાતંત્ર્યનુ નામનિશાન ન હોવાથી સરકારની સશસ્ત્ર ફોજોનો મુકાબલો જનતાની સશસ્ત્ર સેના જ કરી શકે તેમ હતુ

પરિષદમા સવાલ ઊભો થયો હવે આગળ શી રીતે વધવુ?

'ચીનમા ૮૦ ટકા વસ્તી ખેડૂતોની છે શાહીવાદ અને ગાપુ શાહીનો વિરોધ કરનારા તમામ તત્વોને સાથે લઈને જ કામદાર વર્ગ ચીની ક્રાંતિને સફળ બનાવી શકશે આપણે સુન યાત સેનની રાષ્ટ્રીય સસ્થા કોમિન્ટાગમા જોડાઈને તેને સયુક્ત મોરચાનુ રૂપ આપવુ જોઈએ' માઓ બોલ્યો

'કોમિન્ટાગ લોકશાહી ક્રાંતિ લાવી શકે એ વાતમા માલ નથી એ પૈસાદારોના ખીચડામા ખૂંચી જઈશુ તો આપણે છૂટા રહીને કરીએ છીએ તેટલુ કામ પણ નહિ કરી શકીએ કોમિન્ટાગમા દાખલ થવાનો હુ સખત વિરોધ કરુ છુ આપણે કામદારો અને કિસાનોને તેમા ભળતા અટકાવવા જોઈએ ચેન કાઉ-તાઉએ 'અતિ ઉદ્દામ' સભ્યોની આગેવાની લીધી.

'ખોટી વાત. આપણે આપણુ અલગ સગઠન કાયમ રાખીને વ્યક્તિગત રીતે કોમિન્ટાગમા દાખલ થઈએ તો આપણે ફસાઈ નહિ પડીએ એટલુ જ નહિ પરંતુ કોમિન્ટાગના પ્રમાણિક ઉદ્દામ તત્વોને પણ આગળ ધપવામા મદદ કરીશુ.' માઓએ જવાબ આપ્યો

'પરંતુ એ લોકો તો પહેલી શરત એ જ મૂકશે કે પાર્ટીને વિખેરી નાખો!'

'તો આપણે તેને સમજાવીશું કે રાષ્ટ્રીય આંદોલનનું ધ્યેય કામદાર વર્ગને માન્ય છે અને તેથી એ રાષ્ટ્રીય આંદોલનમાં જોડાય છે; પરંતુ સાથે સાથે એ વર્ગની અમુક ખાસ સમસ્યાઓ પણ છે જેને હલ કરવા માટે તેને પોતાના વર્ગની સ્વતંત્ર રાજકીય પાર્ટી મજબૂત બનાવ્યા વિના ચાલે તેમ નથી. આ વાત કોમિન્ટાંગ પાસે સ્વીકારાવીને જ આપણે અંદર પગ મૂકીશું. કોઈ એમ માને કે ત્યાં માત્ર ગુંડાઓ જ ભર્યા છે તો એ વ્યાજબી નથી. ડૉ. સુનનું જૂથ પ્રમાણિક છે અને ચીનના ઐક્યીકરણમાં આજે રાષ્ટ્રના મૂડીવાદીઓને પણ રસ હોવાથી એ લોકોને આપણી શરત માનવી પડશે.' માઓએ ખુલાસો કર્યો.

ચેન તુ સ્યુએ ઉપરના ખુલાસા જોઈ અસંમત થતાં કહ્યું, 'મને આ વાત પે સંકુચિત લાગે છે. અત્યારે આપણી જુદી પાર્ટી રાખવાથી કોઈ અર્થ સરતો નથી. કમ્યુનિસ્ટ પાર્ટીનું વિસર્જન કરીને આપણે વ્યક્તિગત રીતે કોમિન્ટાંગમાં જોડાવું જોઈએ એવો મારો અભિપ્રાય છે.'

'આપણી પાર્ટી વિખેરાઈ જાય તો મજૂરોના હક્કો માટે કોણ લડશે?' માઓએ સવાલ કર્યો.

'લોકશાહી ક્રાંતિ સફળ થાય ત્યાં સુધી મજૂરોએ રાહ જોવી જ રહી. તેમના રોજબરોજના આર્થિક લડતો મજૂરમંડળો ચલાવશે. લોકશાહી ક્રાંતિ પછી સમાજવાદી ક્રાંતિનો માર્ગ મોકળો થશે અને ત્યારે તેમની કમ્યુનિસ્ટ પાર્ટી ફરી સ્થપાશે. યુરોપ અમેરિકામાં લોકશાહી ક્રાંતિઓ થઈ છે તેનો ઈતિહાસ શું બતાવે છે? એ ક્રાંતિના આગેવાનો મૂડીદારો જ હતા. લોકશાહી ક્રાંતિ મૂડીવાદીઓનો મામલો છે. એની તમામ જવાબદારી મૂડીવાદીઓએ જ લેવી જોઈએ. કામદાર વર્ગે તેનો ભાર ઉપાડવાની કશી જ જરૂર નથી.' ચેન તુ સ્યુએ મક્કમતાપૂર્વક જણાવ્યું.

'યુરોપ–અમેરિકાની ક્રાંતિઓનો જમાનો જુદો હતો અને આજનો જમાનો જુદો છે. સોવિયેત રાજ અસ્તિત્વમાં આવ્યા પછી દુનિયામાં મૂળભૂત પલટો આવ્યો છે. આજે મૂડીદારો શાહીવાદીઓને ધિક્કારે છે તેથી ય વધારે પોતાની શ્રમજીવી જનતાથી ડરે છે. તેમના સ્વાતંત્ર્ય પ્રેમને ડગમગતાં વાર લાગતી નથી. શાહીવાદીઓની જોડે તે ક્યારે સોદો કરી બેસે તે કહેવાય તેમ નથી. આજની દુનિયામાં લોકશાહી ક્રાંતિની નેતાગીરી જો મૂડીદારોના હાથમાં રહેશે તો એ મૂડીવાદી ક્રાંતિ પણ કદી સફળ થઇ શકશે જ નહિ, મૂડીવાદી ક્રાંતિનું ધ્યેય રાજાશાહી, જમીનદારશાહીનો સંપૂર્ણ નાશ; પરદેશી શાહીવાદીઓથી સંપૂર્ણ સ્વાતંત્ર્ય વગેરે પૂરેપૂરું પાર પાડવા ખાતર યે કામદારોએ જ તેના નેતા બનવું જોઈએ. અને કામદાર વર્ગ પોતાની રાજકારી પાર્ટી—કમ્યુનિસ્ટ પાર્ટી દ્વારા જ નેતૃત્વ આપી શકશે. એટલે આપણી પાર્ટીનું વિસર્જન કરવાની વાત તદ્દન ગેરવ્યાજબી છે.' માઓના સાથીઓ પણ મક્કમ બન્યા.

ગરમાગરમ ચર્ચાને અંતે પરિષદે વિનીતવાદી ચેન તુ સ્યુ તેમ જ અતિ ઉદ્દામવાદી ચેંગ-કાઉ તાઉના મતવ્યનું ખંડન કર્યું.

સામ્યવાદી પક્ષનું વિસર્જન કરવાને બદલે તેને મજબૂત બનાવવામાં આવે સાથે સાથે પાર્ટીના સભ્યો કોમિન્ટાંગમાં જોડાય અને તેની દ્વારા સંયુક્ત મોરચો રચવામાં આગેવાની લે એવો ઐતિહાસિક ઠરાવ પસાર થયો. ત્યારબાદ પરિષદે નવી મધ્યસ્થ સમિતિ ચૂંટી તેમાં માઓ ત્સે તુંગને સ્થાન મળ્યું.

આ પરિષદ બાદ પાર્ટીએ ડૉ. સુનની જોડે વાટાઘાટો શરૂ કરી કોમિન્ટાંગને જો રાષ્ટ્રીય ક્રાંતિને મોખરે રહી તેને સફળ બનાવવી હોય તો તેની પુનર્વ્યવસ્થા કરવી જરૂરી છે એમ ડૉ. સુનને

પણ લાગતું હતું. તેમણે સન ૧૯૨૪ના જાનેવારી માસમાં કેન્ટન ખાતે કોમિન્ટાંગની પ્રથમ રાષ્ટ્રીય પરિષદ ભરી. તેમાં કમ્યુનિસ્ટોએ પણ ભાગ લીધો. પાર્ટીના પ્રતિનિધિમંડળમાં માઓ પણ હતો. ડૉ. સુને શરૂઆતમાં જ જાહેર કર્યું,

'આજે સમસ્ત દેશ પાયમાલ બની રહ્યો છે. વેપારીઓ ખુવાર થયા છે. ખેડૂતોનાં દુઃખનો પાર નથી. આપણે સંપૂર્ણ રીતે આઝાદ નહિ બનીએ ત્યાં સુધી આપણી મુશ્કેલીઓ દૂર થવાની નથી. કામદાર કિસાનો રાષ્ટ્રીય આંદોલનમાં ભાગ લેશે તો જ આપણા હાથ મજબૂત થશે અને શાહીવાદી તથા જમીનદારી દુશ્મનોને હરાવી શકીશું.'

આ પરિષદે કમ્યુનિસ્ટોને માટે કોમિન્ટાંગના દરવાજા ઉઘાડી નાખ્યા. તેમની પાર્ટી અનામત રહે અને તેઓ વ્યક્તિગત રીતે કોમિન્ટાંગમાં જોડાય એ વાત મંજૂર કરી. કોમિન્ટાંગ આમ જનતાની પાર્ટી બની શકે તેવા ફેરફારો પણ તેના બંધારણમાં કરવામાં આવ્યા. માઓ ત્સે તુંગ કોમિન્ટાંગની કારોબારીમાં ચૂંટાયો.

પરિષદનો કાર્યક્રમ સમજાવતાં ડૉ. સુને કહ્યું હતું:

'આપણે 'ત્રણ સિદ્ધાંતો'માં માનીએ છીએ. આજના સંજોગોમાં એ ત્રણ સિદ્ધાંતો શી રીતે પાર પાડી શકાય તેમ છે? આપણે પરદેશી શાહીવાદીઓની ધુંસરી ફગાવી દેવી જોઈએ. તેમ કરવા માટે આપણે કમ્યુનિસ્ટો જોડે હાથ મિલાવીને સમસ્ત ચીની પ્રજાનો મોરચો માંડી તમામ અસમાન કરારો રદ્દ કરાવવા જોઈએ. તો જ સાચો રાષ્ટ્રવાદ સિદ્ધ થશે. સોવિયેત રશિયા આપણને સમાન ધોરણે મદદ આપે છે તેની જોડે આપણે મૈત્રી બાંધવી જોઈએ. બીજું, વાણી, મુદ્રણ અને સંગઠનનો અધિકાર પ્રજાના તમામ વર્ગોને આપવો જોઈએ. મજૂર કિસાનોનાં મંડળો મજબૂત

બનાવવાં જોઈએ. આપણા રાષ્ટ્રમાં વસતી ગોંગસ, તિબેટી જેવી તમામ પ્રજાઓને આત્મનિર્ણયનો અધિકાર મળવો જોઈએ, એટલે કે દરેક પ્રજા રાજીખુશીથી સંયુક્ત ચીની પ્રજાસત્તમાં જોડાય. લોકશાહી રીતે થયેલું એકીકરણ જ સૌના લાભમાં છે. સ્ત્રીઓને સમાન અધિકાર આપવા જોઈએ. પુખ્ત મતાધિકારને ધોરણે સરકાર ચૂંટાવી જોઈએ અને તેણે સૌને શિક્ષણ આપવા માટે અવિરત પ્રયાસો કરવા જોઈએ. હવે રહ્યો ત્રીજો સવાલ. સૌને જીવન-વેતન મેળવી આપવું હોય તો રાષ્ટ્રના મૂળભૂત ઉદ્યોગોનું, તેમ જ વાહનવ્યવહાર આદિનું રાષ્ટ્રીયકરણ કરવું જોઈએ અને જમીન ખેડૂતોને ભાગે પડતી વહેંચી આપવી જોઈએ.'

આ કાર્યક્રમ અમલમાં આવે તો જનતાને ઘણો જ લાભ થાય તેમ હોવાથી કમ્યુનિસ્ટોએ તેને બેધડક સ્વીકારી લીધો કોમિન્ટાંગ અને કમ્યુનિસ્ટોના આ જોડાણ બાદ રાષ્ટ્રીય આંદોલનમાં અપૂર્વ ઉછાળો આવ્યો. કોમિન્ટાંગના મુખપત્રનું તંત્રીપદ માઓના હાથમાં આવ્યું એ જ અરસામાં કમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિએ તેને પોતાની કાર્યવાહીમાં પણ લઈ લીધો હતો પાર્ટી અને કોમિન્ટાંગ એ બન્ને સંસ્થાઓ વચ્ચે સુમેળ સાધવાનું કામ તે કરી રહ્યો હતો. આંદોલનની યોજનાઓ ઘડવી, તેના કાર્યક્રમનો અમલ કરવો અને કરાવવો તેમાં જ માઓના દિવસો પસાર થઈ રહ્યા હતા.

આમ રાષ્ટ્રીય સંયુક્ત મોરચો ઊભો થયો એના કાર્યક્રમને અમલમાં મૂકવા માટે સ્વયંસેવકોની ફોજ પણ તૈયાર થઈ. પણ તાલીમબાજ સેનાપતિઓ વિના આ લશ્કર બ્રિટન કે અમેરિકા સામે એક દિવસ પણ ટકે એમ નહોતું. એટલે રશિયન નિષ્ણાતોની મદદથી સુન યાત સેને પ્રખ્યાત વ્હામ્પોઆ લશ્કરી વિદ્યાપીઠની સ્થાપના કરી. કોમિન્ટાંગવાળી ચાંગ કાઈ શેક એનો પ્રમુખ બન્યો;

અને મંત્રીપદે વરણી થઈ તેજસ્વી કમ્યુનિસ્ટ સુવાન ચાઉ એન-લાઈની.

રાષ્ટ્રભરમાં અવાજ બુલંદ બની રહ્યો હતોઃ 'અસમાન કરારો રદ કરો! આમ ચૂંટણીદ્વારા રાષ્ટ્રીય સભા સ્થાપો!' કમ્યુનિસ્ટો આ આંદોલનમાં આગળ પડીને કામ કરતા હતા.

કામદાર આંદોલને જોર પકડ્યું. મજૂરમંડળોમાં પાંચ લાખ મજૂરો જોડાયા. કમ્યુનિસ્ટ પાર્ટીની સભ્ય સંખ્યા ૮૦૦માંથી વધીને એક વરસમાં ૩૫૦૦ સુધી પહોંચી ગઈ. કિસાન પ્રવૃત્તિની શરૂઆત થવા લાગી.

માઓ આજન્મ ક્રાંતિકર બની ગયો. એનું અંગત જીવન તેના જાહેરજીવન જોડે અતૂટ રીતે વણાઈ રહ્યું હતું.

# ૬

# ચીનના તારણહારનો ઉદય

**તા.** ૧૨ મી માર્ચ ૧૯૨૫! ચીનને ટોડલે ઘુવડ રોતું હતું. ચીની ક્રાંતિએ નિસાસો નાખ્યો—

ચીનના રાષ્ટ્રપિતા ડૉ. સુન યાત સેન તે દિવસે પેકિંગમાં મૃત્યુ પામ્યા. મરતાં મરતાં તેઓ રાષ્ટ્રને 'ત્રણ મહાન સિદ્ધાંતો' અને 'ત્રણ નીતિઓ'નો વારસો સોંપતા ગયા હતા. જૂના ત્રણ સિદ્ધાંતોને નવા ત્રણ સિદ્ધાંતોનો ઘાટ આપતાં આપતાં જ એમના શ્વાસ

થંભી ગયા હતા. વારસાખતપરનું એમનું ટિપ્પણ અધૂરું રહી ગયું હતું. એ ખતના પાના ફરફરતા હતા.

પરંતુ મરતાં પહેલાં તેઓ પોતાના રાષ્ટ્રની સોંપણી કરતા ગયા હતા. ઉછરતી લોકશાહીના ભાવિ માટે ચિંતાગ્રસ્ત બનેલા રાષ્ટ્ર-પિતાએ સોવિએત સંઘને તેમણે કાગળ લખ્યો હતો :—

પ્રિય બિરાદરો,

મરણ પથારી પર પડયા પડયા મારા વિચારો તમારી તરફ તેમ જ મારી પાર્ટી અને રાષ્ટ્રના ભાવિ તરફ વળે એ સ્વાભાવિક છે અમર લેનિને જેમને મુક્તિદાન આપ્યું છે તેવા પ્રજાસત્તાકોના તમે સૂત્રધાર છો. આજે શાહીવાદનો ભોગ બનેલા દેશો જો તમારે પગલે ચાલશે તો તેઓ પણ તમારી માફક, ગુલામી, યુદ્ધ અને અન્યાયના પાયા પર રચાયેલી સમાજરચનાની પકડમાંથી છૂટી શકશે. હું મારી પાછળ જે પાર્ટીને મૂકતો જાઉં છું તે તમારા સહકારથી ચીન તેમ જ બીજા ગુલામ રાષ્ટ્રોને શાહીવાદની ધુંસરી તળેથી છોડવવા માટે પ્રવૃત્ત રહેશે એવી આશા મને હંમેશાં રહી છે. એટલા માટે હું મારી પાર્ટીને આદેશ આપું છું કે તમારી જોડે સતત સંપર્ક જાળવે. મારા દેશને તમે સદાય સહાય કરી છે અને તમે હંમેશા તેને બેધડક ટેકો આપતા રહેશો એ વાત હું ખાતરી-પૂર્વક માની શકું છું એટલો મને આનંદ છે તમારી વિદાય લેતી વખતે એક આશા વ્યક્ત કર્યા વિના હું રહી શકતો નથી—એ દિવસ હવે બહુ દૂર નથી કે જ્યારે સોવિએત રશિયા તેના સાથી તથા મિત્ર આઝાદ શક્તિશાળી ચીન જોડે ખભે ખભો મિલાવી દુનિયાના દલિતોના મહાન મુક્તિસંગ્રામમાં આગેકૂચ કરશે.

બિરાદરીના જુહાર સાથે
સુન-યાત સેન.

આ પત્ર પાડોશીને ત્યાં રવાના થઈ ચૂક્યો હતો. તેમના અધૂરા વારસાખતના પાનાં ફરફરતાં હતાં. પણ રાષ્ટ્રપિતા હવે આ દુનિ-

યામા ન હતા એમના વારસદાર ફફળતા હતા સમગ્ત ચીન શોક સાગરમા ડૂ ી ગયુ હતું

ત્યારે ડૉ સેનનુ કટ્ટર દુશ્મન—કોગિન્ટાગમાનુ જ પૈસાદાર જૂથ—નફ્ફ્ટ ની જાહેરમા આ યુ ડૉ સુન યાત સેનના જીવતા જ, તેમણે કેટન ા વેપારી મહાજન અને તેના સશસ્ત્ર સ્વયસેવક ની મદદકે નિષ્ફળ બળવો કરી જોયો હતો કોગિન્ટાગના પ્રગતિશીલ મ ત્રીનુ તેમણે કરપીણ ખૂન કર્યું હતુ હવે ડૉ સુનના મૃત્યુ ગા. તેઓ કેટન છોડી શાઘાઈ ગયા અને ત્યા 'વેસ્ટર્ન હિલ જૂથ' સ્થાપ્યુ પેકીંગ ા પાસેની ટેકરીના નામ પરથી તેમણે આ નામ ધારણ ર્ક્યું હતું તેમા મોટમોટા વેપારીઓ મેકરો, પરદેશી વસાહતમા મિનકત ધરાવતા શ્રીમ તો અને જમીનદારોનો સમાવેશ થતો હતો ડૉ સુનનો સાઢુભાઇ, ચાગ કાઈ શેક આ જૂથનો આગેવાન હતો ધનકુબેરોની ઓથ હતી તેમના નાણા પર તેનુ સૈન્ય નભતુ હતુ

ચાગ કાઇ શેક વ્હામ્પોઆની લશ્કરી વિદ્યાપીઠનો પ્રમુખ હતો. ડૉ સુનની પાખમા ભરાઇને તે ઊચે ચડ્યો હતો પરતુ ડૉ સુ ની પ્રગતિશીલ નીતિ પ્રત્યે તેને સૂગ હતી વ્હામ્પાઆના કમ્યુનિસ્ટ કાર્યકરો જોડે તેને દુશ્મનાવટ હતી ડા સુ ના મૃત્યુ બાદ તેમના વારસદારનો અચળો ઓઢીને તે કોગિન્ટાગની ફોજોના મરસેનાપતિ બની ગયો અને એનો સાથી વાગ ચિંગ વાઈ પ્રજાસત્તાકનો પ્રમુખ બની બેઠો ! રાષ્ટ્રપિતાના વારમાખતની શાહી હજી સૂકાઇ નહોતી ત્યા આ બન્ને જણાએ રાષ્ટ્રના સાચા શત્રુ શાહીા. ને જમીનદારો તરફ મીઠી નજરે જેવા લાગ્યા હતા

પરતુ ડૉ સુનના સાચા વારસદારો ચીનની શેરીએ શેરીએ તેમનો પેગામ પહોચાડતા હતા તેમના વારસાખતનો અમલ કરતા

હતા. તા. ૧૫મી મે ને દિવસે શાંઘાઈની કાપડમિલના જાપાની માલિકે કમ્યુનિસ્ટ કામદાર કુ ચેંગ હુનને મારી નાખ્યો. ડૉ. સુનના વારસદારો સામા થયા. તા. ૩૦મીએ શાંઘાઈના મજૂરો અને વિદ્યાર્થીઓનું વિરોધ-સરઘસ નાનકિંગ રોડ પરથી પસાર થતું હતું ત્યારે બ્રિટિશ પોલીસે તેમના પર ગોળીબાર કર્યો. અનેક લોકો માર્યા અને ઘાયલ થયા. શાંઘાઈના વતનીઓ ઘરમાંથી બહાર પડ્યા. બ્રિટિશ, અમેરિકન અને જાપાની ગોળીઓની ઝડીઓ વરસવા લાગી. સમસ્ત ચીન ખળભળી ઊઠ્યું. તેણે જાપાની અને બ્રિટિશ માલનો બહિષ્કાર કર્યો. હોંગકોંગમાં સફળ આમ હડતાલ પાડીને ત્યાંના મજૂરો કેન્ટન પહોંચ્યા. આ હોંગકોંગ બંદરની નાકાબંધી કરાવી. હડતાળિયાઓને રાષ્ટ્રીય લશ્કરી શાળાના અમલદારો આવી મળ્યા હતા. તા. ૨૩મી જૂનને દિને બ્રિટિશ નૌકાદળે શામીન અને કેન્ટન પર તોપો તાકી. સમસ્ત ચીન એક અવાજે બોલી ઊઠ્યું:

'પરદેશી ખૂનીઓને સજા કરો! તેમની પાસેથી નુકશાન ભરપાઈ વસૂલ કરો! તેમની પાસે માફી મગાવો! તેમને આપેલા વસાહતી હક્કો રદ કરો! પરદેશી ફોજોને બહાર ધકેલી દો!'

કવાન્ટુંગની ક્રાંતિકારી સરકારે '૩૦મી મે'ના શાહીવાદ વિરોધી આંદોલનને સાથ આપ્યો હતો. પરિણામે કેન્ટન અને હોંગકોંગની હડતાલ ૧૬ મહિનાઓ સુધી ચાલી.

*

ત્યારે માઓ હુનાનના એક ગામડામાં માંદગીની પથારી પર પડ્યો હતો. કામના અનહદ બોજાને લીધે શાંઘાઈમાં તેને થાકોડાનો તાવ આવવા લાગ્યો અને તેની તબિયત વધારે લથડી પડી. તેના સાથીઓએ તેને આરામ માટે અહીં મોકલી આપ્યો હતો.

'મોટાભાઈ તમે બાને સમજાવો ને!' પાડોશનો પંદર સોળ વર-

સનો કિશોર કિસાન માઓના બિછાના પાસે આવ્યો. પાછળ પાછળ તેની પ્રૌઢ માતા પણ દાખલ થઈ. અખૂટ ધીરજ અને મીઠો સ્વ-ભાવ અને નખશિખ ઉમદા કરીને તેમ વાનાઓને ઘણું બનાવી દેવાની આદતને કારણે ઓછાબોલો માઓ માનીતો થઈ પડતો. તેના ક્રાંતિકારી જુસ્સાએ ગામડાના યુવાનો તેની તરફ આકર્ષાયા હતા. તેની દરેક બુદ્ધિએ ગામના ઘરડાઓનો પણ વિશ્વાસ સંપા-દન કર્યો હતો. ઉંમરમાં નાનો છતાં વડીલપણામાં મોટો ગણાતો માઓ ગામના અનેક ઝઘડાઓનું ઘરમેળે સમાધાન કરાવી આપતો.

'એના જેવો સમજણો થા પછી એનો વાદ કરવાની વાતો કરજે.' પેલા છોકરાની માએ દીકરાને ટ દો ડામ દીધો અને માઓની તરફ ફરીને પૂછ્યું, 'આજે તને કેમ છે બેટા? તારે માટે ઈંડાં કાઢી રાખ્યાં હતાં પણ આ ઉત્પાતિયાની ધમાલમાં લાવવા ભૂલી ગઈ.'

'હવે તો મને તદ્દન સારું થઈ જવા આવ્યું છે, મા. અહીં ખાઈ પીને પડ્યા રહેવું—પણ તમે બહુ ખવડાવશો તો વળી અજી-રણ થવાની બીક ખરી. લીઓએ વળી શી ધમાલ મચાવી છે, મા?' પેલા કિશોરની તરફ આંખ મીંચકારીને માઓ ગંભીર સાદે બોલ્યો.

'એને બીજું શું હોય—દેશને માટે લડવા ઊપડવું છે' પણ તું જ કહેને ભાઈ, એનું ગાંડપણ અમને કેમ પાલવે? મારો બાપ 'સ્વર્ગના રાજકુમાર'ની ફોજમાં મુઓ, આનો બાપ કોમિન્ટાંગના લશ્કરમાં જોડાયો તે ત્યાંથી જ પરબાર્યો સ્વર્ગે ગયો. આપણા ગામમાં કોઈ બે વરસ નિરાંત કરીને બેઠું છે? એક તુચુન (લશ્કરી ડાકુ) ફોજ આવે, ગામડું ભાગે ને પોતાનો વારો ખાટે. એ જાય ત્યારે એનો દુશ્મન બીજો તુચુન (લશ્કરી ડાકુ) આવે, વળી ગામડું

ભાંગે અને પેલો વાનરો ઉખેડીને પોતાનો ખોડે. એમાં આપણા દાળિયા શું પાકવા?' કિસાન માતા પથારી પાસે બેસીને બોલી.

'તમે પહેલાંની વાત કરી, મા. હવે જે રાષ્ટ્રીય સરકાર આવશે તે બધા તુચુનોને ખતમ કરી નાખશે અને સૌને જમીન આપશે.' માઓએ મમરો મૂક્યો.

'જમીન ! જમીન મળની હોય તો તો બેઠા માણસ પોતાના એક નહિ લાખ દીકરાનો બલિ આપવા તૈયાર થાય અને એ જમીનને કોઈ હાથ લગાડવા આવે તો પોતે ય ધરતીમાના ખોળામાં સમાઇ જાય—પણ એ તો બધા શેખચલ્લીના કિલ્લા છે.' માએ નિસાસો નાખ્યો.

'ના, મા. મોટાભાઈએ આપેલું ચોપાનિયું મે તને નહોતું વાંચી બતાવ્યુ ? એમાં ડો. સુને કહ્યું'તું ને કે— કિશોર બોલી ઊઠ્યો.

'પણ એ દેવના તો મરી પરવાર્યા અને બીજા બધા કંઈ તારા મોટાભાઈ જેવા સાચના કટકા નથી તો ' હસસરાય વાળા શાહુકાર ટેંગનો માણસ હમણા જ શહેરના ખબર લાવ્યો છે– આપણા બધાનું આવી ન બને તો મારું નામ બદલી આપું ગામનો જમીનદાર ચાલતી ગાડીએ બેસી જશે; મોટા ખેડુતો ય તેમનું મોં ભરીને પોતાનો જાનમાલ બચાવી લેશે; પણ આપણું કોણ ?' મા બોલી.

'એ ચોપાનિયામાં લખ્યું છે એવું કહેનારા બીજા ઘણાં છે, મા. હવે તમને જમીન જરૂર પાછી મળશે.' માઓએ કહ્યુ.

'ધાર કે તારા જેવા લોકોએ જમીન અપાવી દીધી. પણ તમે તો વાયરા– દળા કહેવાય આજે આવ્યા ને કાલે ગયા પછી જમીનદાર કાકો તેના હડકાયા ગુંડાઓને અમારી પર છોડે તેનું શું? મારા

પિયેરની જ વાત કરું. મારા બાપને તાઈપીંગની જમીન મળી. મારા ભાઈઓ માંડ ખાધેપીધે સુખી થયાં ત્યાં તાઈપીંગ ગયું અને જમીન પણ ગઈ. ધારિયાં ને દાતરડાં લઈને કોઈએ બંદૂકધારીઓને હરાવ્યા સાંભળ્યાં છે? માએ મુદ્દાનો સવાલ ઊભો કર્યો.

'બોલ લીઓ, તું શું જવાબ આપે છે?' માઓ પોતે પણ વિચારમાં પડી ગયો હતો. તેને માની વાતમાં વજૂદ લાગતી હતી.

'એનો જવાબ મારી પાસે નથી, મોટાભાઈ. મારા દોસ્તારો પણ એ જ વાત કરે છે, અમારી પાસે હથિયાર હોય ને ગાગની ફોજ હોય તો—' કિશોર ધીરે ધીરે બોલતો હતો.

મહીકરો આવ્યાં ગયાં, છતાં ય માઓના કાનમાં એ જ ભણકારા વાગતા હતા, 'અમારી ફોજ હોય તો—' માઓ અહીં આવ્યો ત્યાર પછી તેણે આવા અનેક સવાલો સાંભળ્યા હતા. ગામડામાં વર્ગભેદ કેટલી હદે પહોંચ્યો છે, તેનું ભાન માઓને અહીં આવ્યા પછી જ થયું હતું. 'પાર્ટીની ત્રીજી પરિષદમાં પણ આપણે કિસાન સમસ્યાને બરાબર સમજવાનો પ્રયાસ કર્યો નથી. પણ તેમના વિનાનો સંયુક્ત મોરચો શા કામનો? ૮૦ ટકા પ્રજા તેની બહાર—ના ના. પાર્ટીએ આ તરફ ધ્યાન આપવું જ જોઈએ.'

માઓએ આરામ લેવો પડતો મૂકયો અને કિસાન સંગઠન કરવા માંડયું. ૩૦મી મે ની ચળવળે કિસાનોમાં અપૂર્વ જાગૃતિ આણી હતી. થોડા જ માસમાં તેણે વીસથી યે વધારે કિસાનસભાઓ સ્થાપી. ખેત મજૂરો અને ગરીબ કિસાનો અત્યંત ઉત્સાહથી તેની જોડે કામ કરી રહ્યા હતા. કિસાનસભાનું કાર્ય જોઈને જમીનદારો છંછેડાઈ ગયા. સત્રપ યાઓ હેંગ-તીનું લશ્કર માઓને પકડવા ઊપડયું. પણ ગામેગામ પોતાની મેળે નીમાઇ ગએલા કિસાન સભાના ગુપ્તચરોએ માઓને અગાઉથી ચેતવણી આપી દીધી. માઓ

વખતસર હુનાનથી નાસી કેંટન આવી પહોંચ્યો ત્યારે ચાંગ કાઈ શેક કોમિન્ટાંગ ફોજનો સરસેનાપતિ બની ચૂક્યો હતો.

માઓએ કોમિન્ટાંગના 'રાજકીય સાપ્તાહિક'નું તંત્રીપદ સભાળી લીધું અને કોમિન્ટાંગના મવાળ પૈસાદારોની અસરકારક ટીકાઓ કરવા માંડી. પણ માઓનું ચિત્ત કિસાનોના પ્રશ્નમાં હતું. તેણે કિસાન આંદોલન મજબૂત કરવાનો આગ્રહ કરવા માંડ્યો. તેણે પોતાના સાથીઓને આ પ્રશ્નનું મહત્ત્વ સમજાવવા માંડ્યું. એ વિષે કોઈએ ઊંડાણમાં જઈને ખાસ વિચાર કર્યો નહોતો સાધારણ રીતે કિસાનો સંગઠિત બને તેની સામે કોઈ વાંધો ઉઠાવી શક્યું નહિ. કિસાન આંદોલન ચલાવી શકે તેવા કાર્યકરોને તાલીમ આપવાનું કામ માઓને સોંપવામાં આવ્યું. જુદા જુદા એકવીસ પ્રાંતોના પ્રતિનિધિઓ એ તાલીમવર્ગમાં સામેલ થયા. કેંટન આવ્યા બાદ થોડા જ સમયમાં માઓ કોમિન્ટાંગના પ્રચાર ખાતાનો પ્રમુખ બની ગયો. માઓને તેની મધ્યસ્થ સમિતિમાં પણ લેવાની વાતો થતી હતી.

આ અરસામાં માઓ ત્સે તુંગ અને તેના એકવારના ગુરુ ચેન તુ શ્યુ વચ્ચે મતભેદો પડવા લાગ્યા. કોમિન્ટાંગ અને કમ્યુનિસ્ટોની એકતા જાળવવાને નામે તે કામદાર નેતાગીરી અને ઉદ્દામ કિસાનોની પ્રવૃત્તિને અવગણતો હતો. જમીનદારો ભડકી જશે અને ચાંગ તેમને પક્ષે જશે તો આપણો સંયુક્ત મોરચો તૂટશે અને પરદેશીઓ ફાવી જશે, એવી તેની દલીલ હતી.

માઓને લાગતું હતું કે ચેન-તુ શ્યુએ ત્રીજી પરિષદનો ઠરાવ દેખાવ પૂરતો જ માન્યો છે. એ મજૂરોની નેતાગીરીમાં માનતા જ નથી...પણ મજૂરોની પાર્ટીએ નેતાગીરી લેવી જ જોઈએ. તેના મુખ્ય સાથીઓ કિસાનો છે. તેમના હિત માટે લડવું જ જોઈએ...

ઉઠ્ઠ એક કોકડુ ઉકેલાય ત્યાં બીજુ ગૂંચવાય છે ..માટે આ બધા વિચારોને કાગળ પર ઉતારવા જોઇએ—કદાચ તો સ્પષ્ટતા આવશે—પણ ચેન તુ સ્યુને એ વાત ગળે નહિ ઉતરે તો ? એટલા મોટા નેતા વિરોધ કરતા હે ય ત્યા મારા જેવા નવા નિશાળિયાની વાત કોણ માનશે ? હુ ઝપટીમા ચોગાઈ જઈશ.

ખેર, મારુ જે થવાનું હોય તે થાય હું જે માનુ છુ તે જ લખીશ. પણ તે પહેલા ઊંડો વિચાર કરવો જોઇએ. પૂરી વાત જાણવી જોઇએ દલીલો કરીને સાધનને કસવો જોઇએ અને પછી જે ઉકેલ મારે ગળે ઊતરશે તે હુ લખીશ તો સહુ મારી વાત માનશે એમને માનવી જ પડશે.

અને માઓએ હાથમાં પીંછી લીધી. ચીની ભાષા લખતી વખતે હાથની મુઠ્ઠી વાળીને પીંછી ઊભી પકડાય છે. તેણે મથાળું લખ્યુ: 'ચીની સમાજમા વિવિધ વર્ગોનુ પૃથક્કરણ' તત્કાલીન કિસાન આંદોલન તેના મનમા રમતુ હતુ. તેણે લખવા માંડયુ—ચીની કામદાર વર્ગ કિસાનોનુ નેતૃત્વ કેટલે અંશે સભાળી શકે છે તેના પર ક્રાંતિની સફળતાનો મુખ્ય આધાર છે. ક્રાંતિને સફળ બનાવવી એ આજની મુખ્ય ફરજ છે. આપણા મિત્રો કોણ છે અને દુશ્મનો કોણ છે એ જાણી લેવું અત્યંત આવશ્યક છે, કારણ એ બાબતમાં આપણે સ્પષ્ટ હશુ તો જ મિત્રો સાથે મળીને આપણા અમન દુશ્મન પર આખરી હુમલો કરી શકીશું. આપણા સમાજમા અત્યારે ખાસ કરીને પાંચ વર્ગો મોજૂદ છેઃ (૧) જમીનદારો અને પરદેશી પેઢીઓ જોડે સંકળાએલા આડતિયા-વેપારીઓ, (૨) ઉદ્યોગપતિઓ, (૩) ખાધે પીધે સુખી ખેડૂતો અને શહેરનો મધ્યમ વર્ગ, (૪) ગરીબ કિસાનો અને ખેત મજૂરો, (૫) કારખાનામાં કામ કરનાર કામદારો. આ બધા વર્ગોની આર્થિક અને રાજકીય સ્થિતિનુ વિગતવાર વર્ણન

કરીને માઓએ સાર કાઢ્યો તમામ લશ્કરી ડાકુઓ, મોટા અમલદારો, વેપારી આડતિયાઓ અને મોટા જમીનદારો પરદેશી શાહીવાદીઓ જોડે ભળી ગયા છે અને ચીન વિરુદ્ધ કામ કરી રહ્યા છે આ લોકોની બાગ પોકારતા કેટલાક બુદ્ધિજીવીઓ પણ તેમા શામેલ છે એ બધા આપણા દુશ્મન છે. કારખાનાઓમા કામ કરનાર મજૂર વર્ગ તમામ ક્રાંતિકારી બળોનો નેતા છે ગરીબ કિસાનો, ખેતમજૂરો અને મધ્યમ વર્ગ આપણા નિકટ મિત્રો છે. ઉદ્યોગપતિઓનુ સ્થાન અસ્થિર છે. મવાળ ઉદ્યોગપતિઓ આપણા ભાવિ દુશ્મનો છે અને ઉદ્દામ ઉદ્યોગપતિઓ આપણા ભાવિ મિત્રો છે, પરંતુ એ ક્યારે ફરી બેસે અને સંયુક્ત મોરચાને હાનિ કરે તે કહી શકાય તેમ ન હોવાથી સાવધ રહીને જ આપણે તેમની જોડે કામ કરવુ જોઇએ.'

માઓએ પુસ્તિકા પૂરી કરી ત્યારે સન ૧૯૨૬નો માર્ચ મહિનો ચાલતો હતો માર્ક્સવાદી-લેનિનવાદી દૃષ્ટિએ ચીની ગામડાનો અભ્યાસ કરવાનો આ પ્રથમ પ્રયાસ હતો. ચેન તુ સ્યુએ માઓની પુસ્તિકાઓ વાચી અને તેમનો માઓ જોડેનો મતભેદ વધારે ઉગ્ર બન્યો.

'તો એને આપણા મુખપત્રમા છાપો. બીજા મિત્રો તેની ચર્ચા કરશે અને સાચ જૂઠાનુ પારખુ થશે' માઓએ અકળાઇને કહ્યુ.

'મધ્યસ્થ સમિતિના સત્તાવાર મુખપત્રમા હુ આવા વિચારોનો પ્રચાર કરવા નહિ દઉં, તારે સંયુક્ત આંદોલનમા ફૂટ પાડવી છે?' ચેન તુ સ્યુએ પૂછ્યુ.

'ના મારે તેને સદ્ધર પાયા પર મૂકવુ છે'

પહેલી પુસ્તિકા 'ચીની યુવક' નામના સામયિકમા કટકે-કટકે

છપાઈ અને બીજી પુસ્તિકા હુનાનમાંથી પુસ્તિકા રૂપે બહાર પડી

તે જ મહિનામાં (માર્ચ) ચાંગ કાઈ શેકે કેંટન પર સશસ્ત્ર હુમલો કર્યો. કમ્યુનિસ્ટોને હટાવી તેણે પ્રજામંડળની તમામ સત્તા હાથ કરી હતી. સોવિયેત રશિયા જોડે મૈત્રી તોડવી હતી. ડૉ. સુનના એ દગાખોર વારસદાર! આ હિચકારા કાર્યમાં કોમિન્ટાંગના શ્રીમંત સભ્યોનું પીઠબળ હતું. આ આક્રમણ વખતે માઓ તે જ શહેરમાં કોમિન્ટાંગની કચેરીમાં કામ કરી રહ્યો હતો.

કેંટનની પ્રજાએ ચાંગના કાવતરાંને નિષ્ફળ બનાવ્યું. મવાળ પક્ષની દગાખોરી વિષે માઓના મનની શંકા વધારે મજબૂત બની. પરંતુ ચેન તુ સ્યુની આંખ ઉઘડી નહિ. કિસાન ચળવળનું લડાયક સ્વરૂપ જોઇને અનેક જમીનદારો ગામડેથી ભાગીને શહેરમાં ભરાતા હતા. ત્યાં તેમણે 'મજૂર-કિસાનોના અત્યાચાર'ની વાહિયાત અફવાઓ ફેલાવવા માંડી અને તેને જોરે કમ્યુનિસ્ટ પાર્ટીને પણ ભાંડવા માંડી હતી. આ કટોકટીના પ્રસંગે ચેન તુ સ્યુ સમતુલા જાળવી શક્યો નહિ. દુશ્મનોની ટીકાઓથી એ ગભરાઈ ગયો અને પાર્ટીના લડાયક તત્વોને ઠપકો આપવા લાગ્યો. તેણે કોમિન્ટાંગ જોડે મંત્રણાઓ શરૂ કરી અને મજૂર-કિસાન પ્રવૃત્તિઓને કાબૂમાં રાખવાનું વચન આપ્યું. કોમિન્ટાંગની ફોજમાં પણ પાર્ટીનું કાર્ય મર્યાદિત બનાવવાની વાત તેણે કબૂલ કરી. મશસ્ત્ર ને કસેનાનું મહત્વ તેને કદી પણ સમજાયું નહિ. કોમિન્ટાંગની ફોજમાં મહત્વના હોદ્દાઓ કમ્યુનિસ્ટોને આપવાનું ડહાપણ તેણે ન દર્શાવવાથી ચીની ક્રાંતિને પારાવાર નુકસાન થયું અને જનતાને નિરર્થક યાતનાઓ સહેવી પડી.

ખેર, તે વખત પૂરતી તો કમ્યુનિસ્ટ પાર્ટી અને કોમિન્ટાંગ વચ્ચે ફરી સુમેળ થઇ ગઈ.

પેકિંગની લશ્કરશાહી સરકારને હરાવવા ખાતર સને ૧૯૨૬ના જુનાઇ માસમાં રાષ્ટ્રીય ક્રાંતિકારી ફોજ ઉત્તર ભણી કૂચ કરી ગઈ. અને માઓ શાંઘાઇમાં રહીને કમ્યુનિસ્ટ પાર્ટીના કિસાન વિભાગનું સંચાલન કરવા લાગ્યો. કેટલાક બિરાદરો તેની જોડે સહમત હતા પરંતુ મધ્યસ્થ નેતાગીરી તેની વિરુદ્ધ હોવાથી પાર્ટીનો મોટો ભાગ એ વિષે અંધારામાં જ રહ્યો હતો. ચીની ક્રાંતિ પર જીવનું જોખમ તોળાઇ રહ્યું હતું. માઓને કેમે કરીને ચેન પડતું નહોતું. તેના વિચારમંથનમાંથી તેજસ્વી મેધા પ્રગટી રહી હતી માઓએ રાષ્ટ્રની ઘાત ટાળવાનો બીજો પ્રયાસ કર્યો.

કિસાન વિભાગનો ઇન્સ્પેકટર બનીને કિસાન આંદોલનનો ઝીણવટભર્યો અભ્યાસ કરવા તે હુનાન આવ્યો. આ પ્રાંતમાં તેના ઊંડા મૂળ હતા. દરેક કટોકટીને પ્રસંગે તે હુનાન આવતો. ત્યાંના વાતાવરણમાંથી તાકાત મેળવતો. એની ધરતી પર પગ મૂકતાંવેત કામ કામને શિખવાડી દેતું. જમીનદારોની સત્તા નાબૂદ કરવા માટે ઠેર ઠેર કિસાનો ઊભા થયા હતા. કોમિન્ટાંગ ફોજોની કૂચે એ પ્રવૃત્તિને વેગ આપ્યો હતો.

સન ૧૯૨૭ ના જાનેવારી માસમાં માઓએ આ ચળવળોનું સરવૈયું કાઢ્યું. અને તેનો વિગતવાર રિપોર્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિને મોકલાવ્યો તેમાં તેણે કિસાન સામર્થ્ય વિષે શંકા ધરાવનાર કમ્યુનિસ્ટો તેમ જ ચિન કમ્યુનિસ્ટોની સખત ઝાટકણી કાઢી હતી ચીની ક્રાંતિની વ્યૂહનીતિમાં અપૂર્વ ફાળો આપે એવા ચાર મુદ્દાઓ તેણે છણ્યા હતા—(૧) ચીની ક્રાંતિમાં કિસાનોનો હિસ્સો મહત્ત્વનો છે. (૨) ખેડૂતોની રાજકીય સત્તા સ્થાપવાનું કાર્ય મહત્ત્વનું છે. (૩) ખેડૂત વર્ગના વિવિધ વિભાગોનું પૃથક્કરણ કરીને તારવેલો સાર કે ચીનમાં મોટાભાગની વસ્તી ગરીબ કિસાનોની છે

અને સમસ્ત ખેડૂત વર્ગમાં ગરીબ કિસાનો જ વિશેષ ક્રાંતિકારી છે. (૪) ક્રાંતિકારી સિદ્ધાંત અનુસાર પાર્ટીને આગ્રહ કર્યો કે સહેજ પણ અચકાયા વિના બેધડક આમજનતાને જાગૃત કરો, તેને સંગઠિત કરો અને તેના પર જ આધાર રાખીને આગળ ધપો.

અંતમાં તેણે ખરા દિલથી અપીલ કરી હતી કે આમ કરશો-તો ટૂંક સમયમાં જ મધ્ય ચીનમાંથી, દક્ષિણથી, ઉત્તર પ્રાંતોમાંથી કરોડો કિસાનો ઊભા થશે. ઝંઝાવાતનો એનામાં જુસ્સો હશે. એના પૂરને વાળવાની શક્તિ કોઇમાં નથી. ગમે તેટલી મોટી સત્તા વચ્ચે પડશે તો ય એ ઘોડાપૂરને રોકી શકશે નહિ. મુક્તિના ધ્યેય ભણી ધસી રહેલ આંદોલન રસ્તામાં આવતી તમામ આડઅડચણોના કુરચેકુરચા ઉડાવી દેશે. શાહીવાદીઓને, લશ્કરી ડાકુઓને, લાંચખાઉ અમલદારોને તેમ જ સડેલા શ્રીમંતોને તેમની કબર ભણી ધકેલી દેશે.'

આ રિપોર્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિને મોકલાવીને માઓ પોતે બે મહિનામાં વુહાન ગયો. ત્યાં કિસાનોની આંતરપ્રાંતીય પરિષદ ભરાઈ. તેણે માઓની નીતિને ટેકો આપ્યો પરંતુ ચીની ક્રાંતિના કમનસીબે ચેન તુ સ્યુએ એ રિપોર્ટ દબાવી દીધો. તેને માઓના વિચારો પસંદ નહોતા, પોતાની ખોટી નીતિને વળગી રહી તેનો અમલ કરાવવા ખાતર તેણે પાર્ટીના લોકશાહી બંધારણનો ભંગ કર્યો. દરેક પાર્ટીસભ્યને પોતાના અભિપ્રાયો મધ્યસ્થ-સમિતિ સમક્ષ માંડવાનો હકક હોવા છતાં ય એ કુવિચારી નેતાએ માઓનો રિપોર્ટ ચર્ચવા માટે મધ્યસ્થ સમિતિની બેઠક બોલાવી નહિ.

*

રાષ્ટ્રીય ક્રાંતિકારી ફોજ તીરની માફક ઉત્તર તરફ આગળ વધી રહી હતી. કમ્યુનિસ્ટો અને કોમિન્ટાંગના સંયુક્ત ઉદ્દામ તત્વોનું અપ્રતિમ શૌર્ય ઉત્તરના લશ્કરી ડાકુઓને નિર્વીર્ય બનાવતુ હતું.

તા. ૧૧ મી જુલાઇને દિને વિજય સેના ચાંગશાના પાદરે આવી. ઑગસ્ટમાં લશ્કરી ડાકુ નીચે એક વખત કામ કરતો ફેંગ યુ-શીઆંગ કેમિન્ટાંગના પક્ષમાં ભળી ગયો. સપ્ટેમ્બરમાં હેંકાઉ સર થયું. તા. ૧૧ મી ઓક્ટોબર સુધીમાં વુહાનના ત્રણે શહેરો પર કેમિન્ટાંગનો ધ્વજ લહેરાવા લાગ્યો. ઉત્તરમાં આગળ ફરફરાવીને સન ૧૯-૨૭ના માર્ચ મહિનામાં વિજયી સેના શાંઘાઇ પહોંચી ત્યારે શાંઘાઇના શુરા કામદારોએ ત્રણ દિવસ પહેલાં જ શહેર કબજે કરી રાખ્યું હતું. કોણે આ અદ્ભુત કરામત કરી હતી ?

ત્રણ માસ પહેલાં પાર્ટીની સૂચના અનુસાર ચાઉ એન-લાઇ અહીં વિપ્લવ સંચાલન કરવા આવ્યો હતો. માંચુ દરબારના ઉચ્ચ અમલદારનો પૌત્ર અને પ્રખર વિદ્વાન શિક્ષકનો પુત્ર ચાઉ પોતે રાષ્ટ્રીય જાગૃતિના કાળમાં ઉછર્યો હોવાથી તેની કુદરતી આવડત ક્રાંતિને પંથે વળી ગઇ હતી. આ અઠ્ઠાવીસ વરસનો સુશિક્ષિત જુવાન શાંઘાઇ પહોંચ્યો ત્યારે ક્રાંતિનું પ્રિસ્ક્રીપ્શન આપતું કોઇ પાઠ્યપુસ્તક તે સાથે લાવ્યો નહોતો. યોગ્ય દોરવણી આપે તેવો કોઇ પીઢ અનુભવી સલાહકાર પણ તેની જોડે આવ્યો નહોતો. પરંતુ ચાઉએ યુરોપમાં માર્ક્સવાદનો ઊંડો અભ્યાસ કર્યો હતો અને તેની ઇચ્છાશક્તિ એક ક્રાંતિકારને છાજે તેવી પોલાદી હતી. ત્રણ મહિનામાં તેની દોરવણી તળે સ્થાનિક કમ્યુનિસ્ટોએ ૬૦૦૦૦૦ મજૂરોને સંગઠિત કર્યા અને સફળ આમ હડતાળ પાડી પરંતુ મજૂરો નિઃશસ્ત્ર હતા. તેમને શહેર કબજે શી રીતે કરાય તેની ગતાગમ નહોતી. ઉત્તરથી નાસી આવેલા લશ્કરી ડાકુઓએ તેમના પર હુમલો કર્યો પણ ચાઉના સાથીઓએ ૫૦૦૦ પીકેટરો તેમની સામે ખડા કર્યા. ૨૦૦૦ મજૂરોને છૂપી રીતે તાલીમ આપી. અને ૩૦૦૦

નિશાનબાજ પેદા કર્યા. સમયની જરૂરિયાત તેમને સશસ્ત્ર લડતનું મહત્ત્વ સમજાવતી હતી. માર્ચ મહિનામાં ફરી આમ હડતાળ પડી ત્યારે ૬૦૦૦૦૦ મજૂરોએ સૌથી પહેલાં પોલીસ સ્ટેશનો કબજે કર્યાં, પછી શસ્ત્રાગાર લીધું, પછી સરકારી લશ્કરી છાવણી અને પછી—પછી વિજયી મજૂર સેનાએ શાંઘાઇમાં 'નાગરિક રાજ્ય' સ્થપાયાની ઘોષણા કરી. એટલે જ, ચાંગ કાઇ શેક સહિત 'રાષ્ટ્રીય ક્રાંતિકારી ફોજ'નું સ્વાગત કરવા માટે આવેલા શાંઘાઈ વાસીઓ નગરને દરવાજે સામૈયું લઇ ઊભા હતા.

*

પરંતુ આથી તો ચાંગ કાઈ શેક ભડકી ઊઠ્યો. પોતાનું સ્વાગત કરનારથી પોતે ભડકી ઊઠ્યો ! હવે આ પાર રહેવું કે પેલે પાર જવું તેનો આખરી નિર્ણય લેવાનો સમય તેને માટે પાકી ગયો હતો. 'ઉત્તરની કૂચ'ના વિજય પછી રાષ્ટ્રીય આંદોલન કઇ દિશામાં આગળ વધશે તે તે સમજી ગયો હતો. ખાસ તો 'જમીન-સુધારા'નું શું કરવું એ સવાલનો જવાબ તેણે આપવાનો હતો. તેને આવી મળેલા લશ્કરી ડાકુઓનાં સૈન્યો અને અમલદારો વગર પગારે કોમિન્ટાંગની સેવા કરે તેમ નહોતા. ચાંગના પોતાના અમલદારો પણ જમીનદારોના કુટુંબીઓ હોવાથી કિસાન જાગૃતિનાં દર્શનથી ભડકી ગયા હતા. ફોજ માટે નાણાંની મદદ આપનાર શ્રીમંતો પણ આવા બંડખોરોને સાંખી લેવા તૈયાર ન હતા. અને વેપાર-ઉદ્યોગને ખોરવી નાખનાર લશ્કરી ડાકુઓનો નાશ ઇચ્છતા ચીની ઉદ્યોગપતિઓ પણ મજૂર આંદોલનથી ભડકી ગયા હતા. ચાંગ મજૂર-કિસાન આંદોલનને કચડવા તૈયાર થાય તો જ તેઓ તેને મદદ કરશે એવી તેમની શરત હતી.

વળી સામ્રાજ્યવાદીઓની ચકોર આંખો પણ નવી 'બળવાન વ્યક્તિ'

ની શોધમાં જ હતી. તેમના નૌકાદળોની તોપો કેંટન બંદર તરફ વળી હતી. ચીનના કિનારા પર ઠેર ઠેર તેમની લશ્કરી તાકાતનું પ્રદર્શન થઇ રહ્યું હતું. બીજી તરફ ચેન-ઓમા લી કરારદ્વારા ફેબ્રુઆરીમાં અંગ્રેજોએ હેંકાઉ અને કયુકેંગની વસાહતો ચીનને પાછી સોંપવાનો ઢોંગ કર્યો હતો. ખરી સત્તા પોતાના હાથમાં રાખીને તેણે ચીનનું એકીકરણ મંજૂર કર્યું હતું. જાપાનીઓએ પણ કોમિન્ટાંગના મવાળ પક્ષ સાથે મંત્રણા શરૂ કરીને રાષ્ટ્રીય આંદોલનમાં ભંગાણ પાડવાની પેરવીઓ રચવા માંડી હતી. સોવિએત રશિયા જોડેના મૈત્રી કરારો રદ થાય અને ચીની કમ્યુનિસ્ટોને કચડી નાખી ચીનમાં લોકશાહી સ્થપાતી અટકાવવા જો ચાંગ તૈયાર હોય તો તેને પરદેશીઓ પોતાને અનુકૂળ 'બળવાન વ્યક્તિ' બનાવવા તૈયાર હતા. મવાળ સભ્યોને પરદેશીઓની વાત કબૂલ હતી. તેમણે ચાંગ પર દબાણ લાવવા માંડયું.

ચાંગ પોતે પણ એ જ દિશામાં જઈ રહ્યો હતો. તા. ૨૧મી ફેબ્રુઆરી ૧૯૨૭ને દિને તેણે કોમિન્ટાંગની ખાનગી સભામાં કમ્યુનિસ્ટોની ટીકા કરી હતી. નાનકિંગ સર કર્યો બાદ બ્રિટન, અમેરિકા, જાપાન, ફ્રાન્સ અને ઇટાલીના નૌકાજોએ નાનકિંગ પર બોમ્બમારો કર્યો ત્યારથી જ તે શાહીવાદીઓને પક્ષે જવાનો વિચાર કરી રહ્યો હતો. શાંઘાઇને દરવાજે મળેલા બંડખોરોના આવકારથી તે હરખાયો નહિ. તે જાણતો હતો કે જે લોકો પોતાના બાવડાના જોરે તેને વિજયમુગુટ અપાવી શકે છે તે લોકો પોતાનું કહ્યું ન માનનાર તેના પાસેથી તે છીનવી પણ શકે છે. અને શ્રમજીવી લોકશાહીથી સૂગાતો ચાંગ તેને વિજય અપાવનાર પ્રજાનો સાથ છોડીને, જમીનદારોનો ઘરજમાઇ બન્યો અને પરદેશી શાહીવાદીઓની આજ્ઞા ગ્રહી ઉતારીને તા.૧૨મી એપ્રીલ ૧૯૨૭ને દિને શાંઘાઇના ક્રાંતિકારી

મજૂરોપર જ તૂટી પડો. તેના દેશી વિદેશી આશ્રયદાતાને કમ્યુનિસ્ટોનાં માથાં જોઈતાં હતાં. અને જે માણસ સ્થાપિત હિતોનો વિરોધ કરે તે બધા 'કમ્યુનિસ્ટ' એવી તેમની સીધી ને સાદી વ્યાખ્યામાં ચીનના તમામ જાગૃત લોકશાહી બળો આવી જતાં હોવાથી 'કમ્યુનિસ્ટોનું નિકંદન' કાઢવાને બહાને ચાંગ ચીનની ક્રાંતિભૂમિને ગુનાઓની સ્મશાનભૂમિ બનાવવા નીકળ્યો હતો. તળ શાંઘાઈમાં જ ૫૦૦૦ મજૂરો અને વિદ્યાર્થીઓનાં તેણે લોહી રેડ્યાં.

ચીનમાં પ્રતિક્રાંતિનાં મંડાણ થઈ ચૂક્યાં!

*

આવા સંજોગોમાં કમ્યુનિસ્ટ પાર્ટીનું પાંચમું અધિવેશન વુહાનમાં તા. ૨૫મી એપ્રિલ ૧૯૨૭ને દિન મળ્યું. આ અધિવેશન વખતે પાર્ટીમાં હજી જોઈએ તેટલી પરિપક્વતા આવી નહોતી. ચેન તુ સ્યુનું તકસાધુ ધોરણ ખોટું છે એમ અનુભવે પુરવાર કરી આપ્યું હતું. અધિવેશને તેની સિદ્ધાંતહીન તડજોડીઆ વૃત્તિની ટીકા પણ કરી. પરંતુ ચેન તુ-સ્યુની વિનીત અસર તળે, પાર્ટી મવાળ નીતિને વળગી રહી. દેશમાં જ્યારે ખેત-ક્રાંતિ પુરજોશમાં ઉગ્રસ્વરૂપ લઈ રહી હતી ત્યારે એને યોગ્ય માર્ગદર્શન આપવામાં આ અધિવેશન નિષ્ફળ ગયું. આ નીતિનો વિરોધ કરનાર માઓની અકળામણનો પાર ન રહ્યો.

*

પણ માઓની વાત સ્વીકાર્યા વિના બીજો કોઈ છૂટકો નહોતો. કારણ, ઇતિહાસ જ એની વાતોને દોહરાવતો હતો.

ઉપરની ચર્ચાને થોડોક વખત થયો ન થયો તેવામાં બનાવો ઝડપભેર બનવા લાગ્યા.

હવે મવાળ કોમિન્ટાંગવાદીઓ નહીં પણ ઉદ્દામ કોમિન્ટાંગ

વાદીઓએ પણ રાષ્ટ્રીય આંદોલનને દગો આપ્યો. ચેન તુ-સ્યુની પત્તાંની ઇમારત થરીના છઠ્ઠા ભાગમાં વિખેરાઈ ગઇ. તા. ૭ મી ઓગસ્ટ ૧૯૨૭ને દિવસે કમ્યુનિસ્ટ પાર્ટીની તાકીદની પરિષદ મળી. હવે ડૂબતી ક્રાંતિનૌકાને બચાવવાનો સવાલ હતો. ચેન તુ સ્યુ પ્રત્યેની સૌની શ્રદ્ધા ઊડી ગઇ હતી. તેની નીતિની ઝીણવટભરી તપાસ થઈ રહી હતી પણ ચેન એકનો બે થતો નહોતો—

'મેં તો પહેલેથી જ કહ્યું હતું કે આ મૂડીવાદીઓની ક્રાંતિ છે. પોતાનો લાભ સાધી લીધા પછી એ લોકો બાજી સંકેલી લેશે. લશ્કરી ડાકુઓ ખતમ થાય છે. હવે મૂડીવાદીઓનું રાજ સ્થપાશે. તમે ઇતિહાસના વહેણની વિરુદ્ધ જવાની વાત કરો છો !' તે મલ્લાજીનું નાકું છોડતો નહોતો.

'પણ ક્રાંતિની નેતાગીરી આપણા હાથમાં લેવાનો વખતસર પ્રયાસ કર્યો હોત, કિસાનોના બળમાં શ્રદ્ધા રાખી હોત તો આજે આપણે મૂડીવાદીઓને તેમના મનનું ધાર્યું કરતાં અટકાવી શકત. તમારા હાથમાં હવે પાર્ટીનું સુકાન સલામત નથી.' માઓ બોલ્યો.

કાર્યવાહીએ આ વાત માની. ચેન તુ સ્યુને પદચ્યુત કરવામાં આવ્યો. પરંતુ હવે નવો સુકાની કોને બનાવવો ? માઓની નીતિનું મહત્વ હજી પાર્ટીને સમજાયું નહોતું. તેણે જોરશોરથી કોમિન્ટાંગનો વિરોધ કરનારા અતિ ઉદ્દામ સુ મિચુ-પાઇને મંત્રીપદ આપ્યું. આ અતિ ઉદ્દામવાદીઓ કોમિન્ટાંગ જોડેનો સંબંધ તોડવા રાજી હતાં ખરાં, પરંતુ તેમની દૃષ્ટિ અવળી હતી. તેઓ માનતા હતા કે માત્ર કામદારો જ એકલે હાથે ક્રાંતિને સફળ બનાવી શકશે. કિસાન વર્ગનું મહત્વ તેમને જરા પણ સમજાયું નહોતું પાર્ટી ચૂલામાંથી નીકળીને ઓલામાં પડી તેમણે મવાળ તકસાધુ ધોરણની જગાએ અતિ ઉદ્દામ સંકુચિત ધોરણ અમલમાં મૂક્યું.

ચીની પ્રજાના સૌથી વધારે જાગૃત તત્વો પાર્ટીમાં હતાં. તેમના પર ચીની ક્રાંતિનો આધાર હતો. પરંતુ સાચો નેતા મેળવવા પહેલાં પ્રજાને અનેક કડવા અનુભવોમાંથી પસાર થવું પડે છે. ઠોકરો ખાતાં ખાતાં જ તેને સત્યદર્શન થાય છે. અને એ મંથનમાંથી પ્રજા પોતાનો તારણહાર પેદા કરે છે.

માઓ ત્સે તુંગની કિંમત હજી લોકોને સમજાઇ નહોતી. તેના ડહાપણનો અનુભવ હજી તેમને થયો નહોતો. પરંતુ ક્રાંતિની આંધીમાં અવિચારી નેતાઓ લાંબો વખત ટકી શકતા નથી. એ ભઠ્ઠીમાં કચરો ઓગળી જાય છે અને સોનું જ બાકી રહે છે. માઓ ધીમી છતાંય નિશ્ચિત ગતિએ સાચી નેતાગીરી તરફ જઈ રહ્યો હતો. ચીની ક્રાંતિના ગર્ભમાં તેના તારણહારનાં બીજ રોપાઇ ચૂક્યાં હતાં

# ૭

# ચીની સોવિયેતનું સર્જન

સન અઠ્ઠાવીસનો મે મહિનો ચાલતો હતો. ભૂરા આકાશમાંથી નીચા નમીને ચિંગ કાન શાન પર્વતને ચૂમતાં સફેદ વાદળાંઓ સુરેખ શાંત ચિત્ર દોરતા હતા. ત્યારે ખડક પર ઊભેલા એક સંગીનધારી જુવાને અચાનક સીટી વગાડી—

'ફોજ દેખાય છે! આપણી તરફ આવે છે...'

નિશ્ચલ પર્વતમાંથી અનેક સૈનિકો પેલા ફોજી નિરીક્ષક તરફ દોડ્યા આવ્યા તેમાં માઓ ત્સે તુંગ પણ હતો.

પરિષદ બાદ માઓ ચાંગશા આવ્યો ત્યારે તેણે પોતાના માટે પાંચ મુદ્દાઓનો કાર્યક્રમ ઘડી કાઢ્યો હતોઃ (૧) હુનાનમાં પાર્ટીની પ્રાંતિક શાખાનો કોમિન્ટાંગ જોડેનો સંબંધ તદ્દન તોડી નાખવો. (૨) મજૂર–કિસાનોની સશસ્ત્ર ફોજ ઊભી કરવી. (૩) નાનામોટા તમામ જમીનદારોની મિલકત જપ્ત કરવી. (૪) કોમિન્ટાંગથી દૂર રહી સ્વતંત્ર રીતે પાર્ટીની સત્તા હુનાન પ્રાંતમાં સ્થાપવી અને (૫) ત્યાં સોવિએત રાજ સ્થાપવું.

આ કાર્યક્રમની અમલ બજાવણી તેણે ખંતપૂર્વક કરી અને પરિણામે 'પાનખર પાકની લડત'ને નામે પ્રખ્યાત બનેલ કિસાન-આંદોલનને વેગ આપ્યો. તે દરમ્યાન હુનાનના ખાણમજૂરો અને કોમિન્ટાંગથી અસંતુષ્ટ બનેલા સૈનિકોએ કિસાનોને સાથ આપ્યો હતો. અહીં માઓએ પહેલવહેલી મજૂર–કિસાનોની સેના ઊભી કરી અને તેને 'મજૂર કિસાનોની પહેલી ફોજની પહેલી ટુકડી' એવું નામ આપ્યું. તેમાં એક ખાણ કામદારોની, એક માજી કોમિન્ટાંગ સૈનિકોની અને બે કિસાનોની—એવી ચાર રેજીમેન્ટો હતી. માઓ પોતે સેનાપતિ બન્યો. શરૂઆતથી જ તે સેનાનો રાજકીય સલાહકાર તો હતો જ.

પશ્ચિમ કિઆંગસી અને પૂર્વ હુનાન વચ્ચે તેને વારંવાર આંટા-ફેરા કરવા પડતા. એ વખતમાં જમીનદારો પોતપોતાની અંગત લશ્કરી ટુકડીઓ રાખતા, તે મિનતુનને નામે ઓળખાતી. એકવાર માઓ આવી ટુકડીના હાથમાં સપડાઈ ગયો હતો. તેને થાણા પર લઈ જઈને ઠાર મારવાનો હુકમ થયો હતો. એ સ્થાન બે ખેતરવા દૂર રહ્યું ત્યારે લાગ જોઈને માઓએ દોટ મૂકી. અને પાસેના તળાવની આસપાસ ઊગેલા માથોડાભર ઘાસમાં છુપાઈ ગયો. જમીનદારના સૈનિકોએ તેનો પીછો પકડ્યો, આસપાસના ખેડૂતોને પકડીને

તેમની પાસે માઓની શોધ કરાવી પણ એવા કામમાં કોને રસ હોય ? એકવાર તો દુશમનો એટલા પાસે આવી ગયા હતા કે માઓ હાથ લાગો કરીને તેને અડકી શકે. સૂર્યાસ્ત પછી કંટાળીને સૈનિકો ચાલ્યા ગયા ત્યારે હળવેકથી માઓ બહાર નીકળ્યો અને ડુંગર તરફ ચાલ્યો. દિવસે તે સંતાઈ રહેતો અને રાતે મુસાફરી કરતો. તેના જોડા ફાટી ગયા હતા ખિસ્સામાં પૈસા નહોતા

'અરે ! તું પેલો વિદ્યાર્થી તો નહિ ?' પાછળથી એક ઘરડા કિસાનનો અવાજ આવ્યો અને માઓ ચોંકીને દોડવા લાગ્યો. કિસાન તેની પાછળ દોડ્યો. 'અલ્યા ઊભો તો રહે ! મને ઓળખ્યો નહિ ? તું અને તારો દોસ્તાર મારે ઘરે જમી ગયા હતા.'

માઓએ તેની તરફ જોયું. એ ચાંગશામાં ભણતો હતો, ત્યારે પગપાળે ફરવા નીકળ્યો હતો તે દિવસની ઓળખાણ આ કિસાને યાદ રાખી હતી તે માઓને પોતાને ઘરે લઇ ગયો હતો; તેને ખવડાવી પિવડાવીને છેક લાલ સરહદ સુધી પહોંચાડી ગયો હતો. એ કિસાનનો નાનો દીકરો જ અત્યારે ખડક પર ઊભો ઊભો પોતાના સાથીઓને કોઇ ફોજની હિલચાલ વિશે ચેતવી રહ્યો હતો.

કોમિન્ટાગના હજારો સૈનિકોને હરાવની હરાવતી, માઓની નાનકડી સેના આ પર્વતની ગોદમાં તળ નાખીને પડી ત્યારે તેમની સંખ્યા માંડ હજારેક જેટલી હશે પરંતુ શિયાળામાં તેમણે હુનાનની સરહદ પર આવેલ ચાલિન વિસ્તારમાં પહેલું સોવિએત સ્થાપ્યું ત્યારથી તેના સૈનિકોની સંખ્યા વધવા માંડી હતી. અતિ ઉદ્દામ-વાદીઓની ટીકાઓને ગણકાર્યા વિના આ સોવિએતે દરેક નીતિ અપનાવી હતી જમીનસુધારાઓ પણ વાસ્તવિક પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને જ કરવામાં આવ્યા હોવાથી આસપાસના અનેક કિસાન જુવાનો મજૂર–કિસાન ફોજમાં આવી મળતા હતા. અને વારંવાર

ધસી આવતી કોમિન્ટાગની ફોજોને તતડાવીને પાછી કાઢતા હતા. ડુંગરા પર ઠેર ઠેર તેમની ચોકીઓ હતી સહેજ પણ નવી હિલચાલ દેખાય તો સત્વર સૈન્ય જમા થઇ જતું

'અરે—આ તો આપણા લોકો લાગે છે—જુઓ! જુઓ!' તેમનો વાવટો ' કેટલાક જુવાનો એકસામટા બોલી ઊઠયા

જોતજોતામાં ચિંગ કાન શાનની તળેટી આનંદથી નાચી ઊઠી. નીચેથી ઉપર સુધી ઉત્સાહ-ઉમંગની છોળો ઊછળતી હતી, તેની લહરી સાથે સૈનિકોની આવજા સતત ચાલુ હતી ઉપરથી આવેલા સૈનિકો પોતાના થાકેલા સાથીઓનો ભાર હળવો કરી રહ્યા હતા.

ત્યારે ઉપરની પહાડી છાવણીમાં ચૂ તેહ અને માઓની અજેય જોડલી આજે પહેલીવાર ભેટી રહી હતી

*

ચૂ-તેહ ઉંમરમાં માઓ ત્સે તુંગ કરતા ૧૩ વરસે મોટો હતો. સન ૧૮૮૬માં સ્ઝેચુઆનના ગામડામાં એક ગરીબ ગણોતિયાને ઘેર તેનો જન્મ થયો હતો વીસ માણસના બહોળા કુટુંબનો ભાર ઝીલી ન શકવાથી તેમને જુના ચૂલા માંડવા પડ્યા ત્યારે ચૂ-તેહ પોતાના કાકાની જોડે રહેવા ગયો ત્યાં જ પ્રાથમિક શિક્ષણ મેળવીને તે લશ્કરી શાળામાં દાખલ થયો તેને વિજ્ઞાનનો ખૂબ જ શોખ હતો અહી ડૉ સુન ના નેતૃત્વ તળે વિકસી રહેલ રાષ્ટ્રીય ચળવળના સસર્ગમાં આવીને સન ૧૯૦૯માં તે કોમિન્ટાગનો સભ્ય બન્યો. સન ૧૯૧૧ની ક્રાંતિમાં માથું હાથમાં લઈને લડતો એ જુવાન તેની ફૌજી કારકિર્દીમાં ઝડપથી આગળ વધ્યો અને સન ૧૯૧૫માં એક રેઝીમેંટના કમાંડર બની ગયો સુન-યુઆનના કરારો પછી— ખાસ કરીને યુઆનના રાજાશાહી કાવતરા પછી તેનું મન ખાટું થઈ ગયું હતું. હતાશ જુવાને અનેક વ્યસનોનો આશરો લીધો.

રખાતોનો જનાનો વધારી અફીણનો બંધાણી બન્યો. પરંતુ તેના અંતરનો અજંપો શમતો નહોતો. ડગલે ને પગલે વચ્ચે આવતા પ્રત્યાઘાતીઓ તેના ક્રોધમાં વધારો કરતા હતા. એ તિબેટમાં હતો ત્યારે તેના હાથમાં રશિયન ક્રાંતિ અંગેની માહિતી આવ્યું અને તેના ધુંધવાતા દિલમાં નવી આશાનો સંચાર થયો હતો. તેણે મળે તેટલી માહિતી મેળવવાનો પ્રયાસ કર્યો અને પોતે માર્ક્સવાદની દિશામાં વળી ગયો. હવે એક જ વાત તેના મનનો કબજો લઈ બેઠી હતી—ચીની કમ્યુનિસ્ટ પાર્ટીને મળી તેમાં શામેલ થઈ જવું

ચૂ-તેહ પાર્ટીની શોધમાં નીકળ્યો. તેણે જનાનાને વિખેરી નાખ્યો હતો પણ અફીણ છોડવું અત્યંત મુશ્કેલ હતું. પણ એના બંધાણને ક્રાંતિકારીના જીવનમાં સ્થાન હોઈ શકે જ નહિ એ વાત તે સમજતો હતો. ચીની કમ્યુનિસ્ટ પાર્ટીનું પગેરું કાઢતો કાઢતો તે શાંઘાઈ બંદરે ઊતર્યો (સન ૧૯૨૨માં) ત્યારે એ વ્યસનથી લગભગ મુક્ત બની ગયો હતો. વહાણ પર તેણે કપરી તપશ્ચર્યા આદરી હતી ત્યાં અફીણ ગળવાની શક્યતાઓ ઓછી—યા તો અઘરી હોવાથી તેનું મનોબળ ટક્યું હતું. જમીનનો કિનારો જોતાવેંત તેને ફરી અફીણની તીવ્ર યાદ આવવા લાગી હતી, એ દિવસે તેણે જાણી જોઈને ધરતી પર પગ મૂક્યો નહિ. એક મહિના સુધી તેણે વહાણ પર આંટા માર્યા કર્યા બીજે દિવસે તે શાંઘાઈની હોસ્પિટલમાં દાખલ થયો અને દવાદારૂની મદદવડે અફીણના જીવલેણ બંધાણથી તદ્દન મુક્ત બન્યો.

અહીં તેને કમ્યુનિસ્ટ પાર્ટીનો ભેટો થયો નહિ, પરંતુ પાર્ટીના સંપર્કમાં આવવાનો મક્કમ સંકલ્પ કરીને નીકળેલો દૃઢાગ્રહી જુવાન હતાશ બન્યો નહિ. પાર્ટીની શોધમાં તે શાંઘાઈથી પેકિંગ પહોંચ્યો. ત્યાં પણ કશો પત્તો લાગ્યો નહિ. ડૂબે હાથ દઈને ધોએલ મૂળાની

માફક તે શાંઘાઈ પાછો ફર્યો ત્યારે તેની ડૉ. સુન યાત સેન જોડે મુલાકાત થઈ ગઈ આ નેતાનું વ્યક્તિત્વ તેને ગમ્યું અને તેમની લાગવગથી એ જર્મની ભણવા ગયો. અને ત્યાં—બર્લિનમાં તે ચાઉ એન–લાઇ જોડે ભટકાઇ પડ્યો. ચીની કમ્યુનિસ્ટ પાર્ટીને આખરે તેણે શોધી કાઢી ખરી—પરંતુ બર્લિનમાં ! ત્યારે ને ત્યારે જ તેણે પાર્ટીમાં દાખલ થવાની અરજી લખી નાખી.

ચૂ-તેહ બર્લિનમાં ચીની કમ્યુનિસ્ટ પાર્ટીનો સભ્ય બન્યો એ વખતે ત્યાં બીજા એશિયાવાસીઓ પણ ભણવા આવ્યા હતા તેમાં કેટલાક હિંદીઓ પણ હતા. ચૂ-તેહ એશિયાવાસીઓ વચ્ચે રહીને જ કામ કરતો હતો તેણે યુવક પ્રવૃત્તિઓમાં ધગશપૂર્વક ભાગ લેવા માંડ્યો. બે વખત જર્મન પોલીસે તેની ધરપકડ કરી. આખરે તેને જર્મનીમાંથી હદપાર કરવામાં આવ્યો. યુરોપ અને રશિયામાં રખડતો રખડતો ચૂ-તેહ સન ૧૯૨૫માં ચીન પાછો ફર્યો, ચીન આવ્યા બાદ પોતાના આગલા સરદાર અને ચાંગ કાઇ શેકથી તરત બીજા નંબરનો હોદ્દો ધરાવતા સેનાપતિ ચુ પાઈ તેહની નીચે એણે નોકરી લીધી આ દરમ્યાન ૧૯૨૭માં એ નાનચાંગનો પોલિસ કમિશ્નર બન્યો.

*

'શાંઘાઇથી લપાતા છૂપાતા ચાઉ એન લાઇ નાનચાંગ પહોંચ્યા ત્યારે સ્થાનિક ગિરાદરો ચાંગની વિરુદ્ધ બળવો કરવાની વાત વિચારી રહ્યા હતા. લોકો તો ચાંગની દમખોરી સામે ખૂબ ચિડાયેલા હતા જ. ચાઉ-એન લાઇ મને ઘણી વાર મળતા; મારો પોલિસ કમિશ્નરનો હોદ્દો ઠીક લેખે લાગી ગયો આ કમિશ્નર સાહેબ પ્રજાને કચડવાને બદલે ચાંગની વિરુદ્ધ ઠરાવ કરનારી મસલતોમાં ભાગ લેતા હતા !' બોલતો ચૂ-તેહ ખડખડાટ હસી પડ્યો.

'અને પાર્ટીના નેતાઓએ દીર્ઘ દૃષ્ટિ વાપરી હોત તો ફેર ફેર એવુ જ બનત, અને ચીની પ્રજાની મુક્તિનો માર્ગ વધુ સરળ બની જાત.' માઓએ નિસાસો નાખ્યો.

'પણ તેને નસીબે હજી અનેક યાતનાઓ સહેવી બાકી હોય તેમ લાગે છે —નાનચાગનો ઉદ્દાન સફળ થયો, અમે મજૂર કિસાનોની ક્રાંતિસેના ઊભી કરી ત્યાંથી શાન્ટુગ ગયા પણ કિસાનોએ તેમના લશ્કરને જોઈએ તેવો સાથ આપ્યો નહિ—' ચૂ-તેહ બોલ્યો.

'પણ એ સાથ મેળવવા માટે તમે શુ કર્યું ? કેટલા કિસાનોને જમીન અપાવી ? આપણા ગિરાદરો હજી ય ગામડાનો અભ્યાસ કરતા નથી.' તેમને જમીન સુધારાઓનુ મહત્વ સમજાતું નથી.' માઓ ઊકળી ઊઠ્યો

માઓ અને ચુ-તેહ અનુભવની આપલે કરી રહ્યા હતા તેમની છાવણીમાં મોડી રાત સુધી દીવો ઓલવાયો નહોતો. આવી તો કેટલીએ રાતો ગઈ. અનેક દિવસો વીત્યા, અનુભવોની આ આપલેમાથી ભાવિ કાર્યક્રમ ઘડાયો આજુબાજુના ૬ તાલુકાઓમા તેમણે સોવિયેત રાજ સ્થાપવાનો નિર્ણય કર્યો.

*

'ચૂ-માઓ'ના પ્રથમ મિલન પછી આ જોડલીએ એકબીજાનો સાથ કદી પણ છોડ્યો નથી ચણાની બે ફાડની માફક આજસુધી એ બન્ને જાણુ એકબીજાના પૂરક બની રહ્યા છે માઓને ચીની ક્રાંતિનુ ભેજુ ગણીએ તો ચૂ તેહને એ ક્રાંતિના હૃદયનો જોશીલો ધબકાર કહેવો જોઈએ.

ચિંગ કાન શાન પર્વતની ગોદમા તેમના સૈન્યો જોડાઇ ગયા. પરંતુ સૈનિકોમા અનેક શંકા-કુશંકાઓ ઊઠતી હતી ચોમાસુ બેસી ગયુ હતુ. દરેક સૈનિકના ઉત્સાહભર્યા સહકાર સિવાય સોવિએત

રાજ્યની સફળતા અશક્ય હતી. 'ચૂ માઓ'એ સૈનિકોના પ્રતિનિધિઓની સભા બોલાવી.

'બિરાદરો! આપણે આસપાસની જમીનો કિસાનોમાં વહેંચી આપવી છે. અહીં સોવિયેત વ્યવસ્થા મજબૂત બનાવવી છે. એ શી રીતે બને? પહેલી વાત તો એ કે જનતાએ પોતાના રાજ્યનું રક્ષણ પોતાની મેળે કરતાં શીખવું જોઇએ. બીજું એ રાજ્યના સંદેશવાહકો ચારે તરફ રવાના થવા જોઈએ. તમે ધારો તો એ વાત અશક્ય નથી. કોમિન્ટાંગની દુશ્મન ફોજ પાસેથી પડાવી લીધેલા શસ્ત્રો ગામડાના ગરીબોમાં વહેંચી આપો. તેમની જોડે સમજણપૂર્વક વરતો. તેમને લશ્કરી તાલીમ આપો. બીજું, આપણે આસપાસના પ્રાંતો જોડે વેપાર સંબંધો શરૂ કરવા જોઈએ. આજે વેપારીઓ આપણા નામથી ભડકે છે. પણ ધારો કે કોમિન્ટાંગના સૈનિકો આપણે હાથે પકડાય ત્યારે એ કેદીઓ જોડે આપણે સજ્જનતાથી વરતીએ અને આપણી માયાળુ પરોણાગતથી પ્રભાવિત બનાવીને તેમને જ્યાં જવું હોય ત્યાં જવાની છૂટ આપીએ. તેથી શું થશે? વગર પગારે એ લોકો જ્યાં જશે ત્યાં સોવિયેત પ્રથાના પ્રચારકો બની જશે. બહારના લોકોમાં આપણા પ્રત્યે વિશ્વાસ કેળવાશે—' માઓએ શરૂ કર્યું.

'પણ આવા ખાબોચિયા જેવડા રાજ્યમાં ભરાઇ રહેવાથી સોવિયેત રાજ્યનો વિકાસ થવાનો નથી. આપણે ચાંગશા પર સીધો હુમલો કરીને એ શહેરમાં આપણું મુખ્ય મથક રાખવું જોઇએ.' એક સૈનિક બોલી ઊઠ્યો. તે વખતે ચીની કમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિ પણ એમ જ કહેતી હતી. અતિ ઉદ્દામ મહામંત્રી ચિઉપાઇની નીતિનું આ સૈનિક પ્રતિપાદન કરી રહ્યો હતો. 'પાર્ટીની આજ્ઞા આપણે માનવી જોઇએ.

'પાર્ટીની શિસ્ત તોડવાનું હું કહેતો નથી. પરંતુ પાર્ટીની નીતિ ક્રાંતિની એરણ પર ઘડાય છે. અનુભવની કસોટીએ ગડી નક્કર બને છે. આજના સંજોગો શું કહે છે? દુશ્મન આપણા કરતાં વધારે બળવાન પુરવાર થયો છે. ક્રાંતિની ભરતી ઓસરવા લાગી છે. આજે આપણે બે ભરતી વચ્ચેની ઓટમા છીએ. એ વખતે આપણે આપણા બળો સાચવી સમારી રાખવા જોઇએ. સફળ ક્રાંતિકારે માત્ર આક્રમણ જ નહિ પરંતુ વ્યવસ્થિત રીતે પીછેહઠ કરતાં પણ શીખવું જોઇએ. આજે શહેરમાં દુશ્મનનું જોર વધારે છે. આપણે અનેક ખુવારી સાથે શહેરો સર કરીએ તો પણ તેને લાંબો વખત સુધી ટકાવી રાખી શકીએ તેમ નથી. આપણે શહેરની આસપાસનો ગ્રામ વિસ્તાર કબજે કરીને શહેરને ઘેરી લેવાં જોઈએ. ક્રાંતિની ભરતી આવશે ત્યારે એ પ્રતિક્રાંતિના બેટ આંખના પલકારામાં ડુબી જશે' માઓએ વિસ્તારપૂર્વક પોતાની નવી વ્યૂહરચના સમજાવવા માંડી.

'બિરાદર માઓ તદ્દન સાચું કહે છે!' ચૂ-તેહ બોલ્યો. તેના ખડતલ મોંપર વાત્સલ્યભરી આંખો જોઇને કોઇને એના રણશૌર્યનો ખ્યાલ આવે તેમ નહોતું. પરંતુ નાનચાંગના ઇતિહાસપ્રસિદ્ધ વિદ્રોહના નેતા પ્રત્યે સૌને માન હતું. 'આપણો આજસુધીનો અનુભવ પણ એ જ બતાવી આપે છે. અત્યારે નકામો સાહસવાદ કરવો આપણને પાલવે તેમ નથી. એક બીજી વાત કહું. કાલે આપણા એક સૈનિકે મને કહ્યું કે આપણે આ પહાડી સેરિયેન સાચવી શકીશું નહિ એટલે આપણે અહીંથી ખસી જવું જોઇએ. ના. બિરાદરો એવો પીછેહઠવાદ પણ ક્રાંતિને નહિ ખપે જો આપણી ફોજ કિસાનોનાં દિલ જીતી શકે તો વિજય આપણો જ છે.'

પણ આ ક્રાંતિસેનામાં જરૂરી શિસ્તનો અભાવ હતો. સભાએ ત્રણ

નિયમોનો સ્વીકાર કર્યો. ઝડપથી હુકમ બજાવવો. ગરીબ કિસાનો પાસેથી કોઈપણ ચીજ લેવી નહિ અને જમીનદારો પાસેથી જપ્ત કરેલી તમામ ચીજો સીધી સરકારી ભંડારમાં જમા કરાવવી.

ચૂ-માઓની બન્ને ફોજો સાથે મળી ગઈ અને પ્રખ્યાત 'ચોથી લાલ ફોજ' નિર્માણ થઈ. તેનો સેનાપતિ હતો ચૂ તેહ અને માઓ બન્યો તેનો રાજદ્વારી સલાહકાર.

આ વિચારણાઓ દરમ્યાન કોમિન્ટાંગની ફોજોએ બે વાર તેમના પર ચડાઈ કરી; પરંતુ બન્ને વખત લાલફોજ જીતી. એક વાર ચાલિનમાં ચૂ-તેહનો નાનકડો પડાવ રાતવાસો કરતો હતો. અચાનક કોમિન્ટાંગે હુમલો કર્યો. દુશ્મનના સૈનિકે ચૂ-તેહને પૂછ્યું,

'અલ્યા, તારો કમાંડર ક્યાં નાસી ગયો ?'

'ખબર નથી સાંબ...હું-હમમ...હમણાં જ જાગ્યો.' ચૂ-તેહ પ્રસંગ પારખી ગરીબડો બની બોલ્યો. તેનાં કપડાં બીજા સૈનિકો જેવાં જ હોવાથી દુશ્મનને એ કોણ છે તેનો ખ્યાલ આવ્યો નહોતો. 'સાલ્લો-રસોઈડો'—'દુશ્મનો બબડતા બબડતા ચાલ્યા ગયા અને બીજી તરફ કમાંડર ચૂ તેહ હરણફાળે જંગલમાં નાસી છૂટ્યો.

શિયાળામાં તેમને પાર્ટીની છઠ્ઠી કોંગ્રેસના નિર્ણયો મળ્યા. આ વખતે પાર્ટીએ ચિઉ-પાઈની ઉદ્દામ નીતિ રદ કરી હતી મજૂર-કિસાન વચ્ચેની મૈત્રીનું મહત્વ સ્વીકારીને તેમની સંયુક્ત રાહબરી નીચે સોવિયેત રાજ્યો સ્થાપવાનો, જમીનની વહેંચણી કરવાનો તેમ જ લાલ ફોજ ખડી કરવાનો આદેશ આપ્યો હતો. તેણે એ પણ જણાવ્યું હતું કે આજે આક્રમણ પર નહિ પરંતુ જનતાનો મત જીતવા તરફ વિશેષ ધ્યાન આપવું જોઈએ. પરંતુ આ લોકશાહી ક્રાંતિ માટેની લડત અત્યંત લાંબી ચાલશે એ વાત કોંગ્રેસને સમજાઈ નહોતી. મજૂર-કિસાન સિવાયના બાકીના વચગાળાના વર્ગો કેવું વલણ લેશે અને પ્રતિક્રિયા-

વાદીઓ વચ્ચેના આન્તરિક ઝઘડાઓનો લાભ શી રીતે લેવો એનો સ્પષ્ટ ખ્યાલ કોંગ્રેસને નહોતો વળી પાર્ટીની તાત્કાલિક વ્યૂહનીતિ પર સ્થિર પીછેહઠ કરવાની હોવી જોઈએ—એટલે કે શહેરોને બદલે ગામડાઓમાં પાર્ટીનું મુખ્ય કાર્યક્ષેત્ર હોવું જોઈએ એ વાત પણ તેણે વિચારી નહોતી મધ્યસ્થ સમિતિની નેતાગીરી હજી ઉદ્દામ વાદીઓના હાથમાં જ રહી હતી માઓ ગેરહાજર હોવા છતાં ય કોંગ્રેસે તેને ચૂંટીને મધ્યસ્થ સમિતિમાં મોકલ્યો હતો હળવે હળવે પાર્ટીનું ધ્યાન માઓ પ્રત્યે ખેંચાઈ રહ્યું હતું.

ચૂ-માઓની જોડીને સમગ્રતયા જોતાં, છઠ્ઠી કોંગ્રેસની નીતિ માન્ય હતી પાર્ટીના આન્તરિક મતભેદો હળવે હળવે ભૂંસાવા લાગ્યા ઠેર ઠેર નવા નવા સોવિયેત ઊભા થઈ ગયા હતા પશ્ચિમ હૂપેમાં હો લુંગની, પૂર્વ હૂપેમાં હસુ હાઈ તુંગની લાલ ફોજ સોવિયેત સ્થાપી રહી હતી કિઆંગ્સીમાં પણ આ ચળવળનો આરંભ થઈ ગયો હતો

એ દરમ્યાન લી ચિન નામના એક લશ્કરી ટાળુ વિરુદ્ધ બળવો કરીને તેના સૈનિકો ચૂ-માઓને આવી મળ્યા તેમાંથી પાંચમી લાલ ફોજ નિર્માણ થઈ આટલા બધા સૈનિકોનું ભરણપોષણ પહાડી મથકો શી રીતે કરી શકે? ઠંડીના દિવસો હતા પણ તેમની પાસે ગરમ કપડાં નહોતાં રાતા કોળા ખાઈને તેમણે મહિનાઓના મહિનાઓ કાઢ્યા હતા

"મૂડીવાદ મુર્દાબાદ! કોળા ખાઈને હો આઝાદ!" સૈનિકોએ બંધબેસતું સૂત્ર શોધ્યું

લાલફોજમાં એક પ્રકારની હતાશા ફેલાઈ રહી હતી આમ ક્યાં સુધી ચાલશે? દુશ્મનનું જોર વધી રહ્યું છે હવે સોવિયેત રાજ ટકી શકશે નહિ આપણે આમ ને આમ મોતની વાટ જોતા બેસી રહેવું પડશે? સૈનિકોની શંકા-કુશંકાઓને વાચા ફૂટવા લાગી હતી.

ગયે વરસે બે સ્થાનિક બહારવટિયાઓ પોતાની ટુકડીઓ જોડે લાલ ફોજમા જોડાયા હતા, તેઓ આ કટોકટી વખતે રાષ્ટ્રીય ધ્યેયમા સહેલાઇથી શ્રદ્ધા ખોઇ બેઠા હતા

'અમારી નાનકડી ટુકડીઓ પણ આ મુલકમાથી ખાધાખોરાકી મેળવી શકતી હતી અમે તમારી દેશભક્તિની વાતો સ્વીકારીએ છીએ પણ તમારી ચોળાશ વધારે પડતી છે આપણી પાસે મોટુ સૈન્ય છે આ સોવિયેતને જમીનસુધારા અને એવા બધા હવાઇ તુક્કાઓને પડતા મૂકી ચાલો ફરી બહારવટુ ખેડીએ, અમે તમને પેટ ભરીને ખવડાવીશુ ' તેઓ બેચેન સૈનિકોને ઉશ્કેરવા લાગ્યા

'જુઓ ભાઇ, અમે લૂટફાટ કરવા માટે ઘરબાર છોડયા નથી.' માઓએ તેમને સમજાવ્યુ 'તમામ દેશભક્તોને લાલફોજમા સ્થાન છે પણ લોકશત્રુઓને નભાવી લેવી નહિ કોમિન્ટાંગવાળા લૂટારાઓ હોય કે તમારી જેવા ગરીબ પ્રજાને રજાડનાર હોય—જનતા તેને પાંશરી કર્યા વિના નહિ રહે'

માઓની અસરને લીધે લૂટારાઓ થોડીવાર માટે ચુપ થઇ ગયા. પરંતુ માઓ જાણતો હતો કે સૈનિકોની ગેરસમજ ઘણાં ઊંડા છે તેમનામા પરિસ્થિતિની પૂરી સમજણ ન હોવાથી તેમની શ્રદ્ધા ખૂટવા લાગી છે માઓએ વિસ્તારપૂર્વક સોવિયેત રાજ્યની શક્યતાઓ સમજાવી

સોવિયેત રાજ્યનુ અસ્તિત્વ આજે શક્ય છે શા માટે ? કારણ કે ચીની ગ્રામ્યજીવન શહેરોની સાથે સકળાયેલું નથી તેના પરિણામે ગામડાઓ શહેરોની મદદ વિના જીવી શકે છે, વળી પરદેશીઓની દરમિયાનગીરીને લીધે ચીનમા મધ્યસ્થ સત્તા નબળી હોવાથી બે પ્રાંતોની વચ્ચેના મુલકમા કોમિન્ટાંગનું રાજ ચાલતું નથી. આવા મુલકમા

સોવિયેત રાજને દુશ્મનનો સામનો ઓછો કરવો પડશે શરૂઆત કરવા માટે આવા જ વિસ્તારો આદર્શ છે. બીજું, આપણા લોકો અનેક વરસોથી આઝાદીને માટે લડતા આવ્યા છે. દેશભરમાં લોકશાહી આંદોલનની છાપ ઊંડી છે. તે હજી ભૂંસાઇ નથી. આપણે તેમની સહાનુભૂતિ મેળવી શકીશું. ત્રીજું કારણ એ છે કે ક્રાન્તિનાં બળો શમ્યા નથી પરંતુ વિકાસ પામી રહ્યા છે. ચોથી વાત એ ધ્યાનમાં રાખવી જોઇએ કે આજે સોવિયેત રાજનું રક્ષણ કરી શકે એવી લાલ સેના મોજૂદ છે. અને તેની સફળતાની પાંચમી બાંહેધરી છેઃ ચીનની કમ્યુનિસ્ટ પાર્ટી. એ પાર્ટીનું સંગઠન મજબૂત છે. આજે તેણે સાચી નીતિ અપનાવી છે અને સોવિયેત સત્તાને માર્ગદર્શન આપવાની શક્તિ એ પાર્ટી ધરાવે છે.

આ પાંચે કારણો પર તમે વિચાર કરશો તો જણાશે કે આજે સોવિયેત રાજ ટકી શકશે એટલું જ નહિ પરંતુ તેનો વિસ્તાર પણ દિવસે દિવસે વધતો જશે.

માઓ ત્સે તુંગની દલીલોએ માત્ર ચિંગ કાન શાનના સૈનિકોને જ નહિ પરંતુ પાર્ટીની છઠ્ઠી પરિષદ બાદ કિઆંગસી, હુનાન, હૂપે, કાંગસી અને બીજા પ્રાંતોમાં શરૂ થયેલ સોવિયેત આંદોલનને આત્મવિશ્વાસ બક્ષ્યો.

પરંતુ આ પહાડીરાજની વાસ્તવિકતા ધ્યાનમાં લીધા વિના કેમ ચાલે? દાણાપાણીની અછતનો કશોક ઉકેલ આણવો જ જોઇએ. દુશ્મનનો ઘેરો ભેદીને સોવિયેત વિસ્તાર વધારવો જોઇએ.

સન ૧૯૨૯માં, આ પહાડીરાજના રક્ષણાર્થે પેંગ તેહ-હુ આઇની સરદારી તળે અમુક ટુકડીઓ રાખીને બાકીની ફોજ જોડે ચૂ-માઓની જોડલીએ ચિંગ કાન શાન છોડયું.

*

માર્ગમાં ક્રાંતિના તણખા વેરતા અને આમજનતા પાસેથી

ડહાપણનું ભાથું ભેગું કરતા ચૂ-માઓ કોમિન્ટાંગ જોડે લડતા લડતા કિઆંગસી આવી પહોંચ્યા અને જુઇચિનને કેંદ્ર બનાવી મધ્યસ્થ ચીની સોવિયેતની સ્થાપના કરી.

રાજ્યહીરટના તેમ જ લાલ ફોજના સંગઠનના અનેક અટપટા સવાલો ગૂંચ ઊભી કરતા હતા. કટોકટીનો હિંમતપૂર્વક પ્રમાણિક સામનો કરતી માઓની પ્રતિભા ઝડપથી વિકસી રહી હતી. તેણે આ જમાનામાં કરેલું વિચારમંથન માત્ર ચીન માટે જ નહિ પરંતુ વમાહતી ક્રાંતિના ઉછળતા મહાસાગરમાં દીવાદાંડી સમુ બની ગયુ છે.

*

જાનેવારી ૧૯૩૦મા તેણે 'તણખામાંથી ભડકો થશે!' એ શીર્ષક તળે ચીની ક્રાંતિમાં લાલ ફોજનું મહત્ત્વ સમજાવ્યુ 'અર્ધ વસાહતોમાં કિસાન આંદોલનો માટે લાલસેના ઉત્તમ સાધન છે એટલું જ નહિ પરંતુ તેનો ઉપયોગ અનિવાર્ય બની જાય છે.' માઓ સચોટ કાઢતો હતો, દેશભરમા રાષ્ટ્રીય ક્રાંતિને પાસે લાવવામાં તે અગત્યનો ભાગ ભજવશે.' લાલસેનાના ધીંગાણા એન-ક્રાંતિનો વિકાસ અને સોવિયેત રાજ્યોની રચનાના નિશાળતમ પાયા પર ચાલુ રાખવાનો, આગ્રહ કરીને પરાજિત ક્રાંતિને વિજયી બનાવવાનો એક માત્ર માર્ગ મ ઓએ શોધી આપ્યો હતો ચાંગના રાજની નિર્બળતાનો લાભ લઈને તેણે પોતાની વ્યૂહરચના ઘડી હતી.

ચાંગ કાઈ શેકનો અમલ જૂના લશ્કરી ડાકુઓ કરતાં પણ વધારે ત્રાસદાયક હોવાથી તે જનતાથી અળગો પડી રહ્યો હતો કોમિન્ટાંગના આંતરિક ઝઘડાઓ પણ વધે જતા હતા. તેના રાજ્યમા ક્રાંતિકારી જનતા પર દમન કરવા જેટલી શક્તિ હોય તો પણ લશ્કરી ડાકુઓને દબાવી ચીનનું એકીકરણ કરવાની તેનામા ત્રેવડ નહોતી. આ લશ્કરી ડાકુઓ જોડે લડવામાં ગૂંથાએલી કોમિન્ટાંગ

ફોજની મુખ્ય સત્તા શહેરો પૂરતી જ મર્યાદિત હતી. ત્યાં ચાંગનો કાળો કેર વરસતો હતો. શ્વાસ રૂંધાતા હતા. માઓએ કહ્યું કે શહેરોને હમણાં પડતા મૂકો અને ચીનનો ગ્રામવિસ્તાર હાથમાં લઇ લો. જમીનભૂખી પ્રજા પ્રતિક્રાંતિની વિરુદ્ધ છે અને ક્રાંતિની તરફેણમાં રહેશે ક્રાંતિનાં બળો મજબૂત બન્યા બાદ શહેરોને સહેલાઇથી છતી શકાશે. વસાહતી ક્રાંતિના લશ્કરી વ્યૂહમાં માઓએ આ મહત્વનો ફાળો આપ્યો છે.

*

વિચારોની સફાઈ કરીને જ માઓ બેસી રહ્યો નહોતો. તેણે તેના અમલમાં પણ સૂચક ભાગ ભજવવા માંડયો, લાલફોજ કિસાનોના સહકાર્ય સાથે જ આગળ વધી શકે તેમ હોવાથી તેને અનુરૂપ નિયમો ઘડવા જરૂરી હતા. સન ૧૯૩૦માં ચીનમાં ૬૦,૦૦૦ લાલ સૈનિકો હતા—તેમાંથી અડધોઅડધ ભાગ કિઆંગશીમાં હતો. થોડા વખતમાં જ સોવિયેત વિસ્તાર આગળ વધીને ફુકિન, એનવાઇ, હોનાન, શેન્સી, કાન્સુ અને બીજા પ્રાંતો ઉપરાંત હેનાનના બેટ સુધી પહોંચી ગયો. તેનું એક કારણ લાલફોજની સંઘટના પણ છે. ચિંગ કાન શાનના ત્રણ સાદા નિયમોમાં આઠ નવા નિયમો ઉમેરાયા હતાઃ (૧) યજમાનનું ઘર છોડતાં પહેલાં બારણાં ફરી ઠેકાણે ગોઠવી દો. (ચીનમાં બારણાં ઉતારીને રાતે ખાટલાની ગાફક વપરાય છે.) (૨) બિછાના માટે લીધેલા પરાળનો ભારો બાંધીને તેના માલિકને પાછો સોંપી દો. (૩) લોકોની જોડે નમ્રતાપૂર્વક વરતો અને બની શકે ત્યારે તેમના કામમાં મદદ કરો. (૪) ઉછીનો સરસામાન પાછો આપો. (૫) ભાંગ્યાતૂટયાની ભરપાઇ કરો. (૬) ખેડૂતો સાથે પ્રમાણિક રીતે વરતો (૭) પૂરી કિંમત ચૂકવીને જ માલ ખરીદો અને (૮) સ્વચ્છતા જાળવો. લોકોના રહેઠાણથી વ્યાજબી અંતર રાખીને જ પાયખાના બાંધો.

ચીની ક્રાંતિના સંચાલનમાં ક્રાંતિકારી મશસ્ત્ર લડત મુખ્ય ભાગ ભજવતી હોવાથી લાલસેનાની શિસ્ત અત્યંત મહત્વની વાત હતી. શક્તિશાળી દુશ્મનની સામે લડતી કમજોર ક્રાંતિસેનાનું મુખ્ય બળ જનતાના સાથમાં જ હતું. એ ધ્યાનમાં રાખીને જ માઓએ લાલ-સૈનિકોને કહ્યું હતુ કે આમજનતાની શિસ્ત જાળવીને તમે દુશ્મન સામે લડો. ફુરસદના વખતમા રાજદ્વારી પ્રચારક બનીને કિસાનોને શિક્ષણ આપો આપણું યુદ્ધ લોકયુદ્ધ છે. તેની નીતિરીતિ અપનાવો. તેના લશ્કરી વ્યૂહમાં ગેરીલા યુદ્ધ મોખરે આવે છે લાંબા ગાળા સુધી ચાલે એવી લડત લડવાની આપણી તૈયારી છે પરંતુ ઝડપથી જીતી શકાય એવી તક હોય ત્યાં દુશ્મનો પર આક્રમણ કરીને મોટી લડાઇ લડવાનું ચૂકતા નહિ.

આ વખતે પાર્ટીની મધ્યસ્થ સમિતિ હજી શાંઘાઇમાં જ હતી. પ્રતિક્રાંતિના મુખ્ય કેન્દ્રમા અટવાઇ રહેલા નેતાઓ સોવિયેત વિસ્તારને સાચું માર્ગદર્શન આપી શકતા નહોતા. માઓ હળવે હળવે રાજ્યવહીવટની ગૂચ ઉકેલવા લાગ્યો. ખેતમજૂરો અને ગરીબ કિસાનો પર મુખ્ય આધાર રાખીને સોવિયેત રાજે મધ્યમ દરજ્જાના ખેડૂતનો સાથ લીધો. શ્રીમંત ખેડૂતો, નાના કારખાનાદારો અને વેપારીઓના હિતનું રક્ષણ કરીને માત્ર જમીનદારોની જ મિલકત જપ્ત કરી. સન ૧૯૩૦માં જુઈચિન ખાતે તમામ સોવિયેત વિસ્તારના પ્રતિનિધિઓની પ્રથમ પરિષદ ભરાઇ તેમા માઓની નીતિ મંજૂર થઈ.

પણ તે દરમ્યાન વિકસતી સોવિયેત સત્તાએ ચાંગ કાઇ શેકનું ધ્યાન ખેંચ્યુ હતુ. તેણે લશ્કરી ડાકુઓને પડતા મૂકયા અને 'કમ્યુનિસ્ટોનું નિકંદન' કાઢવા ૧૦૦૦૦૦ સૈનિકો જમા કર્યા માઓ પાસે ૪૦,૦૦૦ જેટલા સૈનિકો હતા. ૧૯૩૦ના નવેંબર માસમાં, કિઆ-

રી પર કોમિન્ટાગની ફોજેએ ચડાઈ કરી પણ માઓની વ્યૂહ-
ચનામાં તેનું દેહ ડીન્હોઝન માથું ગયું. બે મહીના પછી હરીને
ફમન પાછો ફર્યો પરંતુ માઓ ત્સે તુંગ ની પત્નીનો જાન લેતો ગયો.
ાઓના તમામ કુટુંબીઓને તેણે કેદ કર્યાં અને તેની નાની બહેન
થા પત્નીનો વધ કર્યો હતો હુનાનભરમાં ચૂ-માઓનું માથું
ાવી આપનારને દસ દસ હજારનું ઇનામ આપવાની જાહેરાતો
ામિન્ટાગે ચોંટાડી હતી પરંતુ લાલસેનાનો પ્રભાવ માઓના વતન-
ાકડા શાઓશાન ગામ સુધી પહોંચી ગયો હતો એકવાર તેના
ારથી પસાર થતા વિમાનને જોઈને ખેડૂતો બોલી ઊઠ્યા- 'જુઓ
ુઓ—માઓ ત્સે તુંગ પોતાની જમીન પાછી લેવા આવે છે.'
ને ત્યાં કામ કરતા ગણોતિયા તરફ ફરીને તેમણે કહ્યું, એની ખેતી
મ ચાલે છે તે જોવા માઓ આવે છે. ઝાડપાડ તૂટી ગયાં નથી ને
ાકાશમાથી તેમણે જોઈ લીધું છે. હવે ચાંગને નુકસાન ભર-
ાઈ કરવી પડશે.'

માત્ર ૪૦,૦૦૦ લાલ-સૈનિકો પોતાની આધુનિક ફોજને હરાવે એ
ને ચાંગને પાગલ બનાવ્યો ચાર મહીના પછી ૨૦૦,૦૦૦ સૈનિકો
ાથે તેણે પોતાના યુદ્ધ પ્રધાનને લાવ્યોરચે રવાના કર્યો કોમિ
ટાગની ફોજેએ ફરી સોવિયેન વિસ્તારમાં દૂર સુધી આવતા દઈને
ાલફોજે તેને ઘેરી લીધી અને કુશળતાપૂર્વક છિન્નભિન્ન કરી તેની
ાી છૂટાઈ ટુકડીઓનો નાશ કર્યો પંદર દિવસમાં ૬ વાર ખૂન-
ાર જંગ ખેલાયા. આઠ દિવસની કૂચ બાદ દુશ્મનને સરહદ પાર
ાીને વિજયી લાલસેના પાછી ફરી!

ચાંગ ગાંડોતૂર બની ગયો હતો આ પગલાં તેને માટે અસહ્ય
તાં. એક મહિનામાં તેણે ૩૦૦૦૦૦ની ફોજને સોવિયેન પર
ાક્રમણ કરવાનો હુકમ કર્યો તેની સરદારી તેણે પોતાના હાથમાં

લીધી હતી. માઓ પાસે ૨૦,૦૦૦ જેટલા સૈનિકો હતા.

'લાલ ડાકુઓને ચપટીમાં ચોળી નાખીશ!' ફુંફાડા મારતો ચાંગ સોવિયેત ભૂમિના હાર્દ સુધી ધસી આવ્યો. લાલફોજને એટલું જ જોઈતું હતુ. તેણે અચાનક ઉપરાછાપરી હુમલાઓ કર્યા અને ચાંગની ફોજને કોથળામાં પૂરી દેતા હોય તેમ નાકાબંધી કરીને કચુંબરનું મો સીવી લીધું. આવી રીતે સપ્તાહ ગએલી કોમિન્ટાંગની સેના સપ્ટેંબર માસમાં હારી ગઈ. રહ્યા સહ્યા સૈનિકો જોડે ચાંગ કાંઇ શેક બે પગ વચ્ચે પૂંછડી દબાવીને ચુપચાપ પાછો ગયો.

પણ આ પરાજયોના ડામ તેનાથી સહેવાતા નહોતા. તેના માલિકોની નારાજી વહોરવાનો ગંભીર ભય ચાંગને માથે તોળાતો હતો. અને ૧૯૩૩ ના એપ્રિલ માસમાં તેના ૪,૦૦,૦૦૦ સૈનિકોએ ફરી કિઆંગસી સોવિયેત સરહદ પર હુમલો કર્યો. તેના બીજા ૧૦૦૦૦૦ સૈનિકો બીજા સોવિયેત સાથે લડવા ગયા હતા. કોમિન્ટાંગનું આ ચોથુ આક્રમણ નિષ્ફળ નીવડયા બાદ પરાજિત ચાંગનો મદદનીશ બોલી ઊઠયો, 'લાલ ફોજની સામે લડવું એટલે જનમટીપ ભોગવવા સમાન છે!'

*

આ મહત્તારયણીનો લાભ લઇને ૧૮મી સપ્ટેંબર ૧૯૩૧માં જાપાને દક્ષિણ માંચુરિયા પર કબજો જમાવ્યો. બીજે વર્ષે જાપાની લશ્કરો ઉત્તર ચીનમાં ઘૂસવા લાગ્યા. ઝડપથી એ વિસ્તાર કબજામાં લઇને તેમણે કમ્યુનિસ્ટોને દાબી દેવાને બહાને સમસ્ત શાહીવાદ-વિરોધી લોકશાહી જનતા પર અત્યાચાર ગુજારવા માંડ્યો. પોતાના હાથના કર્યા ચાંગને હૈયે વાગ્યા છતાં ય તેની આંખ ઊઘડી નહિ. તેણે જાપાનીઓને નમતું આપ્યું પરંતુ દેશભક્ત સોવિયેત સરકારે તરત જ જાહેર કર્યું કે તે સ્વદેશનું રક્ષણ કરવા માટે જાપાનનો

સામનો કરશે ચાંગની લોકવિરોધી લડાઈઓ ચાલુ હોવાથી એ વિયેત સરકાર આ નિર્ણયને તત્કાલ અમલમાં મૂકી શકી નહિ અને ખોડી બામણીના ખેતરમાં પેઠેલો મસ્ત જાપાની ગોધો સન ૧૯૩૨માં શાંઘાઈ ખાઈ જવાની કોશિશ કરી સન '૩૩ માં જેહોલ, ઉત્તર ચેહાર અને હોપેઈના પૂર્વ કિનારો પણ હજમ કરી ગયો

'જાપાનીઓનો સામનો કરો' મજૂર કિસાન તેમ જ વિદ્યાર્થી ચળવળોનો આ પોકાર સમગ્ર ચીનમાં પુનઃ ગાજી ઊઠ્યો હતો સન ૧૯૨૭ની પ્રતિક્રાંતિ વખતે ડરી દૂર ખસી ગએલ મધ્યમવર્ગ અને ચીની ઉદ્યોગપતિઓ પણ જાપાનવિરોધી આંદોલનમાં શામેલ થવા લાગ્યા હતા તેઓ ચાંગની સરકાર પર દબાણ લાવતા હતા કે તમારી ચાલુ નીતિ ગટનો કમ્યુનિસ્ટ વિરોધી આંધળિયાવેડા બંધ કરીને જાપાનનો સામનો કરો અમારાં હિતો જોખમમાં છે'

ખુદ કોમિન્ટાંગની ફોજોમાં પણ અસંતોષ ફેલાવા લાગ્યો હતો નિગતુ-કિઆગ્સી પ્રાંતમાં કમ્યુનિસ્ટો વિરુદ્ધ લડવા ગએલી તેની ૨૮મી ફોજના ૨૦૦૦૦ સૈનિકો સન ૧૯૩૧માં બળવો કરીને લાલ ફોજમાં જોડાઈ ગયા હતા હવે જાપાનવિરોધી આંદોલનની અસર તળે આવા બળવાઓની સંખ્યા વધી શાંઘાઈની બહાદુર પ્રજા પાસેથી પ્રેરણા મેળવીને કોમિન્ટાંગની ૧૯મી ફોજે ફુકીન પ્રાંતમાં જનતાની સરકાર સ્થાપી અને ચાંગનો વિરોધ કર્યો (નવેમ્બર ૧૯૩૩) એ જ વરસના બે મહિનામાં ચાંગને પડખે રહી લડતો ફેંગ યુ શેંગ તેનાથી છૂટો પડ્યો અને ચાહાર પ્રાંતના કાલગન ગામે તેણે જાપાન વિરોધી લોકસેના ઊભી કરી

ચીની કમ્યુનિસ્ટ પાર્ટી આ જાપાનવિરોધી આંદોલનને મોખરે હતી જાપાનના ભય સામે દેશને જાગ્રત કરવા પાર્ટીએ વ્યાપક પ્રચાર ઝુંબેશ ઉપાડી એટલું જ નહીં પણ જ્યારે ચાંગ જાપાન સામે

વારવાર કદમબોસી કરતો હતો ત્યારે ચીની સોવિયેત સરકારે છેક ૧૯૩૨માં જાપાન સામે સત્તાવાર રીતે યુદ્ધ જાહેર કર્યું હતું.

મજૂર–ક્રિસાનોની લાલસેનાએ ચાંગ કાઈ શેકને સુલેહ કરવાનું આમંત્રણ આપ્યું. તેમની ત્રણ શરતો હતી કોમિન્ટાંગની ફોજે લાલફોજ પર આક્રમણ કરવું માંડી વાળે, જનતાના લોકશાહી હક્કોની રક્ષા કરે અને તો હથિયારો આપે તો લાલફોજ લડાઈ બધ કરીને ચીનના બાકીના સૈન્યો સાથે મળી સયુક્ત રીતે જાપાનનો મુકાબલો કરવા તૈયાર છે.

ત્યારે ચાંગ કાઈ શેક તો રાષ્ટ્રીય અપમાનને વેચી મારવા આતુર હતો તેણે જાપાનીઓ જોડે સાધાતનો સોદો પતાવીને 'કમ્યુનિસ્ટ નિકંદન'ની પાચમી લડાઈ આરંભી. જાપાન વિરોધી શાહીવાસીઓની તેણે કતલ કરી સ્થાનિક મેકગ્, પ્રોફેસર આદિ પ્રતિષ્ઠિત ગણાતા 'મુક્તિ આદોલન મથ'ના સભ્યોને તેણે જેલમા પૂર્યા. તેણે તો એક જ વેન લીધુ હતુ, 'પહેલા લાલ ડાકુઓનો ખાતમો કરો, પછી બીજી વાત. તે પહેલા જે લોકો જાપાનનો વિરોધ કરવાની વાત કરે છે તે દેશદ્રોહીઓ છે' આગા આવા દેશદ્રોહીઓની સખ્યા કૂદકે ને ભૂસકે વધી રહી હતી. ચાંગ પણ પરદેશી શાહીવાદીઓને ઈશારે નાચતો હતો. તેની સત્તાનો મદાર દેશી જમીનદારોના હાથમા હતી સોવિયેત સત્તા તેમનો મારણમંત્ર હતો એનો નાશ તેમના જીવન-મરણનો સવાલ હતો. સન ૧૯૩૩ના ઓક્ટોબર માસમા તેણે ૯૦૦,૦૦૦ સૈનિકોના હાથમા પરદેશી હથિયારો આપ્યા. તેના જર્મન સનાહકારોએ નવા આક્રમણની વ્યૂહરચના ઘડી. કિઆગસી પ્રાતની ફરતી માઈલે માઈલે ફોજી થાણાઓ (બ્લોક હાઉસો) બાધ્યા. ચાંગે હાથ મસળ્યા, હવે જોઉં છુ કેમ છટકો છો તે-બેટમજી ! આજ સુધી લાલફોજ અમને આધળો પાડો રમાડતી હતી.

દરિયામાં માછલી સમાઈ જાય તેમ જનતામાં સમાઈ જતાં તમારો માઓ વાત કહે છે—એમને ? એ દરિયાને જ ખાલી મૂકું છું લાનફોજનો જ્યાં પડછાયો પણ પડયો હોય તેવા તમામ ગામ ડાંઓ તારાજ કરીશ નદિયો સુકાશે અટલે આપોઆપ તરફડતી માછલીઓ મૂઠ્ઠીમાં અમારા હાથમાં આવશે !

ત્યારે ચાંગ લાનસેનાના દરિયાને—આમ જનતાને—સૂકવવા લાગ્યો જ્યાં જ્યાં કોમિન્ટાંગની ફોજ પહોંચી ત્યાં ગામના તમામ પુરુષોની કતલ શરૂ થઈ સ્ત્રી-બાળકોના વેચાણ થતાં જે ગામમાં એવી ગોઝારી ફોજનો મુકામ થતો ત્યાંની સ્ત્રીઓને બે ભાગમાં વહેંચી દેવાતી 'મોટા પગવાળી' એટલે પગે બંધનો પાટા છોડીને સુધારક બનતી તેમ જ 'બોન્ડ વાળ વાળી' એટલે વાળ કાપેલી તમામ સ્ત્રીઓને કમ્યુનિસ્ટ ઠરાવીને ફાંસીએ ચડાવી દેવાતી બાકીની સ્ત્રીઓ માંથી રૂપાળી સ્ત્રીઓ ટુકડીના સરદાર પોતાના માટે રાખી લેતા અને બાકીની સ્ત્રીઓ આમ સૈનિકોમાં વહેંચી દેવાતી બાદ આ સ્ત્રીઓનું કુટણખાનાઓમાં વેચાણ થતું સન ૧૯૩૪માં કોમિન્ટાંગ વિસ્તારમાં આ ગુનાઓનો ધીકતો વેપાર શરૂ થઈ ગયો હતો.

આવા સંજોગોમાં ચાંગના ૫૦૦,૦૦૦ સૈનિકો કિઆંગસીની સરહદ પર આવ્યા બાકીના બીજા સોવિયેત વિસ્તારો તરફ રવાના થયા હતા

આ વખતે લાલ સેનાનું સૂત્રસંચાલન માઓના હાથમાં રહ્યું નહોતું. ઉદ્દામ નેતાઓની આજ્ઞા અનુસાર લાલ સેનાને દુશ્મન જોડે સીધી લડતમાં ઊતરવું પડ્યું તેણે માત્ર સંરક્ષણાત્મક લડતો જ આપી દુશ્મનનો ઘેરો તોડવામાં તે અસમર્થ નીવડ્યું કારણ કે તેણે ગેરીલા યુદ્ધના આટાપાટા દાવપેચને તિલાંજલિ આપી હતી.

સન ૧૯૩૪ના જાન્યુઆરી માસમાં જુઈચિન ખાતે અખિલચીન

સોવિયેતની બીજી પરિષદ્ મળી. માઓએ તેની સમક્ષ સવિસ્તર અહેવાલ રજૂ કરીને ચીની ક્રાંતિએ મેળવેલી સિદ્ધિઓ સમજાવી. સાથે સાથે જાપાની આક્રમણે ઊભી કરેલી પરિસ્થિતિ પર પણ તેણે ભાર મૂક્યો. પાર્ટીના નેતાઓ પણ હવે આ હકીકત માનવા લાગ્યા હતા. કોમિન્ટાંગની પાંચમી ચડાઈ બાદ એક વરસ સુધી અવિરત યુદ્ધ ચાલુ રહ્યું હતું. બન્ને પક્ષે અપાર ખુવારી થઈ રહી હતી. આ યાદવાસ્થળીનો અંત તત્કાળ આવે તેમ લાગતું નહોતું ચાંગને મોસ્કોના સુલેહના કહેણ તેણે ગણકાર્યાં નહોતાં ભેંશ પાસે ભાગવત વાચવાથી શો લાભ? આપણે જ જાપાનીઓનો સામનો કરવો જોઈએ પણ એમ શી રીતે થાય? એ માટે તો છેક ઉત્તર ચીનમાં પહોંચવું જોઈએ. માંચુરિયાની સરહદ પર મોરચો બાંધવો જોઈએ

પણ જાપાનનો સામનો કરવો એ રાષ્ટ્રની આજે પ્રથમ ફરજ હતી. દુશ્મનને હરાવવા માટે રાષ્ટ્રમાં એકતા સ્થાપવી એ અનિવાર્ય બની જતું હતું દેશ આપણો હોય તો ત્યાં કેવા પ્રકારનું રાજ્ય સ્થાપવું એ ચર્ચા લેખે લાગે પરંતુ અહીં તો દેશ જ પરદેશીઓને હાથે જઈ રહ્યો છે. ચીન જાપાનનું બને પછી ચીનીઓને કેવી જાતની રાજવ્યવસ્થા ખપે છે એ સવાલ તદ્દન અવાસ્તવિક બની જાય છે હવે તો ગમે તે ભોગે લાલફોજને આ યાદવાસ્થળીમાંથી છોડાવી જાપાની દુશ્મનને મોરચે લઈ જવી જ પડશે કિઆંગસી-માંથી વ્યવસ્થિત રીતે પીછેહઠ કરવી, લડતાં લડતાં ઉત્તર ચીનમાં જઈ વસવું એ જ એક માર્ગ છે ચાંગના ઘેરામાંથી બહાર નીકળીને તમામ જાપાનવિરોધી દેશભક્તોના હાથ મજબૂત બનાવી શકીશું.

આ ઇલાજ ચોક્કસ હતો પરંતુ અત્યંત આકરો હતો. આખા રાષ્ટ્રે ૮૦૮૦ માઈલની પગપાળી મુસાફરી કરવાની આ યોજના

હતી ! સાધારણ જાત્રાએ નીકળેલા સઘને પણ આટલો લાંબો પ્રવાસ વસમો લાગે અને અહીં તો ચાગની ફોજનો ડગલે ને પગલે સામનો કરતા કરતા સમસ્ત સોવિયેત રાષ્ટ્રનો સરસામાન સાથે ઉપાડીને આગળ વધવાની વાત હતી !

પરંતુ સાચી દેશદાઝે આ કારાગાર માર્ગને જ પસંદ કર્યો નાનકડું નૂતન રાષ્ટ્ર સુરક્ષિત ઝાસ ! પોટલા બાંધવા લાગ્યું માઓને ઘરે પણ એ જ તૈયારીઓ ચાલતી હતી. તેણે યેંગ કાઈ સાહના મૃત્યુ બાદ ફરી લગ્ન કર્યાં હતાં. તેની નવી પત્ની સોવિયેત શિક્ષણ ખાતામાં કામ કરતી હતી તેને બાળકોની જરૂરી ચીજ–વસ્તુઓ ભેગી કરતી જોઈને માઓથી બોલાઈ ગયું,

'હો ત્સે નીએ ! તારી તબિયત સારી નથી અહીં કોઈપણ મહેનત કુટુંબ તને આશરો મળી શકશે '

'અને મારી જોડે તેમની પણ કતલ થશે ! ના હું બાળકોને પણ સાથે જ લેવાની છું તમે જરા ગામમાં તો ફરી આવો—ઘેર ઘેર ઉત્સાહ માતો નથી ડોસાડગરા પણ સાથે આવવાની હઠ લઈ બેઠા છે આવા રાષ્ટ્રીય ઉત્સવમાંથી તમે મને બાકાત રહેવાની સલાહ આપો છો ?' હો ત્સે નીએ મક્કમ જવાબ આપ્યો

'એમ નહિ પણ—' માઓ થોથવાયો 'બાળકો પગપાળા ચાલી શકશે ? તું જ વિચાર કર આપણા ખચ્ચરો પર સામાન લાદવો પડશે, બહુ બહુ તો માંદાઓને તેના પર બેસવાનું મળશે આપણે બાળકોને તો અહીં જ રાખવા જોઈએ '

'ના અત્યારે તો સાથે લઈએ રસ્તામાં વળી જોઈશું. નાનાને હું પીઠપર બાંધી લઈશ મોટો ચાલી શકશે' આમ કહી માતાએ નાના બાળકને પંપાળ્યું અને હસીને વાત બદલાવી, 'તમારે માટે મેં સિગારેટ પણ સાથે લીધી છે !'

પણ સિગારેટના બંધાણી માઓને આટલી સિગારેટો કેટલા દહાડા સુધી પહોંચશે? તે ખડખડાટ હસી પડ્યો. 'અરે એ અગત્યના સવાલ પર મેં લીઓ જોડે મસલત કરી લીધી છે. અમે રસ્તામાં ધૂમ્રપાનના નવા પ્રયોગો કરવાના છીએ. તમાકુને બદલે બીજા કયા કયા પાંદડા વાપરી શકાય તે શોધી કાઢવાનું કામ અમે માથે લીધું છે.'

# ૮

# મહાપ્રયાણ

તા. ૧૬મી ઑક્ટોબર ૧૯૩૪. સ્થળ: દક્ષિણ કિઆંગસીમાં આવેલું યુતુ ગામ. સંધ્યા રાત્રિના ભુખરા મિલનતેજમાં એક ટેકરા પરથી માઓની નજર ક્ષિતિજ પર મંડાઈ હતી.

લાલફોજના ૯૦૦૦૦ સૈનિકો ત્યાં જમા થતા હતા. કિઆંગસીના કારખાનાઓ ઉખેળીને તેના મશીનો ખચ્ચરપર લાદી હજારો મજૂરો અહીં હાજર થયા હતા. શસ્ત્રાગારો અને ધનભંડારો ખાલી ીને તમામ રાષ્ટ્રીય સામગ્રી અહીં આણી ગઈ હતી. કિઅ ગસી-થી જેટલું ઉપડી શકાય તેટલું બધું જ સાથે લઈને આબાલ-દ્ધ પ્રજા રાષ્ટ્રના નેતાઓ જોડે, સ્વભૂમિ તરફ કૂચ કરવા માટે ાવી પહોંચી હતી. પાછળ રહ્યા હતા માત્ર ગણ્યાગાંઠ્યા સૈનિકો. લાલફોજ ચાલી ગઈ છતાં ય 'કોમિન્ટાંગ ફોજ' અનેક અઠવાડિયાં ધી આ ખાલી કરેલ કિઆંગસીમાં દાખલ થઈ શકી નહોતી. કારણ,

ત્યાંનો દરેક કિસાનપુત્ર છાપેમાર બની ગયો હતો (અમુક વિસ્તારમાં સોવિયેત સત્તા સન ૧૯૩૭ સુધી ચાલુ જ રહી હતી) વળી તમામ હિલચાલ એટલી મિક્તથી છૂપી રાખવામાં આવી હતી કે લાલફોજ કૂચ કરી રહી તેની કેટલાક દિવસ સુધી તો દુશ્મનને ગંધ પણ આવી નહોતી!

માઓ ટેકરી પરથી નીચે ઊતર્યો. એ જ રાત્રે દુનિયાના ઇતિહાસમાં અજોડ એવી રાષ્ટ્રીય હિજરતનો આરંભ થયો. ત્રણ રાત સુધી પચાસ માઈલ લાંબું નક્કર સરઘસ પશ્ચિમ દિશામાં આગળ વધ્યું. પછી દક્ષિણ તરફ ગયું તા. ૨૧મી ઑક્ટોબરે કિઆગરીમાં પહેલે; તા. ૨૭ નવેંબરે હુનાનમાં બીજો, એક અઠવાડિયા પછી હુનાનમાં જ ત્રીજો અને ૨૯મી નવેમ્બરે છેલ્લો—એમ કોમિન્ટાંગના ચાર ચકાવા ભેદીને મરણિયું ભાલરાષ્ટ્ર સ્ક્રેશુઆનને રસ્તે પડ્યું ત્યારે પંદર દિવસમાં તેણે નવ ખૂનખાર ધીંગાણાં ખેલ્યાં હતાં તેમની સામે ચાંગે બધી મળીને ૧૧૦ લશ્કરી ટુકડીઓ મોકલી હતી. તેની સામે લડતાં લડતાં લાલ ફોજની સંખ્યા ત્રીજા ભાગની થઈ ગઈ હતી. તેમનો એગડબંગ સામાન ઉપાડવામાં જ ૫૦૦૦ માણસો રોકાઈ જતા હતા. માઓના સાથીઓએ ઝડપી મસલત કરીને નક્કી કર્યું કે તદ્દન જરૂરી સામાન સિવાયનો બાકીનો બધો સામાન રસ્તામાં આવતાં જ ગલેમાં દાટી દેવો. ભવિષ્યમાં કિસાન છાપામારુઓને કામ આવશે' લાલ ફોજ તેના મથકે પહોંચી જાપાન વિરોધી જંગ શરૂ કરે એટલે સમસ્ત ચીન દેશ છાપામારુઓનો છાવણી બની જવાનો હતો એ વાત વિશે, તેમને શંકા નહોતી. ગેરીલા નીતિ હજી પાર્ટીના નેતાઓએ સ્વીકારી નહોતી. વાંકાચૂકા માર્ગે કૂચ કરીને દુશ્મનને ભરમાવવાની જરૂરિયાત તેમણે જોઈ નહોતી.

તીરની માફક સડસડાટ ચાલી આવતી લાલ ફોજની દિશા પરથી આગમચેતી વાપરીને ચાંગ-કાઈ શેકે ચાંગશી જતી પર પાકી નાકાબંધી કરી રાખી હતી. હજારો કોમિન્ટાંગ સૈનિકો હડમજલ કરતા કવેઇચાઉના અારીણી નવાબડાકુની કુમકે આવી પહોંચ્યા હતા. તેમનો સામનો કરતા કરતા લાલ ફોજને આ પ્રાંતમાં ચાર મહિના ગાળવા પડ્યા. તેમની સાથે આવેલ યુવક સંઘના કાર્યકરો ગામડે ગામડે જાહેર સભાઓ ભરતા હતા. સેના સાથે કૂચ કરીને વિકાસ પામતો ચીની લોકનાટ્ય સંઘ પોતાનાં ગીતો અને નૃત્યો દ્વારા ગામલોકને દેશભક્તિનો પાનો ચડાવતો હતો અને તેમની વાતો પોકળ નથી એ પુરવાર કરી આપે તેવા સુધારાઓ રાતોરાત ગામડાંમાં બની રહ્યા હતા. જુલમી જમીનદારોની મિલકત જપ્ત કરીને સેના પોષણ મેળવતી હતી. ગરીબ કિસાનોને ચૂસી લેતા દેવાના ખતપત્રો તે બેધડક બાળી નાખતી હતી. શત્રુ સેનાના ભંડારમાંથી મેળવેલો અનાજ માલ તમામ હિજરતીઓમાં સરખે ભાગે વહેંચી આપવામાં આવતો. તેમની જરૂર પૂરી કરીને મળતાવાળા છતાં ય જો કંઈ બચતું તે આસપાસની કિસાન વસતીને હસ્તે થતું.

આ અપૂર્વ મહાપ્રયાણનો ઢંઢેરો પીટવા માટે દુનિયાના તાલેવંત અખબારોએ ખબરપત્રીઓ મોકલ્યા નહોતા આપણી ગાંડીકૂચની માફક તેના ફિલ્મ ફોટાઓ ઉતારવામાં કોઈને રસ નહોતો.

છતાં ય લાલ ફોજના આગમન પહેલાં જ તેની કીર્તિ આજુબાજુનાં ગામડાઓમાં ફેલાઈ જતી.

'અમારે શ્રીમાન સોવિયેનને મળવું છે' લાલ ફોજના માર્ગથી દૂર રહી ગયેલા ગામડાનું એક પ્રતિનિધિ મંડળ લાલસેનાને પોતાને ત્યાં આવવાનું આમંત્રણ આપવા માટે આવ્યું હતું.

હેરત પામેલો પહેરેગીર તો મોં વકાસીને જોઈ જ રહ્યો. આ

ગામડિયાઓની વાત તેને પહેલા તો સમજાઈ નહિ પછી એકાએક પેટ પકડીને હસવા લાગ્યો, ત્યારે માઓ પાસેથી પસાર થતો હતો તેણે અટકીને પૂછયુ.

'કેમ, શુ થયુ છે?'

'આ લોકો શ્રી સો સેન સહેને મળવા આવ્યા છે' મહા પરાણે હસવુ ખાળીને સૈનિકે જવાબ આપ્યો

એમા હસે છે શુ? પ્રતિનિધિ મંડળનો મોવડી ચિડાઈને બોલ્યો 'ગરીબોની ફોજ' આ જ છે કે બીજી? લાલ સેના ગામડા ઓમા ગરીબોની ફોજ' તરીકે પ્રખ્યાત બનવા લાગી હતી

'આ જ છે, કાકા! બોલો શુ કામ પડયુ?' માઓએ મન કાઈને પૂછ્યુ

'અમે તમને તેડવા આવ્યા છીએ અમારા ગામને પણ મુક્તિ આપો અને ત્યાની જમીનો વહેચી દો'

બની શકે ત્યા લાલ ફોજ જમીન રોની જમીનો ગરીબ કિસાનોમા વહેચી આપતી હતી અને તેમના આત્મરક્ષણ માટે તેમા શસ્ત્રો પણ આપતી હતી ઠેર ઠેર આવા સશસ્ત્ર કિમાન દળો ઊભા થઈ રહ્યા હતા પગને પગને ક્રાન્તિ કડ્ડ છાટતી લાલ ફૂચ એક મહાન પ્રચારયજ્ઞ બની ગઈ હતી તેણે ચીનના સુપ્ત આત્મા જગાડી દીધો માઓના સાથીઓના દીર્ઘદ્રષ્ટિએ જાપાને લાદેલી વિટ ચણાને ચીનની ક્રાતિના માટે આની દૈદ રૂપ બનાવી દીધી

આ અંતમા દુશ્મનની અત્યંત ખુવારી થઈ હતી પરંતુ ચાગની વટાળવાના સવાલ તો હજી ઊભો જ હતો માઓના બાળકો માદા પડી ગયા હતા હો ત્સે નીએની તબિયત પણ લથડવા લાગી હતી એક દિવસ તેઓ રાતવાસો કરવા પનાળ પાથરી રહ્યા હતા એટલામા પાસેના ગામડાની એક બાઈ તેની પાસે

'બહેન, મેં સાંભળ્યું છે કે તમારાં બાળકો બીમાર છે. મને થોડુંક ઘરવૈદું આવડે છે. લાવો નાડ જોઈ આપું.'

તેણે નાડ જોઇને ડોકું હલાવ્યું, 'આ કુમળું ફૂલ આવા હડદોલાટ નહિ ખમી શકે બહેન. તમે તેને લઇને અમારે ત્યાં રહી જાઓ.'

'એમ શી રીતે બને બહેન ! હું રહું તો તમારા પર નકામી આફત આવશે. કોમિન્ટાંગની ફોજ મને ઓળખ્યા વિના નહિ રહે.' હો ત્સે નીએ હસીને બોલી.

'તો બાળકોને મારી પાસે રાખના જાઓ. મારા બાળકો જોડે રહેશે–નહિ તો તેમને મારે પિયેર મોકલી દઈશ. ગમે તે થાય પણ તેમને ઊની આંચ આવવા નહિ દઉં.' હો ત્સે નીએ'ને અચકાતી જોઈ બાઇએ ઉમેર્યું', 'તમે ફરીને કામ થાઓ ત્યારે પાછા તેડાવી લેજો. સાથે મને ય નવા ઘરની પરોણાગત ચાખવા બોલાવશો ને ?'

હો ત્સે નીએ બાળકોને લઇને તે બાઇને ઘરે ગઈ. નાનું બાળક ઊંઘી ગયુ પણ મોટો દીકરો વાતે ચડ્યો હતો, 'હેં' મા—આ ગામ કેવું મજાનું છે. નહિ ? પેલા છોકરાની વાંસળી જોઈ ? મારે પણ વાંસળી વગાડતાં શીખવું છે.'

'તને આ ગામ ગમે છે, દીકરા ?—' માતાનો કંઠ ભરાઇ આવ્યો. એટલામાં ઘરની ધણિયાણીએ છોકરાને પોતાની ગોદમાં લઇ લીધો અને બોલી,

'તારે આ વાંસળી જોઇએ છે ? ચાલ તને અપાવું.' બાળક માતાની ભણી જોઇ રહ્યો. માતાએ રજા આપતા તે કૂદતો કૂદતો કિસાનમાતા જોડે બહાર ચાલ્યો ગયો.

હો ત્સે નીએ' આંસુભરી આંખે ઊંઘતા બાળકની વિદાય લીધી

અને હિજરતીઓના પડાવ પર આવી ત્યારે સહુ કૂચ કરવાની તૈયારીમાં હતા.

*

કવેચાઉ પ્રાંતના ત્સુનયી ગામે હિજરતીઓ પહોંચ્યા ત્યાર પહેલાં તેમને અનેક કડવા અનુભવો થઇ ચૂકયા હતા. તેમને નિરર્થક દોડ-મારીઓ વેઠવી પડતી હતી. સૌના અનુભવો તાજા હતા. તેમના મનમાં સવાલો સ્પષ્ટ હતા. માઓ તેમ જ બીજા સાથીઓના દબાણને વશ થઇને પાર્ટીની કારોબારી સમિતિએ કેટલાંક ચુનંદા બિરાદરોની પરિષદ ભરી. અહીં ચાલુ નીતિપર સખત ટીકા કરવામાં આવી. મોટા ભાગના લોકોને માઓની નીતિ પસંદ હતી. મધ્યસ્થ સમિતિએ માઓના હાથમાં પાર્ટીની નેતાગીરી સોંપી. ચાલતી ગાડીએ ચીની પ્રજાને બાહોશ ગાડીવાન સાંપડયો હતો. આ અસલ માર્કસવાદી, લેનિનવાદી સુકાનીના હાથમાં ચીની ક્રાંતિનું ભાવી સલામત બન્યું-ગમે તેટલાં વાવાઝોડામાંથી પાર ઉતરવાની તેનામાં શક્તિ આવી

સન ૧૯૩૫ના મે મહિનામાં હિજરતીઓએ અચાનક દિશા બદલી. દુશ્મનને ભરમાવવાનો વ્યૂ–માઓએ આબાદ પેંતરો રચ્યો હતો. એક ટુકડી દક્ષિણ તરફ રવાના થઇ. તેણે સીધો યુનાનમાં પ્રવેશ કર્યો.

અહીંના પાટનગર યુનાન ફુમાં ચાંગ દંપતિ હવા ખાવા આવ્યા હતા. તેઓ હાંફળાફાંફળા બનીને ફ્રેંચ આગગાડીમાં બેઠી નાસી છૂટયા. ચાંગની સરકારનું પાટનગર નાનકિંગ હતું. ત્યાંથી હડીઓ-હડ આવી પહોંચેલા વિમાનો સતત બોંબવર્ષા વર્ષાવવા લાગ્યા. પરં: એટલામાં સમાચાર આવ્યા કે તેમને છેતરવા ખાતર એકાદ ટુકડી યુનાન ફુ તરફ રવાના કરીને લાલ ફોજના મુખ્ય દળો તો પશ્ચિમ તરફ જઈ રહ્યા છે!

સુનાનની ભવ્ય પહાડી ખીણોમાંથી વહેતી તોફાની યાંગસી માત્ર બે-ત્રણ જગાએ જ ઓળંગી શકાય તેમ છે. દરેક જગાએ ચાંગના થાણા બેસી ગયા હતા. ચાંગે ત્યાંની તમામ હોડીઓ બાળી નાખવાનો હુકમ આપીને છુટકારાનો દમ ખેંચ્યો. પરંતુ લાલફોજને મહાત કરવી એ બાળકના ખેલ નહોતા. પહેલા પુલ પાસે બળેલી બોટો જોઈને એક ઘડીનો ય આરામ લીધા વિના તે ઝપાટાબંધ બીજા પુલ પાસે આવી પહોંચી. અહીં હોડીઓને સામે તીરે બાંધવામાં આવી હતી પરંતુ તેને બાળી નહોતી. 'લાલ ડાકુઓ' આટલા વહેલા આવી પહોંચશે એવું કોણે ધાર્યું હતું ! નકામી સારી મજાની હોડીઓ શામાટે બાળી નાખવી ? એમ વિચારી તેમણે સામે તીર બાંધી રાખી હતી.

માઓના શિષ્યોમાં હૈયાઉકલતની ખોટ નહોતી. થોડાક સૈનિકો પાસેના ગામમાં જઈને પટેલને પકડી લાવ્યા.

'ઓ હો ઈ !—' તેણે ઘાંટો પાડીને સામે તીરે છાવણી નાખીને પડેલા કોમિન્ટાંગના સૈનિકોને સાદ કર્યો. 'સરકારી અમલદારોને નદી ઓળંગવી છે. અત્તરઘડી બે હોડીઓ મોકલી આપજો હો—'

પટેલની પીઠ પાછળ ઊભેલો લાલ સૈનિક અંધારામાં દુશ્મનને દેખાયો નહિ. તેમણે મોકલાવેલી હોડીઓમાં બેસીને લાલ ટુકડી સામે તીરે પહોંચી. લડાઈમાં દુશ્મન પાસેથી પડાવેલા કોમિન્ટાંગના ગણવેશ તેમણે પહેર્યા હતા. તેમના અણધાર્યા આગમને ચાંગની ટુકડી ફોજનું મનોબળ તોડી નાખ્યું.

'આ તે દેવ છે કે દાનવ !' માત્ર રોટી રોજી માટે જ નહિ, પરંતુ દેશદાઝથી પ્રેરાઈને હાથમાં માથું લઈને ફરતા લાલ સૈનિકોને જોઈને તેમણે મુઠ્ઠીઓ વાળીને દોડવા માંડ્યું.

માઓ આવ્યો ત્યારે રસ્તો સાફ હતો. હવે લાલફોજ આઝાદ

લોલો દેશમાં પ્રવેશતી હતી આ જંગલી ટોળીઓમાં કાળા લોલો અને ધોળા લોલો એવી બે જાત હતી તેમને ચીનના પાદશાહો પ્રત્યે પરંપરાગત તિરસ્કાર હતો. તેમના દેશમાંથી પસાર થતા ચીની લોકો ભાગ્યે જ જીવતા પાછા ફરતા. પરંતુ માઓના કમ્યુનિસ્ટ સાથીઓની વાત જુદી હતી લીઓ પે ચેંગ નામના એક લાલ કમાંડરને લોલોની ભાષા આવડતી હતી. તે લોલો ટોળીના મોવડી પાસે ગયો અને બોલ્યો,

'તમારા પર ચીનના સફેદ ડાકુઓએ અપાર જુલમ ગુજાર્યાં છે એટલે તમને ચીન પ્રત્યે વેર હોય એ સ્વાભાવિક છે. પરંતુ જુઓ, તમારે ત્યાં જેમ 'કાળા' અને 'ધોળા' લોલો છે તેમ ચીનમાં પણ 'લાલ' અને 'ધોળા' ચીનીઓ છે. 'ધોળા' ચીની ડાકુઓ તમારી માફક અમને પણ અત્યંત હેરાન કરે છે. હવે તમે જ કહો ને એ 'ધોળા' ચીનીઓની સામે લડવા માટે લાલ ચીનીઓ અને કાળા લોલો એ હાથ મિલાવવા જોઈએ કે નહિ?

એકાગ્ર ચિત્તે તેની વાત સાંભળતા લોલોએ ખંધાઈપૂર્વક ટકોર કરી, 'ધોળા' ચીનાઓને જેર કરવા માટે તમે અમને બંદૂકો આપશો?'

'જરૂર!' એક ક્ષણ પણ અચકાયા વિના લીઓએ જવાબ આપ્યો ત્યારે લોલોના અચંબાનો પાર રહ્યો નહિ. તેમને 'લાલ' ચીનીઓની પ્રમાણિકતામાં વિશ્વાસ આવ્યો. લીઓએ ટોળીના મોવડીની હાજરીમાં ટોળીના રિવાજ પ્રમાણે બિરાદરીના શપથ લીધા 'જે કાયર આ કરાર તોડે તે કુતરાને મોતે મરશે!'

આ જંગલીઓને હાથે અડધા લાલ ડાકુઓ ખતમ થઈ જશે એવી ચાંગ કાઈ શેકની ગણતરી હતી તેમ છતાં ય કોઈ બચીને જંગલની બહાર નીકળે તો તાતુ નદી ઓળંગવાનો તેમને માટે

માત્ર એક જ માર્ગ હતો—અને ત્યાં તેણે પોતાના સૈનિકો ગોઠવી દીધા હતા પરંતુ પૂરેપૂરી ખાન ફોજ જંગલના ભોમિયાઓની સહાય વડે સુખરૂપ બહાર નીકળી, એટલું જ નહિ પરંતુ સેંકડો લોકો ચાંગની ફોજ સાથે લડવા માટે લાલ સેનામાં ભરતી થઈ ગયા હતા! ટૂંકે માર્ગે થઈને ઝડપથી આગામી ટુકડીઓ આન જેન ચેંગના ગામડા પાસે આવી પહોંચી ત્યાં ત્રણ હોડીઓને જોઈ સૈનિકો આનંદથી નાચવા લાગ્યા. સંયતુ નદીમાં જોર કરતું હતું! સામે કિનારે ચાંગની એક ટુકડી પડી હતી આગામી ફોજની પાછે ટુકડીઓમાંથી સોળ સોળ લાલ સૈનિકો—મરજિવાન—ત્રણે હોડીઓમાં બેસી ગયા. બાકીના હિજરતીઓ આવે તે પહેલાં તેમણે સામે કિનારે પહોંચીને દુશ્મનોને હરાવી દીધા

હવે બાકીના લાલ સૈનિકો નદી પાર કરવા લાગ્યા. પરંતુ એ ઉનાળાના દિવસો હતા બરફ ઓગળતો હતો. પહાડી તાતુમાં ઘોડાપૂર ઊભરાતાં હતાં. એક કિનારથી બીજા કિનારા સુધી પહોંચતાં ખાસ્સા બે કલાક લાગતા આવી રીતે હજારો હિજરતીઓને નદી ઓળંગતા મહિનાઓ વીતી જાય ત્રીજે દિવસે તો એ ઘોડાપૂર ચીરતા ચાર કલાક લાગ્યા! અવકાશમાં પૂરું ચાંગના વિમાનોએ તેમને અહીં જોઈ લીધા હતા મતન યોગમારો ચલતો હતો અને દુશ્મનની ફોજ તેમની તરફ ધસી આવતી હતી. એક એક પળ કિંમતી હતી. વિલખમાં નિશ્ચિત મૌન સમાયું હતું.

તાકીદે લશ્કરી મસલતો થઈ. માઓ, જુ દે ચાઉ એન-લાઈ, લીન પીઆઓ અને પેંગ-તે-હુઆ તેમાં હાજર હતા.

'બીજો એક માર્ગ છે,' સ્થાનિક ભોમિયાઓ જોડેની વાતચીતમાંથી તારવેલી હકીકત રજૂ થઈ 'અહીંથી સોએક માઈલ દૂર 'લીડીનો પુલ' છે. તિબેટની પૂર્વે નદી ઓળંગવાનો બીજો કોઈ રસ્તો નથી.'

'પણ ત્યાં ન ફાવીએ તો ?'

'તો ફરી લોલો દેશમાં થઇને હુનાનમાં દાખલ થવું પડે અને ત્યાંથી તિબેટની સરહદ પર લડતાં લડતાં જવુ પડે.'

'એટલે બીજા હજાર માઇલનો પંથ ! એ મુસાફરી ભાગ્યે જ થોડાં જણા પણ વેઠી શકશે.'

નિર્ણય લેવાઇ ગયો. ઉઘાડે પગે લાલ હિજરતીઓ ઉત્તુંગ પર્વતોની કોતરો પર ચડવા લાગ્યા. કેડ્ય કેડ્ય સુધીનો કાદવ ખૂંદીને તેઓ લીઉના પૂલ તરફ જતા હતા. આ સીધા ચડાણ પછી અચાનક ઉતરાણ તેમને છેક તાતુની સપાટી પાસે લઇ જતું હતું આગિયાની માફક ઝબકતી તેમની દશ હજાર મશાલો પર્વતની મેખલા બની જતી હતી. વચ્ચે વચ્ચે દસેક મિનિટનો વિસામો લઇને મોતને હાથતાળી આપતા મરજીવાઓ આગળ ધપે જતા હતા.

બીજે દિવસે પાછલી હરોળો અચાનક થંભી ગઇ. જમણા કિનારા પર કોમિન્ટાંગના સૈનિકો માર્ગ રોકીને ઊભા હતા. લાલફોજની આગામી ટુકડીઓ તેમની જોડે ધીંગાણું ખેલી રહી હતી. બીજા લોકો થાક ખાવા બેઠા.

'કેમ ઉદાસ છો ?' રોતી સૂરત બનાવીને ટોળું વળી બેઠેલા સૈનિકો વચ્ચે આવીને એક વિદ્યાર્થીએ પૂછયું. આ રાજકારી સલાહકારો માટે વિસામાનો અવકાશ જ ન રહેતો. સૌની માફક એ લોકો પણ પગે ચાલીને કૂચ કરતા. ચાલતાં ચાલતાં સાથીઓને હિંમત આપતા. અને બીજાઓ પડાવ નાખે ત્યારે આ કિશોરોનું ખરું કામ શરૂ થઇ જતું. તેઓ મનોરંજક ગીત નૃત્યોના કાર્યક્રમો ગોઠવીને હિજરતીઓનો થાક ઉતારતા. છેક કિઆંગસીથી લાલફોજની જોડે હજારો કિશોરો આવ્યા હતા. થાકીને લોથપોથ બની ગયેલા આ કિશોરોમાંથી કેટલાય પાછળ પડી જતાં, તેમની પાછળ આવતા

ખારે ળળના કોમિન્ટાંગ સિપાહીઓ તેમનાપર વેર વાળવાનું ચૂકતા નહિ. અનેકવાર ઊંચી લપસણી કોતરો પરથી તેમના કુમળા હાથ છૂટી પડતા અને બીજા સાથીઓ તેમને બચાવી શકે તે પહેલાં તેઓ નીચે ગબડી ખુંગાઈ પણ જતા ! છતાં ય આ કૂચમાં દિવસે દિવસે આ કિશોરોની સંખ્યામાં વધારો થતો જ ગયો ગામડે ગામડેથી નવા કિશોરો આવીને હિજરતમા શામેલ થતા. વસુંધરાનાં દવલાં છોરુ અહીં આવીને દેશપ્રેમથી રંગાઈ જતાં. અનાથ રખડુ છોકરાઓમા શિસ્ત આવતી. આ કિશોરોમાંથી કેટલાંક સૈનિકોના મેસેંજર બનતા તો બીજા નાટચટુકડીમા જોડાતા. કેટલાંક કિશોરો યુવક સંઘના સભ્યો બની પ્રચારક ટુકડીમાં જોડાઇ જતા. તેમનું કામ રાજકીય શિક્ષણ આપવાનું હતું આવી પ્રચારટુકડીના વિદ્યાર્થીનો સવાલ સાભળી પેલા ટોળામાંથી એકે જવાબ આપ્યો·

'આમાંથી પાર ઊતરીને જાપાનીઓનો ભેટો કરી શકીએ એમ લાગતું નથી. ચાંગના ભૂતડા આપણને જીવતા છોડે તો ને ?'

'નહિ છોડે તો આપણા ભૂત ચાંગને અને જાપાનીઓને બન્નેને વળગશે ! મારું ભૂત ચાંગના કાનમાં ઘૂસીને તેને એવો પજવશે–એવો પજવશે કે એને માથુ પછાડીને મરે જ છૂટકો !' લહેકા કરીને ચાળા પાડતા કિશોરનો તીણો અવાજ સાભળીને સૌ હસી પડ્યા. કેટલીકવાર તેમની સરળ મજાકો રાજદ્દારી પ્રચાર જેટલી જ અસરકારક નીવડતી હતાશ બનેલાને હિંમત આપવી એ પોતાની ફરજ સમજતા બાનવીરો નિતનવા ઉપાયો શોધી કાઢતા.

કોમિન્ટાંગની ટુકડી સાફ થઈ ગઈ હતી. ફરી કૂચ શરૂ થઇ. ડાબે કિનારે કૂચ કરતા લાલસૈનિકો હવે આ કિનારેથી જોઇ શકતા હતા. સામસામે કિનારેથી હોકારા દેકારા થયા. એટલામાં દૂરબીન લઇને જોતો સૈનિક બોલી ઊઠ્યો: 'તમારી પાછળ કોમિન્ટાંગની ફોજ

ધસી આવે છે ! નવી કુમક સાથે એ પુલ તરફ જાય છે !'

બન્ને વચ્ચે હરીફાઈ જામી. કોણ પહેલું પુલ પાસે પહોંચે છે. હજારો માઈલની હાડમારીઓ વચ્ચે લાલ સેનાના વિસામા ટૂંકા હતા. દુશ્મનોના પડાવ લાંબા ચાલતા છતાં ય થાકોડાની અસર તેમના પર વધારે દેખાતી હતી. લાલસેનાની ટુકડીઓ તેમની પહેલાં પુલ પાસે પહોંચી ગઈ.

સદીઓ જૂના પુલની લોખંડી સાંકળો હજી અનામત હતી, પરંતુ તેની વચ્ચે ઢાળેલાં પાટિયાં કોમિન્ટાંગના થાણાએ ઉપાડી લીધા હતા. ખરી રીતે તો આખો પુલ જ તોડી નાખવો જોઈતો હતો. પરંતુ તેમ કરતાં સ્ઝેચુઆનવાસીઓનો જીવ ચાલ્યો નહોતો. 'આખા મલકની' સમૃદ્ધિ ઘસડીને બાંધેલો ઐતિહાસિક પુલ તેમનો પ્યારો વારસો હતો. આવા મોંઘા પુલો ઘડીએ ઘડીએ ઓછા જ બંધાય છે ? અને સામે કિનારેથી મશીનગનોનો મારો ચાલતો હોય ત્યારે માત્ર સાંકળ પર લટકાઈને નદી પાર કરવાની કયો મૂરખ હિંમત કરશે ?—એવું તેમણે વિચાર્યું હતું.

પરંતુ આ ડાહ્યાઓની ગણતરી ખોટી પાડનાર આઝાદીના પરવાનાઓ લાલફોજમાં મોજૂદ હતા. ક્ષણે ક્ષણે મોત પાસે આવતું હતું. કોમિન્ટાંગની ફોજ આવી પહોંચે તે પહેલાં પુલ વટાવીને ન જવાય તો તમામ હિજરતીઓના અહીં જ રામ બોલી જાય તેમ હતું.

'જે સૌથી પહેલી ટુકડીમાં જવા તૈયાર હોય તે આગળ આવે. જીવનું જોખમ છે એનો વિચાર કરીને પગલું ભરજો !' સરદાર બોલ્યો.

ટુકડીઓમાં એક પછી બીજો વીર સૈનિક આગળ આવવા લાગ્યો. શૌર્યનું મહાકાવ્ય રચવા માટે થનગનતા આ તેજસ્વી શબ્દોમાંથી ત્રીસ ચુંટાઈને છંદબદ્ધ થયા. તેમની પીઠ પર બંદૂકો હતી.

નીચે ધૂંધવાતા પૂર ધસમસતા હતા. એક હાથ પછી બીજો. ફરી પહેલો અને પછી બીજો. તેમના નાજુક દેહ સાંકળો પર લટકતા, બેરડ વળતા આગળ વધી રહ્યા હતા.

સામા કિનારા પરથી મશીનગનો હાંસિયા કરવા લાગી. બંદૂકોની ગોળીઓ છૂટી. એક ગોળી સાંકળ નીચેથી સૈનિકના હૃદય સોંસરવી ચાલી ગઈ. હાથ ઉછળ્યા દેહ હવામાં અદ્ધર ફેંકાયો. તાતુના ઉકળતા હૈયામાં બહાદુર બેટો સમાઈ ગયો

બીજો ડૂબ્યો—પછી ત્રીજો—દસમો—અગિયારમો—પણ બારમો સૈનિક સામે કિનારે પહોંચી ગયો. હાથગોળા ચગાવીને તેણે નિશાન તાક્યું દુશ્મનોનાં બંદૂકો થોથરાવા લાગી. પેટનો ખાડો પૂરવાને માટે લડતા ભાડૂતી સૈનિકોએ વિજય માટે જાન કુરબાન કરવા તૈયાર થતા ક્રાન્તિવીરોનો કદી કલ્પ્યા નહોતા. સ્વેચ્છાએ જાનની બાજી લગાવી ગામ ડિયાઓના માત્ર લીધાં પડી ગયા. નક્કી આ દેવો છે કે માનવો? કદાચ ભૂત તો નહિ હોય? પણ દાનવો હોય તો?

અફસરે પેરેફીન રેડી પુલ સળગાવી દેવાનો હુકમ કર્યો ઝૂઝતે હાથે આગ ને પાણી ભડકો થયો. પરંતુ ત્યાં સુધીમાં તો સામેથી વીસ જણા ભાંખોડિયાં ભરતા આગળ આવતા હતા. તેમણે હાથ ગોળાઓ ફેંક્યા.

'ધુમ ધડાક' ધડાક' ધુમ' ધુમ!'—અને શાંતિ.

એક પળમાં આખા યુગને સળેલી લેતી એ સંપૂર્ણ સંપન્ન શાંતિને વીંધી દક્ષિણ તીરેથી આનંદનો નાદ સંભળાયો!

'લાલ ફોજ ઝિંદાબાદ!' 'ક્રાંતિ અમર રહો!' 'તાતુ હોના ત્રીસ શૂરવીરો ઝિંદાબાદ!'

આગના ભડકા વચ્ચેથી દુશ્મનો વેરવિખેર નાસતા હતા. લાલ સૈનિકો કૂદીને તેમની મશીનગન પાસે આવ્યા અને તેનું મોઢું

ફેરવીને તેના ભાગતા માલિકોને ફટાકડાની સલામી દેવા લાગ્યા

ઝટપટ સાંકળો વચ્ચે પાટિયાં ઢળાઈ ગયાં તૈયાર પુલ પર ચાલીને તમામ હિજરતીઓ આ કિનારે આવી ગયા. 'તતુના શૂરવીરોને લાલફોજનું સર્વોત્તમ માનચંદ્રક–સુવર્ણતારક–એનાયત કરવામાં આવ્યું !

*

૧૬૦૦૦ ફીટ ઊંચા હિમશિખર પરથી તિબેટની શૃંગલહરીઓ મહાન હિમસાગર જેવી લાગતી હતી ઘાયલને ગરમ પાણી આપીને ઊભા થતા બાલ-પરિચારકને માથે હાથ ફેરવી માઓ બોલ્યો

'તું બહુ થાકી ગયો છે જા ઘોડા પર બેસી જા.' કૂચ આગળ વધી રહી હતી બાર વરસના બાળકે ટટ્ટાર બનીને જવાબ આપ્યો,

'કિશોર-સેના ઘોડા પર ચડતી નથી, પગે જ ચાલે છે.'

ઘાયલની માવજત કરતા કિશોરોનું કામ સૌથી વધારે આકરું હતું તેમની સંખ્યા બે હજાર જેટલી હોવા છતાં તેમને ભાગે જ નવરાશ મળતી આ બાળકો પગે ચાલીને પીઠ પર પોતાનો બોજો અને ભથ્થું બાંધી કૂચ કરતા એટલું જ નહિ પરંતુ ઘાયલોનો સામાન પણ તેઓ જ ઉપાડતા. ખસેડી ન શકાય તેવા ઘાયલ સૈનિકોને આશ્વાસન આપવા માટે તેઓ રાજીખુશીથી પાછળ રહી જતા. આ કિશોર પરિચારકો વિશે બોલતાં બોલતાં આજે પણ લાલફોજની છાતી ગર્વથી ફૂલી ઊઠે છે

એક પર્વત વટાવીને હિજરતીઓ બીજા પર્વત પર આવ્યા. વિરલ હવામાં શ્વાસ રૂંધાતા હતા છાતીમાં શૂળ ઊપડતા હતા ઠૂંઠવાતા બાલ પરિચારકો નિતનવા અખતરા કરીને ગરમ પાણી બનાવી લાવતા બીજી, ત્રીજી અને ચોથી પર્વતમાળા વટાવવાને આગામાં

ટુકડીઓએ જે સ્ઝેશુપ્રાંતના ગેઓરખાઇ વિસ્તારમાં પ્રવેશ કર્યો ત્યારે પાછલી હરોળ પચાસ માઇલ દૂર હતી. રેડીઓ દ્વારા સૌને ખબર પહોંચાડવામાં આવતા. કૂચ દરમ્યાન વર્તમાનપત્રોની ઉણપ પણ આ રેડીઓ દ્વારા જ પૂરી થતી.'

કિઆંગસીની મધ્યસ્થ ફોજેએ મહાપ્રયાણનો આરંભ કર્યો ત્યાર પછી ચીનભરના બીજા સોવિયેત વિસ્તારોએ પણ પોતપોતાની લાંબી કૂચો શરૂ કરી હતી. શુ શેંગ–ચેન અને ચેંગ કાઉ તાઉની સરદારી તળે કેટલાક મહાયાત્રીઓએ અહીં આવીને સોવિયેત રાજ સ્થાપ્યું હતું. કિઆંગસીના મહાયાત્રીઓએ લાંબે કાળે પોતાના ઘરમાં પગ મૂકતા હોય તેવી નિરાંત અનુભવી. અહીં ત્રણ અઠવાડિયા સુધી તેમણે લાંબી મુસાફરીનો થાક ઉતાર્યો. તે દરમ્યાન તેમના ફોજી નેતાઓની સતત મસલતો ચાલતી હતી. સોવિયેત રાજના પ્રતિનિધિઓની પરિષદ મળી રહી હતી. અહીં ભાવી કાર્યક્રમ ઘડાઇ રહ્યો હતો.

મુખ્ય સમસ્યા ચેંગ કાઉ તાઉએ ખડી કરી હતી તે કહેતો હતો, 'આપણે માંડ માંડ અહીં સુધી પહોંચ્યા છીએ અહીં રહીને આપની સત્તા જમાવીએ અને પછી હળવે હળવે યાંગસીની દક્ષિણે આપણો વિસ્તાર ફેલાવીએ. અહીંથી કોમિન્ટાંગને હંફાવવી શક્ય છે.'

'પરંતુ તમે જાપાનને ભૂલી જાઓ છો. આજે કોમિન્ટાંગ જોડે લડવા કરતાં ય વધારે અગત્યનો સવાલ જાપાન સામે લડવાનો છે, આપણે ગમે તેમ કરીને રાષ્ટ્રની એકતા સ્થાપવી જોઇએ, આપણે ચાંગ કાઈ શેકને જાપાન વિરોધી સંયુક્ત મોરચામાં જોડાવાનું આમંત્રણ ફરીવાર મોકલાવવું જોઇએ. અને સાથે સાથે જેમ બને તેમ જલદી જાપાની મોરચા નજીક પહોંચી જઇને સમસ્ત રાષ્ટ્રને ખાતરી કરી આપવી જોઈએ કે જાપાન વિરુદ્ધ સામનો કરવો શક્ય

છે. આપણે જાપાની ફોજોને એકાદ-બે લડાઈમાં પરાજય આપી શકીશું તો જાપાની વિરોધીઓની હિંમત અનેકગણી વધી જશે.'

શુ રીંગ ચેને પણ ચેંગને સમજાવવાનો પ્રયાસ કરી જોયો પરંતુ તે માન્યો નહિ. મહાપ્રયાણની હાડમારીઓ સહીને ક્રાંતિમાંથી તેની શ્રદ્ધા ઊડવા લાગી હતી. તે અહીંથી એક ડગલું ય આગળ ખમવા તૈયાર નહોતો. તે કેટલક સૈનિકોને ભેળવીને પોતાની જોડે સિકેંગ પ્રાંત તરફ ચાલ્યો ગયો. ત્યાં તેણે પાર્ટીના બંધારણની પરવા કર્યા વિના નવી મધ્યસ્થ સમિતિ સ્થાપી પરંતુ માઓ અકળાયો નહિ. પાર્ટીના આંતરિક મનભેદ શી રીતે દૂર કરવા એ તેને આવડતુ હતું. ચૂ તેહ, જેન પી શી, હો લુંગ, કુઆન શેગ યીંગ આદિ બિરાદરોએ પણ સતત પ્રયાસો કર્યા. આ નેતાઓના ડહાપણને લીધે ચેંગ કાઉ તાઉની ફાટફૂટ પાડવાની પ્રવૃત્તિ નિષ્ફળ નીવડી. પાર્ટીની એકતા તૂટી નહિ પરંતુ તેને આકરી કિંમત તો ચૂકવવી જ પડી ચાંગ કાઈ શેકના પાચમા આક્રમણ પહેલાં ચીનભરમાં ૩૦૦૦૦૦ લાલ સૈનિકો હતા. તેમાથી મહાપ્રયાણને અંતે માંડ ૩૦૦૦૦ સૈનિકો બચવા પામ્યા.

ખેર, તા. ૧લી ઑગસ્ટને દિન લલફોજનો જન્મ દિવસ હતો. માઓએ આ પ્રસંગ નિમિત્તે રેડીઓ દ્વારા એક જાહેર 'નિવેદન બહાર પાડ્યું, તેમા ચાંગને જાપાન વિરોધી સંયુક્ત મોરચામા જોડાવાનુ આમંત્રણ આપવામાં આવ્યું અને જનતાને માટે સૂત્ર અપાયું 'આંતરવિગ્રહ બંધ કરો! જાપાનવિરુદ્ધ લડવા માટે એક થાઓ!'

તે જ દિવસે મહાયાત્રીઓની કૂચ ફરી શરૂ થઈ. તેમણે ઉત્તર શાન્સી પહોંચવાનું હતુ તેમ કરતાં પહેલા તેમને ઘાસના વિરાટ મેદાનોમાંથી પસાર થવું પડ્યું. અહીં વસતી જંગલી ટોળીઓ 'લાલ' કે 'સફેદ'—કોઈ પણ ચીની માણસ જોડે મૈત્રી બાંધવા તૈયાર

નહોની ક્સ દસ દિવસ સુધી કાસ્વ ખૂદતા કાચુ અનાજ ફાકતા મહાયાત્રીઓ આગળ વધ્યા. તેમ ॥ પાછળ આવની કોમિન્ટાગની ફોજ બે દિવસમા જ કટાગીને પાછી ફરી ગઇ.

ચી ની 'મહાન દોવાન ની દક્ષિણેથી ચીશરેદાન ઉત્તરની ગોએ ઉત્તર શાન્સીમા પગ મૂક્યો ત્યારે ૭૦મી આકગાગર ૧૯૩૫નો દિન ઉઘડતો હતો. તેમણે કિઆગરાથી છોડવાને ગરા ૮ર એક વરસ પૂરુ થતુ હતુ. વિજયથી મહાયાનીઓએ ચીની ક્રાતિને જોખમમાથી ઉગારીને સનામત બનાવ્યુ હતુ. તેમણે ચી ॥ પ્રજાને નવી આશા આપી હતી, સંવ્રણ ક્રાતિ અને જાપાન વિરોધી આદોલનમા તેમની શ્રદ્ધા બેસાડી હતી તેમણે ચીનને—અને સારી દુનિયાને બતાવી આપ્યુ હતુ કે ચીની કમ્યુનિસ્ટ પાર્ટી અને લાન સેના કેટલી ગગા। છે તેમણે મહને ખાતરી કરાવી આપી હતી કે જાપા ॥ શાહીવાદને હરાવવો હોય તો ચીને તેના કમ્યુનિસ્ટો પર જ પોતાના મુખ્ય મદાર બાધવો પડશે તેઓ કહે છે તેમ આતરવિગ્રહનો તત્કાળ અત લાવવો પડશે.

એક વરસમા આ વીર નરોએ કેટકેટના ભવ્ય પ્રકરણો આલેખ્યા છે! સરેરાશ તેઓ દરરોજ એક ધીંગાણુ ખેલ્યા છે, ૧૮ પર્વતો ચડ્યા છે, તેમણે ચોવીસ નદીઓ ઓળગી છે બાર બાર પ્રાતોમાથી તેઓ પસાર થયા છે, તેમણે ૬૦ શહેરો કબજે કર્યાં છે, દસ લશ્કરી ડાકુઓની ફોજોને ખતમ કરી નાખી છે સરકારી સૈન્યોને છક્કડ ખવડાવી એ તો છોગાનુ મહાપ્રયાણ આલેખવા માટે મહાગ્રથો પણ ઓછા પડશે તેનો દરેકેદરેક યાત્રી એક રોમાચક કથા પૂરી પાડે છે આ કૂચ વિશે માઓએ કવિતા સુધ્ધા રચી છે.



# ચાંગ કાઈ–શેકની ગિરફતારી અને સંયુક્ત મોરચાનું મંડાણ

સાંજના પંચ વાગી ચૂકયા હતા. હરિયાળી ખીણમાંથી ઊપસી આવેલો સોનલવરણો પહાડ, તેની નાગગોળી કાચી સડક પરથી ધૂળના ગોટેગોટા ઉડાડતા ઘેટાંઓના ધણની પાછળ ચાલ્યા આવતા ગોવાળને માથે બાંધેલો સફેદ રુવાલ–એ બધું ય એક સુંદર શાંતિ-ચિત્રનું અંગ બની જતું હતું. લાલચીનના આ પાટનગરનું નામ હતું ય ઓ–એન યાને 'સંરક્ષિત શાંતિ.' ખરેખર, આ વાતાવરણ જોઈને કોઈને ખ્યાલ પણ ન આવી શકે કે તેની આસપાસ ચાંગ કાઈ–શેકની વિરાટ સેના ઘેરો નાખીને પડી છે. તેણે છઠ્ઠીવાર આક્રમણ શરૂ કર્યું છે. અહીંથી થોડા માઈલ દૂર જીવન-મરણના જંગ ખેલતી લાલસેનાએ કોમિન્ટાંગના જનરલ હુને જબ્બર હાર આપી એ વાતને હજી મહિનો પણ પૂરો થયો નથી. યાઓ એન એ સમસ્ત ઘટનાઓનું કેન્દ્ર છે.

ઉત્તર ચીનના શેન્સી–કાન્સુ નિંગશિઆ વિસ્તારમાં સન ૧૯૩૧ બાદ લીઉ ત્સુ–તાન નામના લાલસૈનિકે સોવિયેત સત્તાનાં બીજ વાવ્યાં હતાં તે કિઆંગસીના મહાયાત્રીઓનાં આગમન બાદ એક જ વરસમાં ફાલીફૂલીને મોટાં થતાં હતાં. અહીંની પ્રજાનો મોટો ભાગ ગુફાઓમા વસતો હોવાથી ચાંગ કે જાપાનની બોંબવર્ષા તેના જાન-માલને ખાસ નુકસાન કરી શકી નહોતી. જૂના જમાનાથી આ

શુહાનગરી પ્રાચીન રાજાઓની સરહદનું રક્ષણ કરતી. તેનો પ્રાચીન ગઢ આ બૉંબમારા દરમ્યાન તૂટી પડ્યો હતો અને જૂનાં મકાનો પણ તારાજ થઇ ગયાં હતાં નવા બાંધકામોના પાયા ઠેર ઠેર દેખાતા હતા પરંતુ 'ચીના જનતાના સોવિયેત પ્રજાસત્તાક'ની મધ્યસ્થ કચેરીઓ તો ગુફાઓમાં જ ગોઠવાઇ ગઇ હતી

ગઢની તૂટેલી દીવાલો પાસેના કામચલાઉ ટેનીસકોર્ટ પાસેથી ઘણુ પસાર થતું હતું ત્યારે મફેદ ચડ્ડી અને ટેનીસના બૂટ પહેરીને રમતા ચાર ખેલાડીઓમાંથી એક જણાએ 'ડાયેગોનલ'-ત્રાંસો-ફટકો લગાવ્યો કોર્ટની આસપાસ ઊભેલાઓએ હર્ષનાદ કર્યો તે તરફ ગોવાળનું ધ્યાન ખેંચાયું ન ખેંચાયું ત્યાં તેના ધણની નાસભાગ શરૂ થઇ ગઇ. દરવાજામાંથી દાખલ થતી ખુલ્લી લોરી થભી ગઈ. તેમાં પચીસેક ખાણ મજૂરો માથે કઠોડા પર હાથ દઇને ઊભેલા કદાવર પુરુષ ઉપાડે માથે ઊભો હતો એ માથા માટે ચાંગ-કાઇ શેકે ૨૫૦,૦૦૦ ડોલરનું ઇનામ જાહેર કર્યું હતુ ' એના ધૂળથી ભભૂતિયા બનેલા પહોળા ગંડેરા પર સાગાને બરાબર વીંટી ના ખેલી બાંધી છતાં ય માથાણુ આંખો ચમકતી હતી. પોતાના ધણુન અક-બાજુ પર સકોર ને લોરી માટે રસ્તો મોકળો કરી આપનાર ગોવાળની સામે હસીને તેણે બાલ જોડકણાની પંક્તિ લીટી ગાવા માંડી.

'ધેટાદાદા! ઘેટાદાદા! આજે ઊન કેટલી?'

હાજરજવાબી ગોવાળે તરત જ એ જોડકણાની કડી પૂરી કરી નાખીઃ

'ખોળો ભરાય એટલી.'

સૌની હસાહસ વચ્ચે લોરી આગળ ચાલી ગઇ. ટેનીસકોર્ટ પરથી અવાજ આવ્યો,

'ચેરમેન માઓ હજી એવા ને એવા જ ટીખળી રહ્યા છે! તમે એમને ઠીક ઠીક બાલગીતો શીખવ્યા લાગે છે.'

'અરે ભાઇ હું તો ગણિત શીખવતો. અને આંકડાની ગણતરીમાં એના જેવો ઠોઠ છોકરો મેં આખી ઉમ્મરમાં જોયો નથી!' ચામ રાની પાઠશાળાના વૃદ્ધ માજી હેડમાસ્તરે જવાબ આપ્યો. હવે તેઓ લાલચીનના શિક્ષણખાતાના પ્રધાન હતા. અહીંની ૮૫ ટકા નિરક્ષર પ્રજાને સાક્ષર બનાવવાની તરકીબો શોધી કાઢવામાં તેઓ પોતાના જુવાન સાથીઓ જોડે ઉત્સાહપૂર્વક હરીફાઇમાં ઊતરતા.

વાહ એમ કેમ કહો છો?' આગળ પગલું ભરતા થએલી ગએન ગોવાળીઓ પાછળ ફરીને બોલ્યો. 'ચેરમેન માઓની ગણતરી એવી આબાદ નીકળી કે ચેગ કાઇને ઊભી પૂછડીએ નાસવું પડ્યું.'

ચીની કમ્યુનિસ્ટ પાર્ટી અને સોવિયેત રાજના નેતાને બહુ હેતભર્યા આદર સાથે 'ચેરમેન માઓ' કહી બોલાવે છે. શાન્સીમાં આવ્યા બાદ તત્કાળ ક્રાંતિકારક જમીનસુધારાઓ કરવામાં આવ્યા હતા. સોવિયેત બંધારણ અનુસાર નાના મોટા જમીનદારો અને મોટા વેપારીઓ સિવાય સૌને મત આપવાનો અધિકાર હતો. પરંતુ પ્રતિનિધિત્વ સમાન નહોતું. શ્રીમંત ખેડૂતો કરતાં ગરીબ ખેડૂતો, ગણોતિયાઓ અને ખેત તથા કારખાનામજૂરોનું પ્રમાણ સોવિયેત ઘટકોમાં વધારે જળવાય એવી જોગવાઇ તેમાં કરવામાં આવી હતી. વળી કરની પદ્ધતિ પણ એવી હતી કે તેનો ભાર સીધી કે આડકતરી રીતે ગરીબો પર આવવાને બદલે નીચો પૈસાદાર નાગરિકો પર જ આવે. આવા સંજોગોમાં ગોવાળના ગામનો સૌથી મોટો જમીનદાર ડરીને કોમિન્ટાંગ વિસ્તારમાં નાસી ગયો હતો. તેની જપ્ત થએલી જમીન ગામના ગરીબોમાં વહેંચાઇ તેમાંથી થોડો ભાગ તેને

પણ મળ્યો હતો હવે કિસાનો વચ્ચે વધુ અનાજ ઉગાડવાની મૈત્રીભરી હરીફાઈઓ ચાલતી તેમ કરવાની નવી અસરકારક રીત શોધનારને 'શ્રમવીર'નું ગૌરવભર્યું બિરુદ અપાતું આ ગોવાળીઓ પહેલાં તેના ગામમાં એક નગણ્ય રખડુ ગણાતો આજે એ છોકરો 'શ્રમવીર' બની ગયો છે તેને 'એદી, કામચોર' કહી હડધૂત કરવાની કોઈની હિંમત ચાલતી નહિ તેનું નામ સમસ્ત લાલચીનમાં પ્રકાશ છે ત્યારે સોવિયેત ચીનની વસ્તી ૯૦ લાખની હતી

માઓ નોંધીમાંથી ઊઠીને સીધો પોતાને 'ઘેર' ગયો એ બે ઓરડાવાળી ગુફાની દીવાલો પર ચારે તરફ નકશાઓ ચોંટાડવામાં આવ્યા હતા મોજશોખની વસ્તુમાં જેની ગણના કરી શકાય એવી એક જ કિંમતી ચીજ ત્યાં દેખાતી હતી—મચ્છરદાની!

'ઓહો! આજે તું મારી કરતાં વહેલી ઘરે આવી પહોંચી છે ને શું?' એટલા પરથી સૂતેલી પોતાની પત્ની તરફ ફરીને માઓ બોલ્યો અહીં આવ્યા પછી હેત્સે નીએ કમ્યુનિસ્ટ પાર્ટીના સંગઠન કાર્યમાં ગુંથાઈ ગઈ હતી

'આજથી મારી સગર્ભાવસ્થાની રજા શરૂ થાય છે!' એટલા પરથી ઊભી થતાં થતાં તેણે ટેળમાં જવાબ આપ્યો લાલ ચીનમાં દરેક સ્ત્રી કામદારને સુવાવડની આસપાસ બે મહિનાની ચડતે પગારે રજા મળે છ હેત્સે નીએ આખર સુધી કંઈ નહિ તો હળવું કામ કર્યા કરવાની જિદ્દ પકડી બેઠી હતી પરંતુ ડાક્તર મા—અહીં આવી વસેલા એક અમેરિકન ડાક્તર છે પોતાના ચીની નામથી જ ઓળખાતું વધારે પસંદ કરે છે—આજે તેને તપાસી ગયા હતા તેને સંપૂર્ણ આરામ કરવાનો હુકમ આપી ગયા હતા ડાક્તરસાહેબની અનન્ય કૈયાઉકનતને પરિણામે આ ગુફાનગરીમાં આધુનિક હૉસ્પિટલ

શરૂ થઇ ચૂકી હતી. ત્યાંથી અનેક તબીબી શોધખોળો થવા લાગી હતી અને તેનો લાભ લાલ ચીનની સમસ્ત પ્રજાને મળે એવી જોગવાઇ કરવામાં લાલ સરકાર પાછી પડી નહોતી. મહાપ્રયાણ દરમ્યાન તે બબ્બેવાર ઍાંખની કરચલીઓ વડે ઘાયલ થઇ હતી. તે અત્યારે નબળી પડી ગઈ હતી. તેનો પતિ તેના કરતાં ઘણો જ ભાગ્યશાળી હતો. અત્યંત જોખમકારક પ્રસંગોમાંથી પસાર થવા છતાં ય આજ સુધી તે એકવાર પણ ઘાયલ થયો નહોતો. તેમ જ તેણે કારાવાસ પણ ભોગવ્યો નહોતો. આસપાસના ગામડાઓમાં તેને વિશે એવી દંતકથા ચાલવા માંડી હતી કે તેનો જીવ મંત્રેલો છે. દૈવી કવચ પહેરાવીને ભગવાને તેને જન્મ આપ્યો છે. માઓની કાર્યનીતિએ ગામડિયાઓનો વિશ્વાસ તો મેળવ્યો હતો જ. હવે તેમાં 'દૈવી પુરુષ'માંની શ્રદ્ધા આવી મળી હતી.

હો ત્સે નીએ અંદરથી દૂધ વિનાની ચાનો પ્યાલો લઇને બહાર આવી એટલીવારમાં માઓ નાહીધોઇને તૈયાર થઇ ગયો હતો. તેને ચાનો પ્યાલો આપતાં આપતાં હો ત્સે નીએ પૂછ્યું, 'બાળકોના કશા ખબર મળ્યાં?'

'ફરી એની એ વાત!' માઓ ચા પીતાં પીતાં અટકી બોલ્યો. 'તું જ કહે–આજના સંજોગોમાં આવી નકામી ચિંતા કરવી તને શોભે છે? આપણી જેવા કેટલા ય માબાપો છે—આપણા બાળકો તો સલામત છે એટલી નિરાંત પણ—આપણા ચીનના અસંખ્ય બાળકો...'

'તમે સાચું કહો છો. કોણ જાણે કેમ આ બે-ચાર દિવસથી મારામાં અકારણ અધીરાઈ આવી ગઇ છે.' તે ખિન્નસ્વરે બોલી.

તેનું મન હલકું કરવાનું માઓને મન [illegible] એ શું કરે? એટલામાં તેનું ધ્યાન એ [illegible] ખેચાયું અને તે બોલી ઊઠયો

વહાલથી સાચવીને પનગિયાને પોતાની હથેળીમાં લેતા હો તેમ નીએ બોલી, 'અદ્ભુત ! ચીનના બાળકો જેવું...'

*

જમી પરવારીને માઓ દંપતી નાટક જોવા ઊપડયાં. સહેજ ઢળતા લીલાછમ ખુલ્લા મેદાનમાં રંગમંચની પાછળ મોટા અક્ષરે લખેલું હતું :

'જાપાન-વિરોધી લોકનાટય સંઘ.'

ખચ્ચર ઘોડાના સઇસો, હમાલો, જોડાની તેમ જ ગણવેશો સીવવાના કારખાનામાં કામ કરતી છોકરીઓ, પોસ્ટ ઑફિસ, સહકારી મંડળીઓ વગેરેના કારકુનો, સુનાર, લુહાર—પાઓ ચેનના આબાલવૃદ્ધ સ્ત્રી–પુરુષો તડબૂચના બી ચાવતા ચાવતા નાટક શરૂ થવાની વાટ જોતા હતા. અહીં હાજર રહેવાઓમાંથી માત્ર લાલ ફોજ શાળાઓના વિદ્યાર્થીઓનાં માથાં માટે ચાંગ કાઈ શેકે જાહેર કરેલા ઇનામોની સખ્યા ગણીએ તો ય ૨૦,૦૦,૦૦૦ ડોલર સુધી પહોંચી જાય. તેમાં પ્રેક્ષકોમાં તદ્દન સ્વાભાવિક રીતે ભેળભેળ થઇ જતા સોવિયેત પ્રધાનો અને અમલદારોના માથાની કિંમતો ઉમેરીએ તો આંકડો ગગને આંબી જાય. છતાં ય નાટયગૃહની પાસે એક પણ સશસ્ત્ર પહેરેગીર દેખાતો નહોતો.

માઓ આવ્યો ત્યારે કોઇએ તેના તરફ ખાસ ધ્યાન આપ્યું નહોતું. પરંતુ જેમ જેમ નાટક શરૂ થવાને વાર લાગતી ગઇ તેમ તેમ પ્રેક્ષકોમાં સળવળાટ વધ્યો અને અચાનક માગણી થઈ:

'ચેરમેન માઓ અને લીન પીઆઓ સાથે મળીને ગીત ગાઇ સંભળાવે !'

પરંતુ તેમની વિટંબણા વધે તે પહેલાં જ પડદો ઊંચકાયો. નાટય સામગ્રીઓ નામની જ હતી. પડદાઓ તદ્દન સાદા હતા. ગામડે

ગામડે ફરતી સંસ્કાર ટુકડીઓ ગામડાંમાંથી મળી શકે એવી વસ્તુઓ પર આધાર રાખીને જ નાટ્યનું આયોજન કરે છે. ફોજની દરેક પલટન સાથે તેની ખાસ નાટ્યટુકડી ફરે છે. દરેક તાલુકો પોતપોતાની સંસ્કાર ટુકડીનું પોષણ કરે છે. સૈનિકો અને ગામડિયાઓમાંથી નટ-નટીઓ ચૂંટીને તેમને તાલીમ આપવામાં કિઆંગસીથી આવેલા હોશિયાર અદાકારો મદદ કરે છે. ત્યાં સન ૧૯૩૧માં નાટ્ય આંદોલનનો આરંભ થયો હતો. જ્યુશિનમાં સ્થપાએલ 'ગૉર્કી નાટ્યશાળા'માં ૧૦૦૦ વિદ્યાર્થીઓ હતા. તેમાંથી ૬૦ સરકાર ટુકડીઓ ઊભી થઇ હતી. પાઓ આનના નાટ્યસંઘની મુખ્ય સંચાલિકા કુમારી વાઇ કુંગ-ચીહ છેક કિઆંગસીથી મહાયાત્રીઓ જોડે કૂચ કરીને અહીં આવી હતી. તેમના નાટકો જોવા માટે દૂર દૂરથી લોકો આવતા. કોમિન્ટાંગના સૈનિકો પણ ઘણીવાર છાના સંદેશાઓ મોકલીને તેમને સરહદ પાસે નોતરતા અને અફસરોની નજર ચૂકવીને લાલ પ્રેક્ષકોમાં ભળી જતાં !

નાટક શરૂ થયું : માંચુરિયામાં આક્રમણ કરનાર જાપાની સેનાનો છાકરો સૈનિક ત્યાંની એક કિસાન-કન્યાની છેડતી કરે છે. એટલામાં જાપાની ફેરિયો આવીને છોકરીના ભાઇને અફીણ ખરીદવાનું કહે છે. છોકરો સાફ ના પાડે છે ત્યારે પેલો છાકરો તેની ચોટી પકડીને તેને દબડાવે છે, 'હરામખોર, અફીણ લેવાની ના પાડીને 'માંચુકાઓ'ના તળીજી કાયદાનો ભંગ કરવા નીકળ્યો છે ? લે, લેતો જા !' એમ કહીને ગડદાપાટું મારવાની શરૂઆત કરે છે અને ભરાડે છે, 'તું નક્કી જાપાન-વિરોધી ડાકુ છે. મોતની સજાને જ પાત્ર છે !' અને તરત તેને ફાંસી દેવાય છે.

બીજા અંકમાં જાપાનીઓ બજારમાં માલ ખરીદે છે અને ચીની વેપારી તેની કિંમત ચૂકવવાનું કહે છે ત્યારે તેઓ આખા બનીને

બોલી ઊઠે છે, 'તું અમારી પાસે કિંમત માગે છે? ચાંગ કાઇ શેકે તો અમારી પાસેથી એક કોડી ય લીધા વિના અમને જેહોલ, ચેહાર, ટાંગકુની સંધિ, હુ–ઉમાત્સુના કરાર અને હોપાઇ–ચેહાર કાઉન્સિલ આપી દીધા છે. અને તું–સાલા સુવ્વર! મૂઠી ચણાના પૈસા માગે છે! ડાકુ—'

હવે ગામના લોકોથી આ જુલમ સહન થતો નથી અને સૌ હાથમાં આવે તે લઇને જાપાનીઓ પર તૂટી પડે છે. 'જાપાની રાક્ષસને ખતમ કરો,' 'મરતાં સુધી લડો; પણ દુશ્મનને મારીને મરો!' એવાં સૂત્રો વચ્ચે નાટક પૂરું થાય છે.

નાટકના પાત્રો જોડે પ્રેક્ષક વર્ગ પણ સૂત્રો પોકારવા માંડે છે. રંગભૂમિ અને શ્રોતાગૃહ વચ્ચેનો ભેદ ભૂંસાઈ જાય છે અને 'યાંગકૂ નૃત્ય' શરૂ થાય છે. આ સાદા શૈલી લોકનૃત્યમાં લાલ કલાકારોએ અવનવા પ્રયોગો કર્યા છે. અત્યારે 'છીનતું વર્તમાન પત્ર' ભજવાઈ રહ્યું છે. તેમાં રાષ્ટ્રગાયક નીએ–હરેહ રચિત 'માચુરિયાના સ્વયંસેવકનું કૂચગીત' ગાતો લીચુ લેંગ મો નામનો આમગીત આંદોલનનો પ્રણેતા દાખલ થાય છે. દૂર દૂરથી તેની જોડે બીજા સૂરો ભળે છે. તેની પાછળ ધૂંઆપૂંઆ થતો જાપાની સૈનિક પિસ્તોલ લઇને આવે છે પણ લીઉ સંતાઇ જાય છે. સૈનિક ડાબી બાજુ ફરે તો જમણી તરફથી ગીતનો અવાજ બુલંદ બને છે. તે ચમકીને જમણી તરફ ફરે એટલામાં બધું શાંત થઈ જાય છે અને ડાબી તરફથી ગીત ઊપડે છે. કપાળ પીટતો સૈનિક પ્રેક્ષકો તરફ પીઠ કરે છે ત્યારે અચાનક સમસ્ત પ્રેક્ષક ગણ ગાવા મંડી પડે છે. સૈનિક તેમની તરફ ફરીને ધમકાવે છે. પરંતુ પ્રેક્ષકો તો ગાયા જ કરે છે. સાચી રસાકસી જામે છે અને અંતે જાપાની સૈનિકનું કામ કરતો નટ માથું પછાડીને મરી જવાનો ડોળ કરે છે. ત્યારે જ પ્રેક્ષકોનું ગીત બંધ પડે છે.

'જીવંત વર્તમાન પત્ર'માં સત્ય ઘટનાઓ જ ભજવાય છે. રેડીઓ દ્વારા લાલ રાજધાનીમાં દેશભરના ખબરો આવે છે તેના પરથી એ કાર્યક્રમ તૈયાર થાય છે. કોમિન્ટાંગ વિસ્તારમા જાપાન-વિરોધી ચળવળ ગેરકાયદે હોવાથી પ્રચાર કરવાનો આવો સરળ અને સચોટ ઉપાય ચીની જનતાએ ખરેખર અપનાવવા માડ્યો હતો. નીએં-ઈરિહના ગેરકાનૂની ગીતો ઠેર ઠેર ગવાતાં હતાં.

પાઓ એનનો રંજન કાર્યક્રમ મધરાત પહેલાં ભાગ્યે જ પૂરો થાય છે. પણ સહિયારા નૃત્યની શરૂઆત થતી હતી એટલામાં આકાશમાં વિમાનનો ઘરઘરાટ સંભળાયો. સહેજ પણ ગભરાયા વિના લોકો લાંબા થઈને સૂઇ ગયા. દીવાઓ બુઝાઈ ગયા અને નીરવ શાંતિ છવાઇ ગઇ. પંદર મિનિટ—વીસ—અડધો કલાક થયો છતાં ય બૉંબ ન પડ્યો ત્યારે હેરત પામેલા લોકો બેઠા થવા લાગ્યા. ફરી કાર્યક્રમ શરૂ કરવો? પણ વિમાન તો આટલામાં જ ઊતરવાનો અવાજ આવ્યો હતો? શું કરવું? એનો જવાબ દૂરથી દોડતા આવતા એક સૈનિકે આપી દીધો. તે સીધો માઓ પાસે ગયો અને ગુસપુસ કરવા લાગ્યો. સૌની નજર ત્યાં જ ખોડાઇ હતી. 'હોય નહિ! ખરેખર?' અચંબો પામીને માઓ બોલ્યો તે ઘણાંએ સાંભળ્યું. માઓ, લીન-પીઆઓ અને બીજા નેતાઓ ઝડપથી કચેરી તરફ ચાલ્યા ગયા.

પ્રેક્ષકોમાં વીજળી વેગે વાત ફેલાઈ ગઈ કે: 'ચાંગ કાઇ-શેક ગિરફતાર થયો છે!'

*

કોમિન્ટાંગના છાપાઓમાં દર છાશવારે પ્રગટ થતા ચૂ-માઓ અને ચાઉના મૃત્યુના સમાચારોની માફક ચાંગ કાઇ શેકની ધરપકડ કપોલકલ્પિત નહોતી.

સીઆનથી દસ માઈલ દૂર લીનતુંગના ગરમ પાણીના કુંડ પાસે, માચુ પાદશાહે પોતાની માનીતી રાણી માટે ચણાવેલ રળિયામણા ક્રીડામહેલમા, તા ૧૨ મી ડીસેમ્બર ૧૯૩૬ ને પરોઢિયે સૂતેલો ચાગ સફાળો જાગીને બેઠો થયો. સીઆનમા તેની બે પલટનોએ બળવો કર્યો હતો. સીઆનના અમલદારો પોતપોતાના ઘરમા નજરકેદીઓ બની બેઠા હતા રાજની કચેરીઓ પર ગળાખોરોના પહેરા હતા અને મધરાત પછી પોતાના ૨૯૦ ચુનદા સૈનિકો સાથે નીકળેલો છવ્વીસ વરસનો કેપ્ટન સુન-મિંગ-ચીયુએ રાતના ત્રણ વાગ્યા પહેલા ક્રીડામહેલને ઘેરી લીધો હતો બરાબર પાચ વાગે તે પચાસ સૈનિકો જોડે મહેલમા ધૂસ્યો. હેરત પામેલા કર્મચારીઓએ નામના ગોળીબારો કર્યા તેના ધડાકા સાભળીને ચાગની ઊંઘ ઊડી ગઈ હતી. કેપ્ટન સુન શયનગૃહમા દાખલ થયો ત્યારે પથારી ખાલી હતી. કેપ્ટનની તપાસ ટુકડી આજુબાજુ ઘૂમવા લાગી મહેલની પાછળ બરફથી ઢકાએલી ટેકરી પર કેપ્ટન ચડવા લાગ્યો થોડીવારમા સર સેનાપતિ માર્શલ ચાગના અગરક્ષક તરફ તેનુ ધ્યાન ખેચાયુ તેને બીજા સૈનિકોના હાથમા સોપી પોતે એ જ માર્ગે આગળ વધ્યો અને જોયુ—શુ ?

રાતે પહેરવાનો ઝીણો ઝભ્ભો ચડાવીને ઉઘાડે પગે, ખુલ્લે માથે માર્શલ ચાગ કાઈ શેક કડકડતી ઠડીમા ટૂટિયુ વાળીને બેઠા છે તેમના ઉમરલાયક ગયેલા સુવાળા હાથપગ થરથર ધ્રૂજી રહ્યા છે. કેપ્ટન સુનને જોઈને સેનાપતિ સાહેબ બોલી ઊઠ્યા, 'તને મારે માટે જરા પણ લાગણી રહી હોય તો મને અત્તરઘડી ગોળીએ વીંધી નાખ અને આ મામલાનો તત્કાળ નિકાલ લાવી દે !'

કેપ્ટન સુને ધીરજપૂર્વક જવાબ આપ્યો—

'અમે તમને મારવા નથી આવ્યા, અમે તો એટલું જ ઈચ્છીએ

'લાલ ડાકુઓ' સાથે લડતો હતો ત્યારે હળવે હળવે તેની ખાતરી થવા લાગી કે આ લાલ સૈનિકોમાં સાચી દેશદાઝ છે તેઓ ખરેખર જાપાનની સામે લડવા માગે છે તેની ફોજના માણસો પણ આ અર્થહીન યાદવાસ્થળી છોડીને ચાલ્યા જતા હતા એવા સંજોગોમાં તેની બદલી ઉત્તર ચીનમાં થઈ એક વરસ સુધી સામ્યવાદીઓ સાથે લડ્યા પછી તે તેમના તરફ આકર્ષાવા લાગ્યો ખાસ કરીને સામ્યવાદીઓને ત્યાંથી પાછા ફરતા યુદ્ધકેદીઓના અહેવાલોએ તેનાપર ઘણી જ ઊંડી અસર કરી હતી તેણે હવે આંતરવિગ્રહ ખતમ કરવા માટે ચેંગ કાઇ શેક પર દબાણ લાવવા માંડયું બીજી તરફ પોતે સામ્યવાદીઓ જોડે લડવાનું બંધ કરી દીધું હતું ક્રાંતિકારી જાપાન-વિરોધીઓ તેની છત્રછાયા તળે છૂટથી પોતાનું આંદોલન ચલાવી શકતા હતા અહીં તેને કોમિન્ટાંગની ઝ્રેશુઆન-પલટનનો પણ સાથ મળ્યો એ પલટનનો સરદાર હતો યેગ-હુ-ચેંગ તેને પણ નાનકિંગ સરકારની આ વ્યર્થ યાદવાસ્થળી ગમતી નહોતી

આ વખતે, ચાંગ કાઇ શેક કમ્યુનિસ્ટ વિરોધી છઠ્ઠી સવારીની તૈયારીઓનું નિરીક્ષણ કરવા માટે તા ૭મી ડીસેમ્બરને દિવસે પોતાના અંગત વિમાનમાંથી નીચે ઊતર્યો ત્યારે ગામના વિદ્યાર્થીઓએ જાપાન વિરોધી દેખાવો કર્યા હતા નાના માર્શલે વચ્ચે પડીને વિદ્યાર્થીઓને શાંત પાડ્યા હતા, ત્યારે ચાંગ કાઇ શેકને 'વિનાશ કાળે વિપરીત બુદ્ધિ' સૂઝી હતી તેણે નાના માર્શલને મને ફાવે એમ ઠેકાણું વગાડતો દેશદ્રોહી કહીને ઠપકો આપ્યો હતો તેની વાત ગણકાર્યા વિના ચાંગે લાલ ચીન પર હુમલો કરવાનો હુકમ છોડ્યો હતો

તા ૧૧મી ડીસેમ્બરે ચેંગ અને યેગની [illegible] સાથે મળીને સિઆન કબજે કરવાનો નિર્ણય કર્યો અને તા ૧૨મી

છીએ કે તમે આપણા દેશને જાપાનવિરુદ્ધ લડવા માટે મોરચા તરફ દોરી જાઓ.'

પરંતુ ચાગ પોતાની મરજીની ગુફા પાસથી ખસ્યો નહિ અર્ધ સામંતશાહી ચીનમાં પોતાની મનમાનતી રાજનીતિનો અમલ કરાવવા માટે આવી રાજદ્વારી ધરપકડો કરવી એ નવું નહોતું ખુદ ચાગે પોતે પોતાના બે સત્તાશીન પ્રતિસ્પર્ધીઓને આવી જ રીતે નમાવ્યા હતા થોડીવાર પછી તેણે જવાબ આપ્યો, 'નાના માર્શલ ચેગને અહીં બોલાવી લાવ, પછી હું નીચે ઊતરીશ' કેપ્ટન સુન માર્શલ ચેગનો અગરક્ષક હતો, અને એ જાપાન વિરોધી નાના માર્શલની માચુરિયન પલટન જ આ બધાની પ્રણેતા છે એ વાત સેનાપતિ જાણતા હતા. સન ૧૯૩૧ સુધી આ રંગીલો, અરીણી, ઉદાર અને આધુનિક વિચારવાળો જુવાન ચેગ-શુહ-લેગ માચુરિયાની ૩૦,૦૦૦,૦૦૦ પ્રજા પર સત્તા ચલાવતો લશ્કરી ડાકુ હતો નાનકિંગથી ચાગ કાઇ શેકની સરકારે તેના પિતા ચેગ ત્સો લીન તરફથી મળેલો વારસો માન્ય ગણ્યો હતો એટલું જ નહિ પરંતુ સમસ્ત ચીની ફોજનું ઉપ-સરસેનાપતિપદ પણ તેને આપ્યું ત્યારથી તે નાના માર્શલ તરીકે ઓળખાતો જાપાને મચુરિયા લીધું ત્યારે તે હોસ્પિટલમા હતો પરંતુ 'મોટાભાઇ' ચાગ કાઈ શેકની શિખામણ માનીને તેણે જાપાનનો સામનો કર્યો વિના જેહોલ પણ હાથથી જવા દીધું ત્યારે પ્રજા ભડકી ઊઠી ચાગ કાઇ શેકે નાના માર્શલને હોળીનું નાળિયેર બનાવી દોષનો ટોપલો તેને માથે ઢોળી દીધો અને આનાકાની વાપરી તેને યુરોપની મુસાફરી કરવા મોકલાવી દીધો અને ૧૯૩૪મા તે પાછો ફર્યો ત્યારે તેના કેફ ગર્દનાશ થયા હતા જો કે હજી ય મોટા ચાગ પ્રત્યેનો પૂજ્યભાવ સમૂળગો નાશ પામ્યો નહોતો પણ તેની આજ્ઞાનુસાર તે દક્ષિણમા

'લાલ ડાકુઓ' સાથે લડતો હતો ત્યારે હળવે હળવે તેની ખાતરી થવા લાગી કે આ લાલ સૈનિકોમાં સાચી દેશદાઝ છે તેઓ ખરેખર જાપાનની સામે લડવા માગે છે. તેની ફોજના માણસો પણ આ અર્થહીન યાદવાસ્થળી છોડીને ચાલ્યા જતા હતા. એવા સન્જોગોમા તેની બદલી ઉત્તર ચીનમા થઇ. એક વરસ સુધી સામ્યવાદીઓ સાથે લડ્યા પછી તે તેમના તરફ આકર્ષાવા લાગ્યો. ખાસ કરીને સામ્યવાદીઓને ત્યાંથી પાછા ફરતા યુદ્ધકેદીઓના અહેવાલોએ તેનાપર ઘણી જ ઊંડી અસર કરી હતી. તેણે હવે આંતરવિગ્રહ ખતમ કરવા માટે ચેંગ કાઇ શેક પર દબાણ લાવવા માડ્યુ. બીજી તરફ પોતે સામ્યવાદીઓ જોડે લડવાનુ બધ કરી દીધુ હતુ ક્રાંતિકારી જાપાન-વિરોધીઓ તેની છત્રછાયા તળે છૂટથી પોતાનુ આંદોલન ચલાવી શકતા હતા અહીં તેને કોમિન્ટાંગની ગ્ઝેશુઆન-પલટનનો પણ સાથ મળ્યો એ પલટનનો સરદાર હતો યેંગ-હુ-ચેંગ તેને પણ નાનકિંગ સરકારની આ વ્યર્થ યાદવાસ્થળી માટે કશો ભાવ નહોતો.

આ વખતે, ચાંગ કાઇ શેક કમ્યુનિસ્ટ વિરોધી છઠ્ઠી સવારીની તૈયારીઓનુ નિરીક્ષણ કરવા માટે તા ૭મી ડીસેમ્બરને દિવસે પોતાના અંગત વિમાનમાંથી નીચે ઊતર્યો ત્યારે ગામના વિદ્યાર્થીઓએ જાપાન વિરોધી દેખાવો કર્યા હતા. નાના માર્શલે વચ્ચે પડીને વિદ્યાર્થીઓને શાંત પાડયા હતા; ત્યારે ચાંગ કાઇ શેકને 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ' સૂઝી હતી તેણે નાના માર્શલને ગ ને બાજુએ ઢાંકતુ બગાડતો દેશદ્રોહી કહીને દબડાવ્યો હતો તેથી વાત ગણકાર્યા વિના ચાલે લાલ ચીન પર હુમલો કરવાનો હુકમ છોડયો હતો

તા ૧૧મી ડીસેમ્બરે ચેંગ અને યેંગની પલટનાએ સ મળીને સિઆન કબજે કરવાનો નિર્ણય કર્યો અને તા ૧૨

ડિસેમ્બરના પરોઢિયે ચાગ કાઈ શેક ગિરફતાર થયો નાના માર્શલે બીજે દિવસે રાષ્ટ્ર જોગુ નિવેદન બહાર પાડયુ 'સર સેનાપતિની બાહેર મારી ગએની બુદ્ધિને ચેનના આપના માટે અમે તેમને સિઆનમા આગ્રહ કરીને રોકયા છે તેમનો જાન સલામત છે '

*

નજરકેદી ચાગને એક ખરડો આપીને નાના માર્શલે કહ્યુ 'આ સ્વીકારો કે તરત જ તમને છોડી મૂકીશુ'

એ ખરડામા સાત માગણીઓ હતી (૧) આનરવિગ્રહ બધ કરીને જાપાનનો સશસ્ત્ર સામનો કરો (૨) નાનકિંગ સરકારની પુનર્રચના કરીને તેમા તમામ જાપાન વિરોધી પક્ષોના પ્રતિનિધિઓને શામેલ કરો (૩) શાંઘાઇના જાપાન-વિરોધી મુક્તિસઘના નેતાઓને જેલમાથી મુક્ત કરો. (૪) તમામ રાજદ્વારી કેદીઓને મુક્તિ આપો (૫) વાણી અને સગઠન સ્વાતત્ર્યના હક્ક જનતાને પાછા આપો (૬) ડૉ સુન યાત સેનના 'ત્રણ મહાન સિદ્ધાતો'નો અમલ કરો (૭) તત્કાળ રાષ્ટ્રીય મુક્તિ પરિષદ બોલાવો

•

નાના માર્શલે કમ્યુનિસ્ટ પ્રતિનિધિઓને સિઆન આવવાનુ આમત્રણ આપ્યુ હતુ તેમને લાવવા માટે પોતાનુ અગત વિમાન પણ મોકલાવ્યુ હતુ.

માઓએ કારોબારીના સભ્યો જોડે મસલત કરીને ત્રણ પ્રતિનિધિઓને રવાના કર્યાં એ પ્રતિનિધિ મડળના નેતા ચાઉ-એન લાઇને વિદાય આપતી વખતે તેણે કહ્યુ હતુ, 'તમારી જવાબદારી ગભીર છે એક ભૂન અને ખૂનખાર આતરવિગ્રહ ! જાપાની ઓને ઘીકેળા ! દેશનો સત્યાનાશ !—સભાળીને કામ લેજો મધ્યસ્થ સમિતિના ગયા વરસના ઠરાવને ભૂલશો નહિ

શાન્સી આવ્યા પછી સાવિયેત સરકારને ઘણે વખતે, પ્રમાણમાં વધારે સલામતી મળી હતી. તેનો લાભ લઈને માઓએ તરત જ જાપાની આક્રમણ પછી ચીનમાં ઊભી થએલી પરિસ્થિતિનું સૂક્ષ્મ પૃથક્કરણ કરવા માંડ્યું હતું. એ અરસામાં આંતરરાષ્ટ્રીય કમ્યુનિસ્ટ સંઘની સાતમી પરિષદ (૧૯૩૫)ના ઠરાવો પણ તેના હાથમાં આવ્યા હોવાથી તેનું કાર્ય સુગમ બની ગયું હતું. આ અભ્યાસને આધારે મધ્યસ્થ સમિતિએ તા. ૨૫મી ડીસેમ્બર ૧૯૩૫માં તત્કાલીન રાજકીય પરિસ્થિતિપર એક ઠરાવ પસાર કર્યો હતો. તેને આધારે પાર્ટીએ ભાવિ કાર્યક્રમ આંકયો અને બે દિવસ બાદ તા. ૨૭મીએ દિન કાર્યકરોની પરિષદમાં તેનું વિવરણ કરતો એક અહેવાલ માઓએ રજૂ કર્યો હતો. તેનું મથાળુ હતુંઃ 'જાપાની શાહીવાદ વિરુદ્ધ લડવાની નીતિ.' તેમાં માઓની માર્ક્સવાદી–લેનિનવાદી દૃષ્ટિએ ભવિષ્ય ભાખ્યું હતું કે ચીની ઉદ્યોગપતિઓમાંના ઉદ્દામ તત્ત્વો જાપાનવિરોધી સંયુક્ત મોરચામાં શામેલ થાય એવી શકયતા છે બાકીના રાષ્ટ્રીય મૂડીદારો હલ્લકડોલક બની તટસ્થ રહેશે કોમિન્ટાંગમાં ફૂટફાટ થવાનો પૂરો સંભવ છે. તેનાં જાપાનતરફી નેતાઓ દગો દેશે પરંતુ બ્રિટન તથા અમેરિકાના આડતિયાઓ, સંજોગો અનુસાર કદાચ જાપાન સામે લડવા મજબૂર બને પણ ખરા. આ બધાને કુશળતાપૂર્વક સાંકળી લઈને વિશાળ પાયાપર સંયુક્ત મોરચો સ્થાપવાની બાબતમાં ઉઠતા મુખ્ય સવાલોના તેણે સ્પષ્ટ અને શાસ્ત્રીય જવાબો આપ્યા હતા. મહાપ્રયાણનું મહત્વ સમજાવીને તેણે કહ્યું હતું, 'દેશભરમાં ચાલતી મજૂરો, કિસાનો વિદ્યાર્થીઓ અને રાષ્ટ્રીય ઉદ્યોગપતિઓની પ્રવૃત્તિઓની જોડે લાલફોજની હિલચાલોને સાંકળી લેવી અને એમાંથી સંયુક્ત રાષ્ટ્રીય ક્રાંતિકારી મોરચો સ્થાપવો એ આજે પાર્ટીનું મુખ્ય કામ છે.'

આવું કામ કરવા પાર્ટીનું પ્રતિનિધિમંડળ સિઆન જઈ રહ્યું હતું. કમ્યુનિસ્ટ પાર્ટીએ ૧લી ડિસેમ્બરને દિવસે જાહેર કરેલી માગણીઓ જેવી જ માગણીઓ નાના માર્શલે રજૂ કરી હતી; પરંતુ એ કાર્યક્રમ પૂરો પાડવા ખાતર બળવાખોરો આવો અણધાર્યો માર્ગ અપનાવશે એવો કમ્યુનિસ્ટોને સ્વપ્ને ય ખ્યાલ નહોતો. પરિસ્થિતિ ખરેખર નાજુક હતી.

આ ધરપકડના સમાચાર સાંભળીને જાપાનીઓ નાચવા લાગ્યા હતા. હાશ ! હવે આંતરવિગ્રહ ખરો જામવાનો ! એ બિલાડાઓને લડાવી મારવા માટે જાપાની વાંદરાઓએ નાનકિંગમાં છૂપા કહેણ પણ મોકલાવ્યાં હતાં: 'લાલ ડાકુઓ પાસેથી તમારા સરસેનાપતિને છોડાવવા માટે જેહાદ પોકારો. અમે તમને મદદ કરીશું. તમારા વિસ્તારમાં પગ પણ નહિ મૂકીએ'—વગેરે.

અને એટલે જ માઓ ચાઉએન લાઇને સાચવીને કામ લેવાની ફરી ભલામણ કરતો હતો.

*

તા. ૧૪મી તારીખે સિઆનમાં ચેન, યેન અને કમ્યુનિસ્ટોની સંયુક્ત પરિષદ ભરાઇ, તેમાં તેમણે જાપાનવિરોધી સંયુક્ત ફોજ સ્થાપવાનો નિર્ણય કર્યો. ત્રણે ફોજની સંયુક્ત સંખ્યા ૨૩૦૦૦૦ જેટલી થતી હતી. તેમાં બીજા જાપાન વિરોધીઓ ઝડપથી આવીને મળશે તે વિષે પણ શંકા નહોતી.

પરંતુ આંતરિક કટોકટી ઉગ્ર બની રહી હતી. બળવાખોર પલટનોના સૈનિકો ગુસ્સામાં આવી માગ ઉઠાવતા હતા: 'અમને અમારા વતનની આઝાદી માટે લડતા અટકાવનાર ચાંગ કાઇ શેકને અમારી સમક્ષ ખડો કરો ! એ દેશદ્રોહીને મોતની સજા ફરમાવો !'

ઉશ્કેરાયેલી પ્રજાને શાંત પાડવાનું કપરું કામ કમ્યુનિસ્ટોને માથે

આવી પડ્યું. ચોરે ચૌટે જમા થતી સભાઓમાં તેમણે ધીરજપૂર્વક લોકોની શંકાનું નિવારણ કર્યું. રાષ્ટ્રીય પરિસ્થિતિની આંટીઘૂંટીઓ સમજાવી.

માઓ સામે પણ એ જ સવાલો જુદા રૂપમાં આવતા હતા. પહેલેથી જ રાષ્ટ્રીય ઉદ્યોગપતિઓને સંયુક્ત મોરચામાં દાખલ કરવા સામે વિરોધ ધરાવતા અતિ ઉદ્દામવાદીઓ હવે કહેતા હતા: 'આપણે થોડાં જ ચાગને પકડવા ગયા હતા? પણ લક્ષ્મી સામી ચાલીને ચાંદલો કરવા આવી છે ત્યારે મોઢું ધોવા જવાની શી જરૂર? બીજાને હાથે ચાગ મરે તેમાં આપણું શું જાય?'

'સંયુક્ત મોરચાને વિશાળ બનાવવાની તક જાય. દેશમાં આંતરિક વિગ્રહની આગ સળગે. પરદેશી દુશ્મનનો સફળ સંયુક્ત સામનો કરવાનો મોકો ચૂકી જવાય; અને દેશની ખાનાખરાબી થાય.'

*

સિઆનમાં પણ બળવાખોરો તરફથી હવે ચાંગની જાન સલામત બની હતી. પરંતુ નાનકિંગ સરકાર ચાગને જોખમમાં મૂકી રહી હતી. ત્યાંની સરકારમાં બેઠેલા જાપાનના મિત્રોએ 'લાલ ડાકુ'ઓ વિરુદ્ધ યુદ્ધ આરંભી દીધું હતું ચીની પ્રજાએ ફાળો ઉઘરાવીને જાપાનનો સામનો કરવા માટે નાનકિંગ સરકારને ભેટ ધરેલા વિમાનો સિઆનપર બોંબ વરસાવવા ઊપડ્યા હતાં.

ચાંગ કાઈ શેકની રૂપકડી પત્ની, સુંગ માઈ–લીંગ દોડાદોડ કરી રહી હતી. જનરલ હો-યીંગ ચીનને તેણે ઉધડો લીધો. 'મારા ધણીના મડદાપર ચડીને તમારે ગજ લેવું છે એટલે જ તમે એક કાંકરે બે પક્ષીઓ મારવા નીકળ્યા છો. તત્કાળ યુદ્ધ બંધ કરાવો નહિ તો અમે તમને તોબાહ પોકારાવીશું મિ ડોનાલ્ડ સિઆનથી ખબર લાવ્યા છે કે જનરલીસીમો જીવે છે. બળવાખોરો સુલેહ કરવા રાજી છે.'

અને જેલમાં બેઠેલો તેનો પતિ પણ જનરલ હોની મહત્વાકાંક્ષા પૂરી કરવા ખાતર પોતે શહીદ બનવા રાજી નહોતો. તેણે સયુક્ત મોરચાની મૂળભૂત માગણીઓ સ્વીકારી લીધી હતી. કમ્યુનિસ્ટો લાલ ફોજનું નામ બદલવા તૈયાર હતા, સોવિયેત રાજનું લોકશાહી રાજમાં રૂપાંતર કરવા સામે પણ તેમને વાંધો નહોતો. કમ્યુનિસ્ટો તેમ જ બળવાખોરો ચાંગને એ મોરચાનો નેતા બનાવવા તૈયાર હતા. હવે માત્ર એ નાનકિંગ જઇને ફરી નહિ બેસે એટલી ગેરંટી નાનકિંગ તરફથી મળે એટલી જ વાર હતી.

માદામ ચાંગ કાઇ શેક એ ગેરંટી સાથે લઇને સિઆન આવી. તા. ૨૫મી ડિસેંબરે ૧૯૩૬ ને દિન સયુક્ત મોરચા અંગેની દરખાસ્તો સ્વીકારીને ચાંગ કાઇ શેક નાનકિંગ આવ્યો. બળવાખોર ચાંગે ઔપચારિક રીતે માફી માગીને સરસેનાપતિ ચાંગનો મોભો જાળવ્યો હતો.'

આજે ચાંગનો મોભો સલામત રહે એ રાષ્ટ્રના હિતમાં છે.' માઓએ પહેલા જ કહ્યું હતું. 'રાષ્ટ્રના અનેક પરસ્પર વિરોધી બળોનું અત્યારે ચાંગ કાઇ શેક કેન્દ્ર બની ગયો હતો. તેની આબરૂ જાય તો એ બળોને સાંકળવા મુસ્કેલ હતા.'

સન ૧૯ ૭ માં પણ આવા સંયુક્ત મોરચાનાં ફળો આપણે ચાખ્યાં જ હતાં ને?' કોઇ કડવાશથી બોલ્યું.

'ત્યારના સંયુક્ત મોરચામાં અને આજના સયુક્ત મોરચામાં જમીન આસમાનના ફરક છે કારણ કે આજે અડગ શકિતશાળી કમ્યુનિસ્ટ પાર્ટી અને મજબૂત લાલફોજ મોજૂદ છે; એટલું જ નહિ, પરંતુ તેની પાસે સોવિયેત વિસ્તારો છે. આજે તેઓ રાષ્ટ્રીય જાપાન વિરોધી સંયુક્ત મોરચો સ્થાપીને સમસ્ત ભાવિ પલટી રહ્યા છે. આ મોરચો ભવિષ્યમા જાપાન વિરોધી સરકાર તથા ફોજનું અત્યંત મજબૂત આવસ્યક અંગ બની જશે. ચાંગ અને જાપાનીઓ

રાષ્ટ્રીય મોરચામાં ફૂટ પાડવા ધારશે તો ય આપણે તેને એમ કરતાં અટકાવી શકીશું આપણે જનતામાં હતાશા ફેલાવા નહિ દઈએ.'

*

સિઆન પ્રકરણ શાંતિપૂર્વક પૂરું થવાથી દેશભરમાં ઝડપી ફેરફારો થવા લાગ્યા હતા. ડૉ. સુન યાત સેનની વિધવા પત્ની અને પુત્ર જેવા ઉદાર મતવાદીઓને સિઆનના અનુભવપરથી કમ્યુનિસ્ટોની નિષ્ઠામાં શ્રદ્ધા બેસી ગઈ હતી. તેમની જોડે આજસુધી રાજકારણથી અલિપ્ત રહેલાં અનેક લોકો જાપાન-વિરોધી આંદોલનમાં ભાગ લેવા લાગ્યા.

લાલ ચીનમાં નવી ચૂંટણીઓની તૈયારીઓ ચાલી રહી હતી. બહારની દુનિયા જોડે તૂટી ગએલો સંપર્ક હવે ફરી સંધાઇ ગયો હતો. સિઆનમાંથી સોવિયેત સરકારે ખરીદેલી લોરીઓની આવજા સતત ચાલુ રહેતી. આવી એક લોરી પાછી ફરી ત્યારે માઓ ચૂ-તેહને મળવા ગયો હતો. માઓના ઘરથી થોડે દૂર આવેલા તાડવનમાં ચૂ-તેહનું ઘર હતું. તેના તોફાની બાળકને રમાડતો માઓ કહેતો હતો,

'તારો બાપ જબરો છે હોં! મહાપ્રયાણ વખતે મેં એકવાર ઘાસનું મેદાન વટાવ્યું તો ય માંદો પડી ગયો. ત્યાંના કાદવનું ઝેર પગે ફોડલા પાડે છે! પણ તારો બાપ બબ્બે વાર વટાવીને ય સાજો નરવો પાછો આવ્યો! બોલ, છે હિંમત તારામાં?'

'હું લાલ સિતારો પહેરીશ!' છોકરો ફોજી ટોપી પહેરીને બોલ્યો.

ચૂ-તેહ હસીને માઓ તરફ વળ્યો 'હવે તો ફોજના નામ સાથે ગણવેશ પણ બદલવો પડશે ને? ચાંગ મંત્રણાઓ માટે બોલાવશે એમ લાગે છે પણ હજી ઍપિયો કેમ નહિ આવ્યો હોય?'

એ જ વખતે જુદા જુદા મોરચાપરથી અહેવાલો લાવતો દૂત દાખલ થયો તેણે માઓને ખબર આપ્યા કે લોરી ભરીને ચોપડીઓ આવી છે, 'અને માસ્તર સાહેબ કહેતા હતા કે એમા ફિનસૂફી ભરી છે'

ફિનસૂફીનુ' નામ સાભળતાવેત માઓ ઊભો થઈ ગયો ઘણા દિવસાથી તે આ પુસ્તકોની રાહ જોતો હતો ઉત્તર શાન્સી આવ્યા પછી માઠ તેને વાચવા લખવાની ફુરસદ મળી હતી આવતી ક્રાતિને ભેટવાની તૈયારીઓ માઓએ પુરજોરથી કરવા માડી હતી

'અત્યારે તો હુ જાઉ છુ હો ! બીજી વાતો કાલે કરીશુ ' માઓ ત્યાથી લગભગ દોડતો દોડતો જ ઘરે આવ્યો અને ચોપડીઓનુ બડલ ઉખેળવા લાગ્યો રાતોરાત બેસીને તેણે ત્રણ દિવસમા નવી ચોપડીઓ પૂરી કરી નાખી ત્યારે જ તે બીજા કામમા ચિત્ત પરોવી શકયો

એ ચાર મહિનાઓ પહેલા જ તેણે ચીનના ક્રાતિકારી યુદ્ધોની વ્યૂહનીતિના સવાલો' નામની પુસ્તિકા લખીને દુનિયાની કમ્યુનિસ્ટ ચળવળોના યુદ્ધશાસ્ત્રમા મહત્ત્વનો ફાળો નોધાવ્યો હતો સન ૧૯૨૭-૩૬ સુધી ! અનુભવોના તેમા સાર આપીને તેણે નવા સૈનિકોને 'અતિ ઉદ્દામ' તેમ જ 'મવાળ' યુદ્ધનીતિથી ચેતતા રહેવાની તાલીમ આપી હતી તેણે આ પુસ્તકમા, ચીની ક્રાતિના નિયમોનુ પૃથક્કરણ કરીને યુદ્ધમા થતી હારજીતના કારણો તેમ જ યુદ્ધના કારણો અને એ કારણો સમજવાની ચાવીનુ નિરૂપણ કર્યું હોવાથી તે એક મહત્ત્વનુ રાજકીય અને ફિનસૂફીપરનુ પુસ્તક પણ બની જાય છે

હવે તે 'જ્ઞાન' એટલે શુ તે સમજવામા અને સમજાવવામા રોકાયો હતો. પાછલા અનુભવે તેને બતાવી આપ્યુ હતુ કે જુવાન

ક્રાંતિકારીઓમાં ધગશ ઘણી છે પરંતુ તેમની કામ કરવાની રીત બરાબર નથી. સરળ ભાષામાં તેમને સમજાવવું જરૂરી છે કે વિચાર શી રીતે કરવો, અભ્યાસ કરવાની સાચી રીત શી? શી રીતે વરતવું? માઓએ ઉત્તમ પાઠ્યપુસ્તક તૈયાર કરીને લોકોના હાથમાં મૂક્યું. 'કાર્યની રીત' નામના નિબંધમાં તેણે માર્ક્સવાદી-લેનિનવાદી દૃષ્ટિકોણથી જ્ઞાનના સિદ્ધાંતની સમજુતી આપી. ફિલસૂફી પર લખાયેલા દુનિયાના માર્ક્સવાદી લેનિનવાદી પુસ્તકોમાં આ નિબંધ ગણનાપાત્ર ફાળો આપે છે. બીજા ક્રાંતિકારી આંતરવિગ્રહ (૧૯૨૭-૩૬) દરમ્યાન પાર્ટીમાં ચાલેલાં ચર્ચાઓમાંથી ઉઠતા સવાલોના તેણે સચોટ જવાબો આપ્યા. માર્ક્સવાદ એ જડવાદ નથી. વાસ્તવિક જીવનને સમજવાની રીત છે. એ સમજણ દ્વારા માર્ક્સવાદ કેવી રીતે સતત વિકાસ પામે છે તેના દાખલાઓ આપીને અતિ ઉદ્દામો'ની પોપટપંચીને રદિયો આપ્યો. વિચારશુદ્ધિ વિનાનું કામ કેવી રીતે વાંઝણું રહે છે તે સમજાવીને 'મવાળ' સભ્યોના અતિ વહેવારિય વેડાને રુખસદ આપી. ચીની કમ્યુનિસ્ટ પાર્ટીના સભ્યોને શિક્ષણ આપવામાં આ પુસ્તકે અત્યંત અગત્યનો ભાગ ભજવ્યો છે.

સાથે સાથે જાપાન વિરોધી યુદ્ધ માટે શસ્ત્રો પણ સમારવાના હતા. સન ૧૯૩૭ના મે મહિનામાં મધ્યસ્થ સમિતિએ પાર્ટીની પરિષદ બોલાવી. સન ૧૯૩૫થી પાર્ટીએ અપનાવેલ રાજનીતિ તેમજ સંગઠન બાબતની નીતિ પર અહીં ગંભીર ચર્ચાઓ થઈ અને માઓની નીતિને પરિષદે મંજૂરી આપી.

જૂના સોવિયેત તંત્રોમાં મોટા વેપારીઓ અને જમીનદારોને મતાધિકાર નહોતો. પરંતુ આ ચૂંટણી વખતે તેમને મત આપવાની છૂટ અપાઈ હતી. નવી ચૂંટાએલી જનતાની લોકશાહી સરકારમાં

તમામ વર્ગોના પ્રતિનિધિઓ હતા કમ્યુનિસ્ટોએ આપમેળે કુળ બેઠકોમાથી વધુમા વધુ એક તૃતીયાશ જેટલી જ બેઠકો પોતાને માટે રાખી હતી ભાવિ સયુક્ત સરકારના બીજ અહીં વવાઈ રહ્યા હતા આ અખતરો સફળ નીવડે તો ચીનભરની જનતા સમક્ષ તેનો દાખલો રજૂ કરી શકાય તેમ હતુ.

# ૧૦

# લોકયુદ્ધને મોખરે—

**તા.** ૭મી જુલાઇ ૧૯૩૭ના કાળદિને જાપાની આક્રમણખોરોએ પેકિંગની દક્ષિણે આવેલા ઈતિહાસપ્રસિદ્ધ માર્કો પોલો પુલ (લ્યુકોચાઉ) પર હુમલો કર્યો કાયર શાહીવાદીઓએ સત્તાવાર જાહેરાત કર્યા વિના યુદ્ધનો આરભ કર્યો હતો ચીની રાષ્ટ્રમા વધતી જતી એકતા જોઇને તેના પેટમા ફાળ પડી હતી તેને પારખુ કરવુ હતુ કે નાનકિંગ સરકાર કેટલા પાણીમા છે, ચ્યાગ કાઈ શેક કેટલી હદસુધી જવા તૈયાર છે

અને એ જીવનેણુ પારખુ થતા વાર લાગી નહિ ચીની જનતાએ શઠ સહેની લીધા હોવાથી કોઇને માટે છટકબારી રહી નહોતી ગણ્યાગાંઠ્યા દગાખોરો ઉઘાડા પડી ગયા અને જાપાનની પૂતળા સરકાર 'માચુ કાઉ મા જઈ ભરાયા જાપાન-ચીનના મવોંદયનો તેમણે માચુરિય મા જે દાખલો બતાવ્યો તેથી ચાનનુ નાનુ બાળક પણ છેતરાઈ શકે તેમ નહોતુ

પેકિંગનું પતન થયું પણ તે પહેલાં ચીની સૈનિકો મરણિયા બનીને લડયા હતા. પેકિંગના વિદ્યાર્થીઓ છાપામાર બનવા લાગ્યા હતા. પેકિંગના ઉદ્યાનમાં ઉજાણીએ ગએલાં માંચુરિયાવાસી વિદ્યાર્થીએ પોતાનું રાષ્ટ્રીય કૂચગીત ગાયું તેથી છેડાઇ ગએલો કોમિન્ટાંગના મોટા અમલદારનો પુત્ર ૭મી જુલાઇ પછી પોતાની મેળે ગેરીલા દળમાં જોડાઇ ગયો હતો, એકવાર ગેરકાનૂની ઠરેલા જાપાન-વિરોધી ગીતો આજે શેરીએ શેરીએ ગૂંજી રહ્યાં હતાં.

પેકિંગ પડયું તેને બીજે જ દિવસે એક ડોશીની અવરજવર વધી પડી હતી, ભાજીનો સુંડલો લઇને તે એક દરવાજામાંથી પેકિંગમાં દાખલ થતી; દુશ્મનની હિલચાલની રજેરજ માહિતી મેળવી લેતી; પાટનગરની એક ગંદી શેરીમાંથી છૂપી રીતે હથિયારો ખરીદી સુંડલામાં સંતાડી દેતી અને બીજે દરવાજેથી નીકળીને સીધી ડુંગરાની વાટ પકડતી. અહીં તેના દીકરાઓએ એક ગેરીલા દળ જમાવ્યું હતું. કૂદકે ને ભૂસકે તેની સંખ્યા વધીને એક પલટન તૈયાર થઈ ગઈ હતી. આ ગેરીલા સેનાએ જાપાનીઓને રંજાડવામાં મણા રાખી નહિ. ઉત્તર ચીનના અનેક મહત્વના વિજયો તેને ખાતે નોંધાયા છે. ગેરીલાઓની એ માતા ચાઓ આજે ચીનભરમાં મશહૂર છે. એક વરસ પછી તેના પુત્રોએ યુદ્ધની વર્ષગાંઠ શાનદાર રીતે ઉજવી હતી ચાઓના ૧૦૦૦ ચુનંદા ગેરીલાઓએ તા. ૭મી જુલાઇ ૧૯૩૮માં માર્કોપોલો પુલ પર ચીનનો વાવટો લહેરાવીને જાપાની 'વિજય'ની મશ્કરી કરી હતી. એક આખો દિવસ એ વાવટો ફરકતો રહ્યો હતો!

તા. ૨૯ મી જુલાઇ ૧૯૩૭ને દિન જાપાનીઓએ હુમલો કર્યો ત્યારે ત્યાંના નાગરિક દળના ૬૦૦ સભ્યોએ તેમને છ છ કલાક સુધી એકલે હાથે હફાવ્યા હતા! દશદાડી ચીની જનરલ ચેંગ ત્સે

જાપાનીઓને શરણે ગયો ત્યારે તેના લશ્કરે તેની સાથે જવાનો સાફ ઇન્કાર કરી દીધો. એ સેનાપતિવિહોણી સેના રખડતી રઝળતી રાષ્ટ્રીય સેનાને મળવા ચાલી.

જાપાનીઓ નાનકાઈની પ્રસિદ્ધ વિદ્યાપીઠ બાળવા આવ્યા ત્યારે ત્યાંના રહેવાસીઓ મોંમાં તરણું લઇને સામા ગયા નહોતા વિદ્યાર્થીઓ હાથમાં માથું લઇને તેમની સામે લડયા. અધ્યાપકો બળેલી ઝળેલી સંસ્કાર સંપત્તિ સાથે દુશ્મનને હાથતાળી આપીને યેનાન ભેગા થઈ ગયા.

*

સિઆનના કરારો પછી નાનકિંગ સરકારે ઔપચારિક રીતે ઉત્તર ચીન કમ્યુનિસ્ટોનું મુખ્ય કાર્યક્ષેત્ર બને એ વાત મંજૂર કરી હતી. કમ્યુનિસ્ટોએ જાપાન–વિરોધી યુદ્ધને લક્ષમાં રાખી પોતાનું વડું મથક પાઓ–એનથી યેનાન ખાતે ખસેડયું હતું. નાનકિંગ સરકારની સીધી દખલગીરી બંધ થયા પછી લાલ ચીનનો બાકીના ચીન જોડે ધીકતો વેપાર શરૂ થઈ ગયો હતો. તેનો ટપાલ અને તાર વ્યવહાર ચાલુ થયો હતો. જ્ઞાનભૂખ્યાં લાલ ચીનને થોકબંધ પુસ્તકો મળવા લાગ્યાં હતાં. લુ શુનના નામનું એક પુસ્તકાલય તેમણે સ્થાપ્યું હતું. આ લોકપ્રિય પ્રગતિશીલ લેખક 'ચીનના ગૉર્કી' તરીકે પ્રખ્યાત છે. લાલ પાઠશાળા હવે નવે નામે—જાપાન વિરોધી વિદ્યાપીઠને નામે—યેનાનમાં શરૂ થઇ હતી દેશભરના નિષ્ણાતો, સાક્ષરો અને સંસ્કારસ્વામીઓ એ વિદ્યાપીઠમાં ભણાવવા આવતા હતા–સાથે સંસ્કારધન લાવતા હતા. યેનાન ચીનનું સંસ્કૃતિ કેન્દ્ર બની રહ્યું હતું. આ વિદ્યાપીઠમાં ભણવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરવાની વાટ જોતા વિદ્યાર્થીઓની કતાર દિવસે દિવસે લાંબી થઇ રહી હતી અહીં દાખલ થવામાં નાસીપાસ થએલાઓને ચસ્માદબ પો કુ સાઈ

છતાંય ક્રાંતિકારી શિખામણ આપતો હતો. 'હિંમત હારશો નહિ, નિરાદરો ' આજે ઠેર ઠેર જાપાન-વિરોધી મોરચાઓ મંડાઈ રહ્યા છે. તમે જ્યાં જશો ત્યાં તમારે માટે ઢગલાબંધ કામ પડ્યું છે. તમને અનુભવ નથી? કંઈ વાંધો નહિ. આમજનતા તમને બધું ય શિખવી દેશે ચેરમેન માઓએ કહ્યું છે તે યાદ રાખજો. આ વખતે સમસ્ત રાષ્ટ્ર લડવાનું છે આ લોકયુદ્ધ છે આમ જનતાની સર્જનશક્તિ અપાર છે'

માઓનો આત્મવિશ્વાસ ગેરવાજબી નહોતો તા ૧૩મી ઑગસ્ટને દિવસે જાપાનીઓએ શાંઘાઈ પર આક્રમણ કર્યું ત્યારે તમામ શાંઘાઈવાસીઓ મેદાને જંગમાં કૂદી પડ્યા હતા સન ૧૯૩૫થી સીઓ શાઉ ચીની ગદ્દારી તજી કોમિન્ટાંગ વિસ્તારમાં ભોમભીતર ક્રાંતિકારી પ્રવૃત્તિ ઝડપથી વેગ પકડી રહી હતી. માઓની ડાહી નીતિએ તેનું કાર્ય સરળ બનાવ્યું હતું સિઆન કરાર પછી જેલમાંથી છૂટીને આવેલા જાપાન-વિરોધી મુક્તિસંઘના નેતાઓએ તેને સાથ આપ્યો હતો આ નેતાઓમાંથી ચાઉ તાઉ ફેંગે શરૂ કરેલ દૈનિકની ગ્રાહક સંખ્યા એક લાખ સુધી પહોંચી ગઈ હતી. 'વિશ્વ સંસ્કૃતિ' 'લીજીવન,' 'જનતાનું સાપ્તાહિક' જેવા સામયિકોની કક્ષા પણ ઊંચી આવી રહી હતી છાપખાનાઓ તાગાજ થયા, ન્યૂઝપ્રિંટનો દુકાળ પડ્યો, છતાંય પત્રકારોની પ્રવૃત્તિ દસગણી વધી ગઈ હતી ચોરે ચૌટે હસ્તલિખિત દીવાનપત્રો દેખાવા લાગ્યા હતા માર્ક્સવાદી પુસ્તકોનું વેચાણ અત્યંત ઝડપથી વધી રહ્યું હતું. રજની પામ દત્તના 'વિશ્વનું રાજકારણ' નામના ગ્રંથની બે મહિનામાં ત્રણ ત્રણ હજારની બબ્બે આવૃત્તિઓ ખલાસ થઈ ગઈ હતી. અત્યાર સુધી કમ્યુનિસ્ટોથી દૂર રાખવામાં આવેલી પ્રજાને તેમનો પરિચય મેળવવાની તાલાવેલી લાગી હતી માઓ ત્સે તુંગના લખાણો ખરીદવા માટે લાંબી કતારો લાગી જતી.

શાંઘાઇના બહાદુર સંગ્રામે સમસ્ત ચીનને હચમચાવી દીધું હતું. ચીનનાં ખેતરો સળગ્યાં, ડુંગરે ડુંગરે દવ લાગ્યો, કંદરામાં ધારિયાં ઝબક્યાં, કારખાનાંઓએ પડકાર કર્યો:—'આ દેશ અમારો છે!' ચીનને ખૂણે ખૂણે એક જ નાદ ગૂંજતો હતો—'આ ધરતી અમારી છે' અમે મરીશું પણ દુશ્મનને મારીને અમે જીવીશું પણ શત્રુને હરાવીને. અમારી પવિત્ર મા ભોમને અભડાવી રહેલાં કાળ-મુખાઓને દરિયામાં ધકેલીને જ અમે જંપીશું.'

રાષ્ટ્રના આ સૂરીલા શૌર્યગાનમાં પહેલાંની માફક ચાંગ કાઇ શેક કાયર વિસંવાદી સૂર કાઢી શક્યો નહિ; કારણ, સિઆનના કારાવાસ દરમ્યાન જે રેતીના પાયા પર તેની અંગત સત્તા રચાઇ હતી, તેનાં સાક્ષાત્ દર્શન તે કરી ચૂક્યો હતો. તેના દેશી પરદેશી માલિકોએ પણ પોતપોતાના સ્વાર્થને ખાતર ચુપ રહેવામાં જ ડહાપણ માન્યું હતું. તળ નાનકિંગના મુખ્ય સભાગૃહમાં પ્રગતિશીલ ચિત્રોનું પ્રદર્શન ભરાયું અને ત્યાં ચાંગે ગેરકાનૂની ઠરાવેલાં નીએ-ઇરેહનાં રાષ્ટ્રગીતો સાંભળવા માટે ખુદ ચાંગના અમલદારો પહોંચી ગયા!

મુખ્ય મુખ્ય શહેરોમાં 'રાષ્ટ્રીય મુક્તિના સાંસ્કારિક કાર્યકર્તાઓનું મહામંડળ'ની શાખાઓ સ્થપાઈ રહી હતી ચાંગના પાટનગર નાનકિંગમાં, તેની સ્થાપનાના પહેલા જ માસમાં ૨ લાખથી ય વધારે સભ્યો નોંધાયા હતા. તેની સમિતિઓ મહોલ્લે મહોલ્લે, ગામડે ગામડે અસ્તિત્વમાં આવી રહી હતી. આસપાસ લડી રહેલ ચીની ફોજનો સેનાની આ સમિતિને ફોજની કોઇપણ જરૂરિયાતની ખબર આપે એટલી જ વાર. આકાશ-પાતાળ એક કરીને પણ ગામના લોકો તે હાજર કરતા—જોડા, દવા, પાટા, બંડી, જે જોઇએ તે મેળવી આપતા. નવરાશને વખતે તેઓ આસપાસ ફરીને પ્રચાર-

કાર્ય કરતા. લોકોની મુસીબતીઓના સાદા ઉકેલ કરી આપતા અને કોર્ટની ગરજ સારતા.

સિઆનના કરારો બાદ ચાંગ કાઈ શેકની જોડે વાટાઘાટો કરીને લાલ સેનાએ 'આઠમી ફોજ'નું નામ ધારણ કર્યું હતું. મહાપ્રયાણ દરમ્યાન માઓ ત્સે તુંગે અગમચેતી વાપરીને દક્ષિણના પ્રાંતોમાં રહેવા દીધેલા લાલ સૈનિકોએ અનેક ઠેકાણે ગેરીલા દળો ઊભા કર્યાં હતા તે બધાને સાંકળી લઈને 'નવી ચોથી ફોજ' નિર્માણ કરવાની મંજૂરી પણ નાનકિંગ સરકારને આપવી પડી. 'આઠમી ફોજ' ઉત્તર ચીનને મોરચે લડવા રવાના થઈ.

જાપાની આક્રમણખોરોને લડાઈના મેદાનમાં પહેલી હાર આપનાર આ જ ફોજ હતી. આ વિજયે કરોડો ચીનીઓમાં નવી આત્મશ્રદ્ધા પૂરી.

'નવી ચોથી ફોજ'નું કાર્યક્ષેત્ર યાંગત્સી નદીની દક્ષિણે પૂર્વ ચીનમાં હતું. આ બન્ને ફોજો દુશ્મનના મોરચાઓ વટાવી તેની પાછળ જઈને ગેરીલાઓ જોડે મળી તેને હેરાન પરેશાન કરી મૂકતી, ગ્રામવિસ્તારોને જાપાની પંજામાંથી છોડાવતી અને ત્યાં મુક્ત લોકશાહી સરકારનો વહીવટ ચાલુ કરતી.

ચીની કમ્યુનિસ્ટ પાર્ટીના રાહબરી તળે આ બન્ને ફોજો ઝડપથી આગળ વધી રહી હતી. તેણે ઉત્તર, પૂર્વ, મધ્ય અને દક્ષિણ ચીનની જનતાને હથિયારો આપ્યા, જાપાનની વિરુદ્ધ મગરૂર ગેરીલાઓની મજબૂત લડત ઊભી કરી અને અનેક જાપાન વિરોધી લોકશાહી વિસ્તારો નિર્માણ કર્યા. લોકયુદ્ધનો ત્રીજો સ્મૃતિદિન આવ્યો (૧૯૪૦) તે દરમ્યાન કમ્યુનિસ્ટ પાર્ટીના નેતૃત્વ તળે લડતા સૈનિકોની સંખ્યા, ત્રણ વરસમાં, ૪૦ હજારમાંથી ૫ લાખ જેટલી થઈ ચૂકી હતી. પાર્ટીની સભ્ય સંખ્યા ૪૮ હજારમાંથી વધીને ૮ લાખ

સુધી પહોંચી હતી. તેની સામે લડવામાં જાપાનીઓની અડધોઅડધ ફોજ રોકાઇ હતી. તેણે દુશ્મનો પાસેથી ૧૫૦ તાલુકા ગામો જીતી લીધા હતા. મુક્ત વિસ્તાર અને ગેરીલા વિસ્તાર ( જ્યાં યુદ્ધ હજી ચાલતુ હતું. )માં બધા મળીને ૧૦ કરોડ લોકો વસતા હતા. કમ્યુનિસ્ટ પાર્ટીની રાહબરી તળે લોકયુદ્ધ અસલ રાષ્ટ્રીય ક્રાંતિમાં ફેરવાઇ ગયું હતું.

પણ ચાંગ કાઈ શેકનો જીવ બળીને ખાક થતો હતો. શરૂઆતમાં તેને લાગતું હતું કે આ લડાઇ જીતતાં વાર નહિ લાગે–તેના અંગ્રેજ અમેરિકન માલિકો જાપાની ડાકુને હરાવી આપશે; પરંતુ જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ તેની અકળામણ વધતી ગઈ. તેના પરદેશી માલિકો પોતે જાપાન જોડે સંડોવાવાની ઉતાવળમાં નહોતા. ચાંગની આધુનિક ફોજને જાપાનીઓ ભાજી મૂળાની માફક કાપી રહ્યા હતા. તેને પોતાને લોકશક્તિમાં શ્રદ્ધા નહોતી. તે આમ જનતાને હથિયાર આપવાનો ઇન્કાર કરતો હતો. વળી, આ લડાઇનો લાભ લઇને સાચા લોકનેતાઓને જાપાનીઓના મોંનો કોળિયો બનાવવાની મેલી મુરાદ તે સેવતો હોવાથી તેણે કમ્યુનિસ્ટોને સૌથી વધારે જોખમકારક મોરચે ખતમ થવાની આશાએ મોકલ્યા હતા. પરંતુ તેની આ બાજી ઊંધી વળી ગઇ હતી. દરિયાની માછલી માફક 'આઠમી ફોજ' અને 'નવી ચોથી ફોજ' આમજનતામાં ગરકાવ થઇને વધારે બળવાન બની હતી. ચારે તરફ જનતાનાં બળો વિકાસ પામી રહ્યાં હતાં—અને ચાંગે દોરેલી કૃત્રિમ મર્યાદાઓ તોડીને જનતા આગળ ધપે જતી હતી. આ વિરાટ શક્તિ જોઇને ચાંગની નીંદર ઊડી ગઇ હતી. જાપાની આક્રમણખોરોને પીઠ બતાવીને તે નાસતો નાસતો કેંટન અને વુહાન છોડી ચુંગકિંગ આવી પહોંચ્યો હતો. તેની ફોજોનું બીજું મથક તેણે સાયાનમાં રાખ્યું હતું. પહેલેથી જ તેણે

જનતાની લોકશાહી ચળવળપર અંકુશ મૂકવાનો પ્રયાસ કર્યો હતો. હવે તે મુક્ત વિસ્તારો સામે વાંધા વચકા કાઢવા લાગ્યો.

*

સંયુક્ત મોરચે સમસ્ત દેશ સહિયારા દુશ્મન સામે લડી રહ્યો હતો. પરંતુ સંયુક્ત મોરચામાં જાત જાતના લોકો સાથે કામ લેવાનું હોવાથી પાર્ટીમાં ફરી શંકા-કુશંકાઓ ઊભી થવા લાગી. આ મહાન કસોટીમાંથી પસાર થતી માઓની પ્રતિભા દિવસે દિવસે વધારે તેજસ્વી બનતી ગઈ.

માઓ આ લોકયુદ્ધના અટપટા રાજકારણનું હાર્દ બરાબર પારખી શક્યો હતો તેણે કહ્યું.

'આજે મજૂર વર્ગ અને મોટા વેપારીઓ તથા જમીનદારો વચ્ચે મતભેદ છે એ વાત ખરી એ મતભેદ તેમના રાજકીય પક્ષો— કમ્યુનિસ્ટ પાર્ટી અને કોમિન્ટાંગની નીતિમાં વ્યક્ત થાય છે. જાપાન વિરુદ્ધ લડવું જોઈએ એ હવે ચર્ચાનો સવાલ રહ્યો નથી. આજે કોમિન્ટાંગના મોટા વેપારીઓ અને જમીનદારો પણ એ વાત સ્વીકારે છે. જાપાન વિરુદ્ધ કેવી રીતે લડવું તે વિષે બંને પક્ષો વચ્ચે હજી મતભેદ છે. પરંતુ જો ચાંગની 'મર્યાદિત યુદ્ધનીતિ' અમલમાં મુકાશે તો જાપાન જીતશે અને ચીન હારશે એ વાત નક્કી છે. લોકયુદ્ધની નેતાગીરીનો ઇજારો ચાંગને પોતાના હાથમાં રાખવો છે. પરંતુ જાપાન વિરુદ્ધ લડવા માટે ખુદ ચીનમાં લાવવા જોઇતા લોકશાહી સુધારાઓ કરવા તેઓ રાજી નથી ! તે ઇચ્છે છે કે જનતાનું જોર વધે નહિ. તે ઇચ્છે છે કે જાપાનીઓ સાથે લડીને કમ્યુનિસ્ટો કમજોર બની જાય અને પોતે દૂર ઊભો ઊભો આ બધું જોયા કરે, પોતાની ફોજને અનાગત રાખે, પોતાની શક્તિ ટકાવી રાખે. અને આપણે જાપાનીઓને હરાવીએ છીએ ત્યારે તે આપણા પર

હુમલો કરવાની મેલી મુરાદ સેવે છે! એ એમ ધારે છે કે તેની તાજીમાજી ફોજ થાકેલા, ઘવાએલા કમ્યુનિસ્ટોને ચપટીમાં ચોળી નાખશે. અમેરિકા તેની યોજનાને સંપૂર્ણ અનુમોદન આપે છે. પરંતુ આપણે તેની ઇચ્છા પૂરી થવા દેવાના નથી. આપણે તેના લોક-વિરોધી કાવતરાને ફોક કરીશું. તે લોકશાહી સુધારાઓ ઇચ્છતો નથી આપણે સ્વતંત્ર રીતે મુક્ત વિસ્તારમાં લોકશાહી સુધારાઓ અમલમાં મૂકીશું. તે જનતાને હથિયાર આપવા માગતો નથી, આપણે જ્યાં જઇશું ત્યાં જનતાને સશસ્ત્ર બનાવીશું. તે જનતાને વિજયકૂચમાં દાખલ થવા દેતો નથી. આપણે જનતાને જાગૃત કરી તેને જાપાન વિરુદ્ધ સક્રિય રીતે લડવાનું કહીશું. આ લોકયુદ્ધ છે અને લોકયુદ્ધની રીતે જ લડાશે. લોકોના પૂરા સહકાર સાથે જ વિજય પામવો શક્ય છે...'

સન ૧૯૩૭ના ઓગસ્ટમાં લોચુઆન ખાતે ભરાએલ પાર્ટી પરિષદે માઓની સલાહ માનીને લોકયુદ્ધની સિદ્ધિને માટે દસ મુદ્દાઓનો કાર્યક્રમ ઘડી કાઢ્યો હતો—દુશ્મનના મોરચાની પિછાડીમાં સ્વતંત્ર રીતે ગેરીલા યુદ્ધ શરૂ કરવામાં પાર્ટીએ આગેવાની લેવી. આ ગેરીલા દળોની જવાબદારી છે કે તે આપણા રણમોરચાની સાથે પોતાની હિલચાલ સાંકળી લે, દુશ્મનની પીઠ પાછળ નવા મોરચાઓ ખોલે અને જાપાન વિરોધી મુક્ત વિસ્તારોની સ્થાપના કરે. કોમિન્ટાંગ વિસ્તારમાં પણ જાપાન-વિરોધી આંદોલન સંપૂર્ણ રીતે વિકસાવવાનો પાર્ટીએ પ્રયાસ કરવો જોઇએ. જનતાના રાજદ્વારી તેમજ આર્થિક હિતો માટે લડીને ઠેર ઠેર તેમને જાપાન-વિરોધી મોરચામાં જોડાવા ઉત્સાહિત કરવા. લોકયુદ્ધ દરમ્યાન કિસાન સમસ્યાનો ઉકેલ શી રીતે કરવો એ અગત્યનો સવાલ પણ 'અહીં' ચર્ચાયો અને મહેસૂલ તથા વ્યાજમાં ઘટાડો કરવાનો કાર્યક્રમ સ્વીકારવામાં આવ્યો.

માઓએ સન ૧૯૩૮ના મે મહિનામાં, 'લંબાની લડાઈ' નામની પુસ્તિકા લખીને તેમને સચોટ જવાબ આપ્યો. ચીન અને જાપાનની તત્કાલીન રાજકીય તથા લશ્કરી સ્થિતિનું પૃથક્કરણ કરીને તેણે બતાવી આપ્યું કે અંતિમ વિજય તો ચીનનો જ થશે. પરંતુ એ ધ્યેયને પહોંચવાનો કોઈ ટૂંકો માર્ગ નથી. આજના સંજોગોમાં લાંબી લડાઈ અનિવાર્ય છે. એ લડાઈ ત્રણ તબક્કામાંથી પસાર થશે. પહેલાં તો આક્રમણખોર જાપાન ચીનના તમામ મુખ્ય શહેરો પર કબજો જમાવી દેશે. આપણા કરતાં દુશ્મન વધારે જોરાવર હોવાથી શરૂઆતમાં એ ઝડપથી આગળ વધશે અને આપણે વારંવાર પીછેહઠ કરવી પડશે પરંતુ આ ધરતી આપણી છે, આપણી જનતાનો આપણને સાથ છે. અને એ જ આપણી શક્તિનો અખૂટ ભંડાર છે. દુશ્મન પારકી ભૂમિથી અજાણ્યો છે અને ચીની જનતા તેને ધિક્કારે છે. એ તેની મુખ્ય કમજોરી છે. આ હકીકતનો લાભ લઈને આપણે ગેરીલા યુદ્ધ શરૂ કરીશું તો યુદ્ધ બીજા તબક્કામાં પ્રવેશ કરશે...દુશ્મનની આગેકૂચ થંભી જશે. કોઈવાર તે જીતશે તો કોઈવાર આપણે જીતશું. પણ આ અનિર્ણયાત્મક યુદ્ધોમાંથી દિવસે દિવસે આપણી શક્તિ વધતી જશે અને આખરે આપણે દુશ્મન કરતાં વધારે બળવાન બની જઈશું ત્યારે યુદ્ધનો ત્રીજો અને અંતિમ તબક્કો શરૂ થશે. લડિયાની સંખ્યા અને શક્તિ સાથે આપણે પ્રતિઆક્રમણ કરીશું અને દુશ્મનને ચીનની હદબહાર ધકેલી દઈશું. આ લોકયુદ્ધ છે. લોકયુદ્ધની વ્યૂહરચના જ આપણને વિજય અપાવશે.

જેમ જેમ યુદ્ધનો ક્રમ ઉખેળાતો ગયો તેમ તેમ આ નીતિની સચ્ચાઈમાં લોકોની શ્રદ્ધા વધવા લાગી.

*

જાપાનીઓએ વુહાન અને કેંટન સર કર્યાં પછી લોકયુદ્ધના

બીજા તબક્કાનો પ્રારંભ થઈ ચૂક્યો હતો. તેની પીઠ પાછળ અવિરત વિકાસ પામતી ગેરીલા પ્રવૃત્તિઓને દબાવી દીધા વિના જાપાન હવે એક ડગલું પણ આગળ ભરી શકે તેમ નહોતું. જેમ જેમ તેનો મોરચો લંબાતો ગયો તેમ તેમ ગેરીલાઓને હાથે તેનો વાહન-વ્યવહાર ખોરવાઈ રહ્યો હતો. જાપાની મોરચાની ઓથડમાં મુક્ત ચીની રાજ્યો સ્થપાતા હતા. હાર-જીતના સામાન્ય નિયમ પ્રમાણે કોઈપણ દેશના મુખ્ય મુખ્ય કેન્દ્રો હાથમાં આવી જાય એટલે સમસ્ત દેશ પર વિજય મેળવ્યો ગણાય.

'આ બેવકૂફ ચીનાઓ આટલી સીધી વાત પણ સમજતા નથી! પેલો જમાનાનો ખાવેલો માઓ ત્સે તુંગ તેમને નચાવે છે તેમ નાચ્યા કરે છે!' એક જાપાની સેનાપતિ ધૂંધવાઈને બોલતો હતો.

'ચીનાઓમાં આવો જબરો યુદ્ધનિષ્ણાત પાક્યો છે એ જ મોંકાણ છે ને! સૂરજવંશી સમ્રાટ હિરોહિતોની સેવામાં એ રતનની માફક ઝળકી ઊઠત.' આટલું બોલીને જાપાની વડામથકનો એક પીઢ સેનાપતિ અટકી ગયો. પોતે વધારે પડતું બાફી માર્યું છે એમ ધારીને તેણે ઉમેર્યું, 'પણ ધૂળિયા ચીનમાં માઓ ત્સે તુંગ કાયનો કટકો જ રહેવાનો. શાહી કિરણનું દેવી તેજ તેના ચૂરેચૂરા કરી નાંખશે.'

જાપાનની અકળામણ સ્વાભાવિક હતી. તેને માટે સબળ કારણો હતાં. જાપાને ફાસિસ્ટ ધરીરાષ્ટ્રો (જર્મની, ઇટાલી, જાપાન) જોડે મળીને સારી દુનિયા જીતવાનો વ્યૂહ રચ્યો હતો. જર્મની યુરોપને સર કરી હિંદમાં પગ મૂકે ત્યારે જાપાને એશિયા સર કરતાં કરતાં ત્યાં આવી પહોંચવાનો વાયદો કર્યો હતો, બન્ને હત્યારાઓ દિલ્હીમાં હાથ મિલાવવાનાં સ્વપ્નમાં જોતા હતા. પરંતુ સ્તાલિનગ્રાદે જર્મનીને આધ્યચ્ય ગેળી પાચ્યું ત્યારે ચીની ગેરીલાઓ પોતાને આસામને

પાદરેથી પાછા વળવા મજબૂર કરશે એવી જાપાનીઓને કલ્પના નહોતી. પણ સ્તાલિનગ્રાદના મરજીવાઓની માફક ચીનના ગેરીલાઓએ વિજય બીજ વાવ્યાં અને સાથે સાથે હિંદને ફાસિસ્ટ આફતમાંથી બચાવી લીધું.

જાપાની શાહીવાદનું છંછેડાએલું ભૂત પુરજોરથી ચીની ગેરીલાઓ પર તૂટી પડ્યું. તે ચિચિયારી પાડતું હતું:

'બધું ય બાળી નાખો! બધાંને ઠાર કરો! તમામ ચીજવસ્તુ લૂંટી લો!'

તેની લટકતી તલવાર તળે જાપાની વિજ્ઞાનશાસ્ત્રીઓ જીવલેણ જંતુઓના બોંબ બનાવી રહ્યા હતા. એ બોંબ જ્યાં ફૂટતો ત્યાં અસહ્ય રોગચાળો ફાટી પડતો. સન ૧૯૪૧ની શરૂઆતમાં જાપાની ફોજમાંથી ૬૦ ટકા સૈનિકો ગેરીલા વિસ્તારને તારાજ કરવામાં રોકાયા હતા.

પરંતુ માઓના નીડર સૈનિકો હિંમત હાર્યા નહિ. લોકશાહી આઝાદીને ખાતર જાન કુરબાન કરવા તૈયાર થયેલી ચીની પ્રજાની હૈયાઉકલત અદ્દભુત હતી. તેમની પાસે માઓ ત્સે તુંગનું ડહાપણ હતું. લોકયુદ્ધની શરૂઆતમાં જ માઓ ત્સે તુંગના સાથીઓએ ગેરીલા યુદ્ધની વ્યૂહનીતિમાં જરૂરી ફેરફારો કરીને સમસ્ત રાષ્ટ્રને સાંકળી લેવા જેટલી વિશાળ બનાવી દીધી હતી. જેમ જેમ જાગૃત પ્રજાની સંખ્યા વધતી ગઇ તેમ તેમ એ વ્યૂહનીતિના દાવપેચ પણ અનુકૂળ બનતા ગયા. ગેરીલા યુદ્ધનીતિની જીવંત કિતાબમાં હોપાઇનાં ગામડાંઓએ 'ભોંયરાયુદ્ધ'નું સર્જન કરીને અપૂર્વ પ્રકરણ આલેખ્યું છે.

જાપાની ફોજ ગામડાં પર ધસી આવતી. જુવાનોને વેઠ કરવા ઉપાડી જતી, ઘરડા બુઢ્ઢાને જીવતા દાટતી, સ્ત્રીઓની આબરૂ લૂંટતી

અને ગામડાને ખાલી મૂકતી ગામના લોકોએ તેમને દાણાપાણી આપવા બંધ કરી દીધા. તેમણે પાદરે પાદરે નિરીક્ષણ ચોરા બાંધ્યા અને રાત-દિવસ ચોકી કરવાના વારા કાઢ્યા. દૂરથી દુશ્મન આવતો દેખાય કે ચોગાપરથી વિચિત્ર પંખીવાણી બોલી ઉઠતી તે સાંભળીને ગામના લોકો ટપોટપ પોતપોતાના ઘર તજી ખોદી રાખેલ ભોંયરાઓમાં સંતાઈ જતા. ગામમાં ચકલું યે ફરકતું ન દેખીને ધસી આવેલી શત્રુફોજ વિમાસણમાં પડી જતી. ખળામાં અનાજનો દાણો ન મળે, વાડામાં મરઘાં બતકાં તો શું પણ શાક-પાંદડું જોવા ન મળે. અકરમીઓએ વળી શું માંડ્યું છે? બીજા ગામના કૂવાનું ઝેરી પાણી હજી તેઓ ભૂલ્યા નહોતા ગામે ગામે અલોપ થતા માનવીઓનું રહસ્ય આખરે જાપાનીઓ જાણી શક્યા ત્યારે અદશ્ય કત્લેઆમ થઇ હતી.

માઓના સપૂતોએ નવી કરામત શોધી કાઢી. લોકયુદ્ધ દરમ્યાન આખું ગામ, આખો તાલુકો—સમસ્ત જિલ્લો ગેરીના વીર બની ગયો હતો. આજુબાજુના ગામડાઓના મહાજનો ભેગા થયા તેમણે એક ગામને બીજા ગામ સાથ જોડી દેતા ભોંયરાઓ ખોદવાનો નિર્ણય લીધો રાતોરાત જાગીને કામ કરતા આબાલવૃદ્ધ ગામલોકોએ જોતજોતામાં આખા ય તાલુકામાં ભૂગર્ભના ભોંયરાઓની જાળ બિછાવી દીધી! એક ગામ પર દુશ્મન હુમલો કરે કે તરત જ આજુબાજુના ગામોને તેની ખબર મળી જતી એ ગામમાં લોકો ભોંયરા વાટે પાડોશના ગામમાં આવતા ત્યારે તેમને માટે તમામ વ્યવસ્થા તૈયાર રહેતી જાપાનીઓએ આખા તાલુકા પર એકસામટો હુમલો કર્યો છતા ય કશું વળ્યું નહિ તાલુકાની સમગ્ર પ્રજાને ત્રણ મહિના સુધી ચાલે એટલો દાણોપાણી ભોંયરાઓમાં ભર્યો હતો!

*

ચીનની ખડતલ પ્રજા આવા અનેક સર્જનો નિર્માણ કરી રહી હતી. કોઇએ 'ટોળી યુદ્ધ' અજમાવ્યું તો બીજાએ ઝાડના થડમાંથી બેઠી તોપોના અખતરા કર્યા. બાળકોએ દુશ્મનોને અવળે રસ્તે ચડાવી દીધા તો ચીની નટીઓએ જાપાનીઓના ગુપ્ત પરિપત્રો લાવી આપ્યા. ચીનના સપૂતોની સર્જનશક્તિ સામે જાલિમ ફાસિસ્ટોના હાથ હેઠા પડતા હતા. પણ—

પણ ચાંગ કાઈ શેકે ખરે વખતે ચીની પ્રજાને દગો દીધો. જાપાનને હરાવીને, તેને તો ફરી જૂની રીતે વહીવટ સંભાળવો હતો; પણ સશસ્ત્ર જાગૃત પ્રજા તેને તેમ કરવા દેશે કે કેમ એ વિચાર તેનું કાળજું કોતરી નાખતો હતો. સન ૧૯૩૯માં હિટલરે તેના અંગ્રેજ અમેરિકન માલિકોનો જીવ જોખમમાં મૂકી દીધા પછી જાપાન હિટલર સાથે મળી ન જાય એ ખાતર તેઓ જાપાનને ચીનનો ભોગ ધરવા તૈયાર હતા. પરતુ કમ્યુનિસ્ટોનુ જોર ન તૂટે ત્યાંસુધી આ અશક્ય હતું

ચાંગને તો ભાવતુ હતું ત્યાં વૈદે કીધુ, પછી વાટ શાની જોવાની હોય? કમ્યુનિસ્ટોના નેતૃત્વતળે વિકસી રહેલ શાન્સી–કાન્સુ–નિંગશિઆના મુક્ત વિસ્તારપર તેણે હુમલો કર્યો. 'કરેંગે યા મરેંગે'ના શપથ લીધેલાં જાપાનવિરોધી દળોની તેણે કતલ કરી. જાપાને પણ બરાબર આ જ વખતે મોટું આક્રમણ શરૂ કર્યું. પરંતુ 'આઠમી ફોજે' બન્ને મોરચે દુશ્મનોનો સામનો કરી કોમિન્ટાંગની ફોજને હાંકી કાઢી. આપમતલબી ચાંગ સહેલાઈથી ખો ભૂલે તેવો નહોતો. જાનેવારી ૧૯૪૦માં તેણે 'નવી ચોથી ફોજ'નું મથક દક્ષિણ એનવાઈ પ્રાંતમાંથી ખસેડી યગસી નદીને ઉત્તર કિનારે લઇ જવાનો વિનાકારણ હુકમ આપ્યો. સાથે એ ફોજના ૧૦ હજાર સૈનિકોને પણ લેતા જવાનું તેનું ફરમાન હતું. આ સેના હુકમ બજાવવા જતી હતી

એટલામાં તા. ૭મી જાનેવારીએ કોમિન્ટાંગના ૮૦ હજાર સૈનિકોએ તેને ઘેરી લીધી. આ ખૂનામરકીમાં 'નવી ચોથી ફોજ'નો સેનાપતિ યેહ તીંગ શત્રુના હાથે પકડાઈ ગયો; ઉપસેનાપતિ શેંગ-ચી ગ માર્યો ગયો. શે ગ-ચીંગ વાંગ મિંગની સવાળ નીતિનો હિમાયતી હોવાથી ચાંગની લુચ્ચાઈ તે વખતસર પારખી શક્યો નહોતો.

'એનવાઇ પ્રકરણ'ને નામે મશહૂર બનેલા આ બનાવ પછી ચીનીપ્રજાને માથે મુસીબતોની પરંપરા ત્રાટકી પડી. સન ૧૯૪૧માં જર્મનીએ સોવિયેત યુનિયનપર હુમલો કર્યો અને જાપાને પ્રશાંત-સાગરમાં અંગ્રેજ-અમેરિકનો જોડે યુદ્ધ આદર્યું ત્યારે તકસાધુ ચાંગ ડૂબતા વહાણમાંથી બચવાનો માર્ગ શોધવા લાગ્યો. તેણે ખાનગીરીતે પોતાના સૈન્યોને જાપાનીઓને શરણે જવાનો હુકમ આપ્યો. જાપાની સરદારી તળે રચાએલી આવી પૂતળા ફોજના ૯૦ટકા જેટલા ચીની સૈનિકો ચીનના મુક્ત વિસ્તારો સામે લડતા હતા!

ત્યારે બીજી તરફ, બીજા ક્રાંતિકારી આંતરવિગ્રહ દરમ્યાન અત્યંત સફળ નીવડેલી માઓની યુદ્ધકેદીઓ પ્રત્યેની નીતિ લોકયુદ્ધ પ્રસંગે સોળે કળાએ ખીલી રહી હતી. પકડાએલા જાપાની યુદ્ધકેદીઓને મારી નાખવાને બદલે તેમને રાજકીય શિક્ષણ આપી જાપાનની વાસ્તવિક હાલત સમજાવવાની તક આપવામાં આવતી હતી. હજારો જાપાની નવજુવાનો પોતાના દેશને માણસાઈહીન બનાવનાર શાહીવાદ વિરુદ્ધ લડવા કટિબદ્ધ થયા હતા. તેઓ જાપાનીમોરચે પહોંચી જતા અને પોતાના સાથીઓને સ્વાતંત્ર્યપ્રેમી ચીની ફોજ વિષે સાચી માહિતી આપતા. તેમની જોડે રખાતા આદરભર્યા વર્તાવનાં વર્ણનો કરતા અને જાપાનના માલેતુજારોનું સ્વાર્થી યુદ્ધ ખતમ કરવાનો આગ્રહ કરતા. પોતાના સાથીઓને તેઓ શાહીવાદી સૈન્ય છોડી દેવાની શિખામણ આપતા. તેમના પ્રચારની અસર તળે આક્રમણ-

કારોનો સાથ છોડી ચીની ગેરીલાઓની છાવણીમાં આવતા સૈનિકોની સંખ્યા લગભગ એક લાખ જેટલી હતી. આ સૈનિકોએ યેનાનમાં 'જાપાન મુક્તિ સંઘ' નામની સંસ્થા સ્થાપી અને ભવિષ્યમાં પોતાના દેશને લશ્કરશાહીના પંજામાંથી છોડાવવાની પૂર્વતૈયારીઓ કરવા માંડી હતી.

ચાંગ કાઈ–શેકના સાથીઓએ ચીનના મુક્ત વિસ્તારો જોડે વેપાર વહેવાર બંધ કરી દીધો હતો. કોમિન્ટાંગે કડક નાકાબંધી કરીને દાણચોરી અતિ મુશ્કેલ બનાવી દીધી હતી. મુક્ત વિસ્તારોનું ક્ષેત્રફળ અને વસ્તીસંખ્યા સંકોચાવા લાગી હતી. આવા સંજોગોમાં મુક્ત વિસ્તારો જો સ્વાશ્રયી ન બની શકે તો તેને ભૂખે મરવાનો પ્રસંગ ઊભો થયો હતો. આ મુસીબતમાંથી પાર ઊતરવા માટે માઓ ત્સે તુંગની રાહબરી તળે ઉત્પાદન વધારવાનો કાર્યક્રમ ઘડાયો. ફોજની દરેક ટુકડી પોતાને ખપ પૂરતું અનાજ અને કાપડ પોતાની મેળે ઉપજાવી લેતી. સરકારી કચેરીઓ, શાળાઓ વગેરેએ પણ તેમ કરવા માંડ્યું. ખેડૂતોમાં વધારે અનાજ ઉગાડવાની હરીફાઈ જામી હતી. સૌ કોઈ પોતપોતાના ખેતરો પર વધારે ઉત્પાદન કરી 'માનચંદ્રકો' અને 'શ્રમવીરો'ના બિરુદો મેળવવા આતુર હતું. દુકાળ અને પૂર જેવી કુદરતી આફતોને પહોંચી શકાય તેવો પુરવઠો કરવાની જરૂરિયાત પણ પ્રચાર ખાતાએ તેમને સમજાવી હતી. પરંતુ ગરીબ કિસાનોને વેઠે પકડી જવાની સખત મનાઈ હતી. ફોજ અને રાજના મોટા મોટા અમલદારો પણ અનાજ ઉગાડવાના આંદોલનમાં શામેલ હતા. માઓ તેમાં અપવાદ રૂપ નહોતો જ.

'આજે મને ફુરસદ છે. તારે રિહર્સલ હોય તો હું આપણા

ટમેટાને પાણી પાઈ દઈશ.' માઓએ તેની ચોથી વારની પત્નીને કહ્યું. યુદ્ધની હાડમારીઓ વચ્ચે હો ત્સે નીએ મૃત્યુ પામી ત્યાર પછી માઓએ શાંઘાઈની આ પ્રખ્યાત ફિલ્મ નટી જોડે લગ્ન કર્યાં હતાં. શાંઘાઇમાં, તે ભોમભીતર રહીને જાપાનવિરોધી આંદોલનમાં ભાગ લેતી હતી. એ વાત બહાર આવતા તેની જાન જોખમમાં હોઈને ત્યાંથી તે યેનાન આવી પહોંચી હતી. અહીંની નાટ્ય પ્રવૃત્તિમાં તે અત્યંત મદદરૂપ બની ગઈ હતી.

'આજે મેં કાંદાની ક્યારીઓ પણ સરખી કરી રાખી છે. બિરાદર ચૂ-તેહને ત્યાંથી રોપ લાવવાના હતા તે ન લાવ્યા ?' તેણે માથા પરનો રૂમાલ છોડતાં કહ્યું.

'આઈયો ! ભાભીએ વાત કરેલ પણ હું આવતી વખતે તદ્દન ભૂલી જ ગયો—'

નવી પરિસ્થિતિને પહોંચી વળવા માટે લોકસેનાને નવી તાલીમ આપવાની યોજના ચૂ-તેહ અને માઓએ ઘડી કાઢી હતી. છૂટી પડી ગએલી જાપાની ટુકડીઓને ખતમ કરવા ઉપરાંત મુક્ત વિસ્તારની પ્રજાએ અને તેની ફોજે સશસ્ત્ર કાર્યકરોની અનેક ટુકડીઓ પોતાની હદ બહાર મોકલવા માંડી હતી. તેને પરિણામે જાપાનીઓએ પડાવી લીધેલા વિસ્તારો તેમણે પાછા મેળવ્યા એટલું જ નહિ પરંતુ નવા વિશાળ વિસ્તારોનો પણ તેમાં ઉમેરો કર્યો. સન ૧૯૪૩ પછી તેમનો વિસ્તાર એકધાર્યો વધી રહ્યો હતો.

* *

ચાંગની ઉઘાડી દગાખોરી પછી, તેની જોડેના સંબંધો તોડી નાખવાની માગણી પાર્ટીના સભ્યો તરફથી વારંવાર આવવા લાગી હતી. યાદવાસ્થળીનું પુનરાવર્તન થવાની શક્યતાએ દેશભરમાં એક પ્રકારની હતાશ ફેલાવી દીધી હતી. તેમની સામે સમગ્ર ચિત્ર ખડું

કરીને તત્કાલીન વિટંબણામાંથી નીકળવાનો માર્ગ બતાવવો જરૂરી હતો.

ઉપરાંત, જે લોકયુદ્ધમાં જીત અપાવી શકશે તેને જ ચીની ક્રાંતિમાં વિજય મળશે એ વાત સ્પષ્ટ બની ગઈ હતી. લોકયુદ્ધની સાચી નેતાગીરી કમ્યુનિસ્ટ પાર્ટીની છે, એ વાત હવે પુરવાર થઈ ચૂકી હોવાથી તેની ફરજ હતી કે તે સમસ્ત ચીની પ્રજાને પોતાના અભિપ્રાયો સમજાવે. ચીની ક્રાંતિને તે કેવી નજરે જુએ છે અને નૂતન ચીનની રચના તે શી રીતે કરવા માગે છે એ વાત ચીનની આમજનતાને ગળે ઊતરી જાય તો કોમિન્ટાંગના પ્રત્યાઘાતીઓના હાથમાંથી તેમનું નૈતિક હથિયાર પણ ચાલ્યું જશે અને તેમના અનુયાયીઓનાં ગાત્ર ઢીલાં પડી જશે. બીજી તરફ તેની દ્વારા મજૂર વર્ગ અને બીજા ક્રાંતિકારી લોકોને સચોટ નૈતિક શસ્ત્ર મળી જશે. સન ૧૯૪૦ના જાનેવારી માસમાં માઓ ત્સે તુંગે પોતાની 'નવી લોકશાહી' નામની પુસ્તિકા બહાર પાડીને આ કાર્ય સફળ રીતે પાર પાડ્યું. તેમાં તેણે વિશ્વના ઇતિહાસ સાથે ચીની ઇતિહાસની ભૂમિકા લઇને રશિયન ક્રાંતિ પછી આવતી ચીની ક્રાંતિની નેતાગીરી શામાટે ચીની મજૂરવર્ગના હાથમાં જ રહેવી જોઇએ એ વાત સરળ રીતે સમજાવી છે. વધુમાં તેણે કહ્યું છે કે ચીની ક્રાતિ બે તબક્કામાંથી પસાર થશે—પહેલો આવશે નવી લોકશાહીનો તબક્કો અને બીજો છે સમાજવાદનો. અલબત્ત, મજૂરવર્ગના નેતૃત્વ તળે વિકસતી નવી લોકશાહીનું અંતિમ ભાવિ સમાજવાદ જ છે એ નિર્વિવાદ છે. તત્કાળ આપણે નવી લોકશાહીમાં દાખલ થવાનું છે. એ દરમ્યાન અમલમાં મુકાતો રાજકીય, આર્થિક તેમ જ સંસ્કારિક કાર્યક્રમ મૂડીવાદ તેમ જ સમાજવાદ બન્નેથી જુદો તરી આવશે. નવો લોકશાહી રાજવહીવટ કેવી જાતનો હશે તેની રૂપરેખા આપતાં તેણે કહ્યું કે જેવી રીતે સંયુક્ત

મોરચાનો વહીવટ તેમાં ભાગ લેતા તમામ તત્વોના સહકારથી સંયુક્ત રીતે ચાલે છે તેવી જ રીતે નવી લોકશાહી ક્રાંતિના વિજય માટે લડતો સંયુક્ત મોરચો નૂતન ચીનનુ નિર્માણ કરવા માટે સંયુક્ત સરકાર સ્થાપશે. સન ૧૯૨૪માં 'ત્રણ મહાન સિદ્ધાંતો નો જે અર્થ ડૉ. સુન યાત સેને કર્યો હતો તેને કમ્યુનિસ્ટ પાર્ટી સ્વીકારે છે અને એ સિદ્ધાંતો તે અમલમાં મૂકશે. 'ચીની-સંસ્કાર' નામના સામયિકના ઉદ્‌ઘાટન પ્રસંગે આ પુસ્તિકા લખાઈ હોવાથી ચીનના સંસ્કાર-આંદોલનનું ઐતિહાસિક વિવરણ કરીને તેની વર્તમાન સમસ્યાઓ અને તેના ભાવિ વિશે વિગતવાર વિવરણ આ પુસ્તિકા આપે છે. ચીનના તમામ મુક્ત વિસ્તારોની કાર્યનીતિ વચ્ચે એકતા સ્થાપીને ચીની ક્રાંતિને મજબૂત બનાવવામાં આ પુસ્તિકાએ અસામાન્ય ભાગ ભજવ્યો છે.

કોમિન્ટાંગ જોડેના સંબંધ વિશે માઓએ કહ્યું, 'અત્યારે પણ રાષ્ટ્ર સમક્ષ મુખ્ય સવાલ જાપાની શાહીવાદને હરાવવાનો જ છે. ત્યાં સુધી કોમિન્ટાંગ જાપાનીઓને ખુલ્લેખુલ્લું શરણે જતું નથી ત્યાં સુધી તેની જોડે સંબંધ તોડવાથી જનતાને લાભ નથી. એ સંબંધ ચાલુ રહેશે ત્યાં સુધી કોમિન્ટાંગના અનુયાયીઓને આપણી સાથે રહેવાનો માર્ગ પણ મોકળો રહેશે. જનતાની તાકાત વધારે તેવી નક્કી હકીકત સામે પણ આપણાથી દુર્લક્ષ ન જ કરાય.'

ચીની કમ્યુનિસ્ટ પાર્ટીની વધતી પ્રતિષ્ઠા સાથે તેની સભ્ય સંખ્યા અત્યંત ઝડપથી વધી રહી હતી. ચીનના સર્વોત્તમ નવજુવાનો પાર્ટીના સભ્ય-બનવામાં મોટું ગૌરવ માનતા હતા. જુદા જુદા વર્ગોમાંથી આવતા સંખ્યાબંધ સભ્યોને મજૂરવર્ગનો દૃષ્ટિકોણ શું છે, માર્ક્સ-વાદ-લેનિનવાદના સિદ્ધાંતો શું છે, તેની વિશેષ માહિતી નહોતી. આ કમજોરીને વહેલી તકે દૂર કરવા માટે પાર્ટી આતુર હોવા છતાં ય

બહારના અસ્થિર સંજોગો આડે આવતા હતા. સન ૧૯૪૨ પછી યુદ્ધ મોરચે અચાનક ઝડપી ફેરફારો થતા બંધ થયા કે તરત જ પાર્ટીએ આ શિક્ષણકાર્ય પુરજોરથી શરૂ કરી દીધું. ચીનભરમાં કમ્યુનિસ્ટ પાર્ટીના ઘટકો અભ્યાસક્રમો આંકતા હતા, ચર્ચાઓ કરતા હતા. માઓ યેનાનના પાર્ટી બિરાદરોને શિખવતો હતોઃ અભ્યાસ કરવાની રીત શી રીતે સુધારવી? પાર્ટીનું કામ કરવાની રીત—પદ્ધતિ કેવી હોવી જોઈએ? પાર્ટીના પ્રચારકોના લખાણો કેવા હોવા જોઈએ—જડબાતોડ સૂત્રાત્મક શૈલી કંટાળાભરી હોય છે, તેને શી રીતે સુધારવી?

તેના ભાષણોની છાપેલી નકલો દેશભરના કમ્યુનિસ્ટોને માર્ગદર્શન આપતી હતી. લીઓ-શાઉ-ચીના ભાષણો પણ તેમને મળતા તેઓ બતાવતા હતા કે 'સારા કમ્યુનિસ્ટ કેવી રીતે થવાય.' અને 'પાર્ટીમાં આંતરિક મતભેદોનો ઉકેલ લાવવાની રીત શું છે?'

ઉપરાંત, 'સાહિત્ય અને કળાની સમસ્યા' વિષે માઓએ દર્શાવેલ વિચારો પણ દેશભરમાં ચર્ચાઈ રહ્યા હતા. આગલે વરસે, (તા. ૨જી મે ૧૯૪૨) યેનાનમાં સંસ્કાર-પરિષદનું ઉદ્ઘાટન કરતાં માઓએ કહ્યું હતું, 'ચીની જનતાનો મુક્તિસંગ્રામ અનેક લશ્કરી તેમ જ સંસ્કાર મોરચાઓ પર લડાઈ રહ્યો છે. આપણા વિજયનો મુખ્ય આધાર બંદૂકધારી સૈનિકો પર છે એ વાત સાચી પરંતુ એકલી સેના એ કામ પાર પાડી શકશે નહિ. રાષ્ટ્રમાં એકતા સ્થાપીને દુશ્મનને હરાવવા માટે આપણી પાસે સંસ્કાર ફોજ પણ હોવી જોઈએ......'

ચીની ક્રાંતિના ઇતિહાસમાં સંસ્કાર આંદોલને જે ભાગ ભજવ્યો છે તેનો સાર આપીને માઓએ વર્તમાન કળાકારોને મૂંઝવતા સવાલો ઉપાડ્યા. આપણો દૃષ્ટિકોણ કેવો હોવો જોઈએ? વસ્તુની પસંદગી

શી રીતે કરવી-કેને બખણુના અને ગાતે ઉઘાડા પાડવા? આપણો વાચકવર્ગ કોણ છે—કોને માટે લખવુ? કળાકારોએ પોતાનો સ્વાધ્યાય શી રીતે કરવો?

માઓએ આ પ્રશ્નોનુ વિવરણ કર્યા બાદ પરિષદના સભ્યોએ એક મહિના સુધી આપસમા ચર્ચા કરી માઓ પોતે કવિ હતો. તેની લગભગ ૯૦ જેટલી અપ્રકાશિત કવિતાઓનો 'રેત અને પવન' નામનો કાવ્યસગ્રહ અસ્તિત્વમા છે. તે જૂની ઢબે છદબદ્ધ કવિતાઓમા નવા વિચારો ઢાળતો પરતુ તેમા પોતે ખાસ સફળતા મેળવી હોય તેમ એ માનતો ન હોવાથી તેણે પોતાનો કાવ્યસગ્રહ પ્રકાશિત થવા દીધો નથી ખેર, એ ગમે તે હોય પરતુ તેની સાહિત્ય પરની પકડ જોઈને પીઢ અસ્કારસ્વામીઓ પણ હેરત પામી જતા પરિષદની ચર્ચાઓમા તેણે હોશથી ભાગ લીધો અને કળાકારોના અભિપ્રાયો ધ્યાનપૂર્વક સાભળ્યા આખરે પરિષદની પૂર્ણાહુતિ કરતી વખતે તેણે તારવેલો નિચોડ પુસ્તિકારૂપે પ્રગટ થયો ત્યારે ચીનભરના સસ્કારકાર્યકરો માટે એ અત્યત ઉપયોગી નીવડ્યો

આ તાલીમ ચળવળે પાર્ટીની આતરિક એકતા પણ ખૂબ જ વધારી દીધી.

*

સન ૧૯૪૫મા પ્રતાપી સોવિયેત સેનાએ હિટલરને જમીનદોસ્ત કર્યો. ફાસિસ્ટ વિરોધી વિશ્વયુદ્ધનો વિજયી અત આવ્યો પરતુ ચાગ કાઇ શેકની કાયરતાએ ચીનને માટે અનહદ ઉપાધિઓ વહોરી લીધી. પ્રશાત સાગરમા જાપાન માટે કફોડી ઊભી થવાને કારણે તેણે પેકિંગ-કેંટન અને નાનકિંગનો ધોરી માર્ગ પોતાના વાહનવહેવાર માટે મોકળો કરવા માડ્યો હતો માર્ચ ૧૯૪૪ મા તેણે એકસામટા હુમલાઓ શરૂ કર્યા, ભાગેડુ ચાગે આઠ મહિનામા ચીનના

૬ પ્રાંતો (હોનાન, હુનાન, કિઆંગસી, ક્વાંગતુંગ, કુકિએન તથા ચેક્યાઙ) જાપાનને હવાલે કરી દીધા !

તે જ મહિનાથી જનતાની મુક્તિસેનાએ (આઠમી તથા ચોથી ફોજ અને બીજી જાપાનવિરોધી પલટનો મળીને બનેલી સંયુક્ત સેના.) મર્યાદિત પ્રમાણમાં જાપાન પર પ્રતિઆક્રમણ શરૂ કર્યું. સપ્ટેંબર ૧૯૩૭ થી માર્ચ ૧૯૪૫ દરમ્યાન તેણે ૧૧૫,૦૦૦ યુદ્ધો ખેલ્યા હતા, ૯૬૦,૦૦૦ જાપાનીઓને માર્યા હતા યા તો ઘાયલ કર્યા હતા. ૨૮૦,૦૦૦ યુદ્ધકેદીઓ પકડયા હતા. એક લાખ દુશ્મન સૈનિકો શરણાગતી સ્વીકારીને અથવા એમ ને એમ જાપાની મોરચો છોડી ચીની છાવણીમાં આવી મળ્યા હતા. ચીનના મુખ્ય મુખ્ય શહેરોમાંથી મોટા ભાગના પર તેનો અંકુશ હતો.

આ બન્ને પરસ્પર વિરોધી ચિત્રોએ ચીની પ્રજા પર ઊંડી અસર કરી હતી. સોવિયેત સેનાના પરાક્રમોએ વિશ્વયુદ્ધમાં મેળવી આપેલો વિજય, તેમ જ ચીની 'જનતાની મુક્તિસેના'ની સફળતાથી પ્રભાવિત બનેલી ચીની પ્રજા હવે ચાંગ કાઇ શેકની સરમુખત્યારી નભાવી લેવા તૈયાર નહોતી. કોમિન્ટાંગ વિસ્તારોમાં દિવસે દિવસે કંગાલ બની રહેલ હાલત અને વિશ્વયુદ્ધ દરમ્યાન પણ રાજકીય સ્વાતંત્ર્યનો અભાવ, એ બે વાત ખાસ કરીને ત્યાંના લોકોને સતાવી રહી હતી. તેમની ફરિયાદો બુલંદ બનતી હતી. અવારનવાર લોકોના બળવાઓ ફાટી પડતા હતા. અનેક પ્રમાણિક સભ્યો ચાંગની એકતા-વિરોધી અને જાપાન તરફ નીતિથી કંટાળીને કોમિન્ટાંગમાંથી રાજીનામાં આપી જુદા જુદા જાપાન-વિરોધી જૂથો સ્થાપતા હતા. 'કોમિન્ટાંગની ક્રાંતિકારી સમિતિ'એ ચાંગની જાપાન તરફી નીતિનો સતત વિરોધ કર્યો હતો. હવે લી-ચી-સેન અને માદામ સુન યાત સેનની રાહબરી તળે તેનો અવાજ વધારે મક્કમ બનવા લાગ્યો હતો.

ચીનના બુદ્ધિજીવી વર્ગે ચીની લોકશાહી સંઘ સ્થાપ્યો (૧૯૪૧ ચીનમાં નાના-મોટા બધાં મળીને,-કમ્યુનિસ્ટ પાર્ટીને બાદ કરતા- જાપાનવિરોધી તેર જૂથો ઊભાં થયાં હતાં. સમસ્ત ચીન બુલંદ અવાજે પોકારી રહ્યું હતું: 'ચાંગની સરમુખત્યારી ખતમ કરો ! સંયુક્ત સરકાર સ્થાપો !'

*

તા. ૨૪મી એપ્રિલ ૧૯૪૫ને દિન યેનાનમાં કમ્યુનિસ્ટ પાર્ટીની સાતમી કોંગ્રેસ મળી રહી હતી. તેના બાર લાખ દસ હજાર સભ્યોએ પરિષદમાં હાજરી આપવા માટે પોતાના ૫૪૪ પ્રતિનિધિઓ મોકલ્યા હતા. માઓ ત્સે તુંગ તેમને સમજાવતો હતો: 'તમે બિરાદર ચૂ-તેહના રિપોર્ટ પરથી જોયું છે કે કમ્યુનિસ્ટ પાર્ટીના સીધા નેતૃત્વ તળે ચીની પ્રજાએ, લોકયુદ્ધ દરમ્યાન, ૧૯ મુક્તવિસ્તારો સ્થાપ્યા છે. તેમાં કુલ નવ કરોડ પંચાવન લાખ માણસો વસે છે. જનતાની મુક્તિફોજમાં ૯ લાખ ૧૦ હજાર સૈનિકો છે અને આપણા લોકસેવક દળમાં ૨૨ લાખ સ્વયંસેવકો કામ કરે છે. તમને બિરાદર લીઓ શાઉ-ચીએ પાર્ટી સંગઠન વિષે અહેવાલ આપ્યો તે ઉપરથી આપણે કેટલા મજબૂત બન્યા છીએ તેનો ખ્યાલ પણ આવશે.

'હવે આપણે લોકયુદ્ધના ત્રીજા—અંતિમ તબક્કામાં પ્રવેશવાની તૈયારી કરી રહ્યા છીએ ત્યારે રાષ્ટ્રીય મુક્તિ અને ભાવિ સરકારનો સ્પષ્ટ ખ્યાલ આપણને હોવો જોઇએ. આપણે પહેલાં કરતાં વધારે મજબૂત હોવા છતાં ય આજે ચીનનો ગોટો ભાગ કોમિન્ટાંગના કબજામાં છે. અમેરિકન શાહીવાદ જાપાનવિરોધી યુદ્ધનો લાભ લઇને ચીનને પોતાનું સંસ્થાન બનાવવાના પેંતરા રચી રહ્યું છે. તેની મદદ સાથે કોમિન્ટાંગનું લશ્કરી બળ આપણા કરતાં ઘણું જ વધારે છે. ચાંગ કાઇ શેક આંતરવિગ્રહ ફરી શરૂ કરવા ઇચ્છે છે.

લોકયુદ્ધ દરમ્યાન તેણે આપણી વિરુદ્ધ ત્રણ ચડાઇઓ કરી પણ હાર્યો, ફરી એવી મૂરખાઇ કરશે તો ફરી હારશે એમાં શંકા નથી; પરંતુ આપણે વ્યર્થ ખુવારી થવા દેવી ન જોઇએ. તેમ કરવાની આજે શક્યતા પણ છે. કારણ, ચીનના તમામ લોકશાહી બળો સંયુક્ત સરકારની સ્થાપના કરવા ઝંખી રહ્યા છે. એ સરકાર એટલે જનતાની સરમુખત્યારી. જનતાની સરમુખત્યારી મુઠ્ઠીભર લોકશત્રુઓને દબાવી દેશે–અસંખ્ય લોકોને લોકશાહી સ્વાતંત્ર્ય આપશે..'

સાતમી કોંગ્રેસે પાર્ટીને માટે નવું બંધારણ ઘડયું, પાર્ટીનો લાંબાગાળાનો તેમ જ નજીકના ભવિષ્ય માટે કાર્યક્રમ દોર્યો; અને ચેરમેન માઓની રાહબરીનળે નવી મધ્યસ્થ સમિતિ ચૂંટી. કોંગ્રેસે વર્તમાન સંજોગોમાં શહેરોમાં પાર્ટીનું કામ મજબૂત બનાવવાની અને ખાસ કરીને મજૂરવર્ગને વેળાસર જાગૃત બનાવવાની જરૂરિયાત પર ભાર મૂકીને સમસ્ત પાર્ટીને આદેશ આપ્યો કેઃ

લોકયુદ્ધના અંતિમ વિજય માટે, લોકશાહી સંયુક્ત સરકારની સ્થાપના કરવા માટે આગળ વધો !

*

તા. ૮ મી ઓગસ્ટ ૧૯૪૫ ને દિન સોવિયેત યુનિયને જાપાન સાથે યુદ્ધ જાહેર કર્યું. લાલ સેનાની વિજયી કૂચ સાથે પોતાની હિલચાલો સાંકળી લઇને ચીની જનતાની મુક્તિસેના આગળ વધી. લાલ સેનાએ ઝડપથી જાપાનની ક્વાન્ટુંગ ફોજને ખતમ કરી નાખી અને માંચુરિયાને મુક્ત કર્યું. ચીની જનતાની મુક્તિસેનાએ, લાલ સેનાના કદમ-સાથે કદમ બઢાવી અસખ્ય જાપાનીઓ અને તેમના ખાંધીઆઓની પલટનોને ખતમ કરી જાપાનના કબજા તળેની ધરતીને આઝાદ બનાવી.

તા. ૧૪ મી ઑગસ્ટને દિવસે—બરાબર ૬ દિવસ બાદ જાપાને બિનશરતી શરણાગતી સ્વીકારી.

# ૧૧

## વિજય–યાત્રા

ઉપઘેલું ચીન વિજયોત્સવમાં મસ્ત બન્યું હતું ત્યારે ચાંગ કાઇ શેકના જિગરમાં શૂળ ભોંકાતી હતી. જનતા વિશ્વયુદ્ધમાં મશગૂલ હતી ત્યારે ચાંગ રાજસત્તાનો ઉપયોગ કરી, પોતાની ટોળકીનું અંગત હિત સાધવા મથ્યો હતો. અરે, પ્રજાને ગળે ફાંસો આપનાર યુદ્ધકાલીન ફુગાવો પણ તેના હાથમાં લખલૂટ ધન ભેગું કરવાનું અને ચીનના નાણાતંત્ર, વેપારઉદ્યોગ અને ખેતીવાડી પર પોતાનો

બોલાવો ! લોકશાહી સંયુક્ત સરકારની સ્થાપના કરો! નોકરશાહી (બ્યુરોક્રેટિક) મૂડી જપ્ત કરો......'

ચાંગનું મગજ ધમધમી ઊઠયું. નોકરશાહી મૂડી એટલે મારા કુટુંબીઓની મૂડી ! આ બેવકૂફો મારે હાથે જ મારું ગળું કપાવવાની વાતો કરે છે. રશિયાની સાથે મળીને કમ્યુનિસ્ટો આખું ઉત્તર ચીન પચાવી બેઠા છે એટલે જ આ મૂરખાઓનાં માથાં ફરી ગયાં છે ને ? જપાની ગધેડાઓએ પણ હારી જવાનો કેવો બુરો વખત શોધ્યો છે—એ કમબખ્તોને કહેણ મોકલવાં પડશે !

અને ચાંગના દૂતો જપાની ફોજને વડે મથકે પહોંચી તેને સમજાવતા હતા કે ચીનમાંથી ભાગવાની ઉતાવળ ન કરો ! તમારી શરણાગતી સ્વીકારવા કોમિન્ટાંગની ફોજો અહીં આવી પહોંચે ત્યાંસુધી ગમે તેમ કરીને તમે ટકી રહો; એમા તમારો પણ લાભ છે. કમ્યુનિસ્ટોના હાથમાં તમારી સત્તા સોંપતા નહિ. અમારી તમારી પ્રત્યે સહાનુભૂતિ છે. કમ્યુનિસ્ટો આપણા બન્નેના દુશ્મન છે. તમને જેમ ફાવે તેમ વરતો—તમને સો ગુના માફ છે પણ કમ્યુનિસ્ટોને આ પ્રદેશ લેતા અટકાવો !

અમેરિકન નૌકાજો અને હવાઇ જહાજો ચોવીસે કલાક દક્ષિણેથી ઉત્તર તરફ દોડાદોડ કરતા હતા. તેમા ચડીને કોમિન્ટાંગની ફોજો માંચુરિયાને બંદરે ઊતરતી હતી. પાછળથી ટ્રુમાને સત્તાવાર જાહેરાત કરી હતી, કોમિન્ટાંગની ચાર ફોજોની મુસાફરીના ખર્ચ પેટે અમેરિકાની સરકારે ૩૦ કરોડ ડોલરનું બીલ ચૂકવ્યું છે !

અમેરિકાને અચાનક ચીન ઉપર આટલું બધું હેત શાથી ઊભ-રાઇ ગયું ?

સન ૧૯૪૧ પહેલાં અમેરિકા ચાંગને જાપાન જોડે સમજુતી કરવા મનાવી રહ્યું હતું, પાછળથી લોકયુદ્ધનો લાભ લઇને તેણે પોતે જ ચીનની બજારો હાથ કરવા માંડી હતી. બીજા પરદેશી હરીફોને દૂર કરી ચીન માત્ર અમેરિકાનું ગુલામ–સંસ્થાન બની રહે એવી બાજી તે રમતું હતું. ચાંગની ચંડાળ ચોકડીને દલાલી આપીને તેણે આ કામ ઘણે અંશે પાર પાડી દીધું હતું. ચીન જેવું છે તેવું જ રહે તેમાં અમેરિકાને પોતાના દલાલો કરતાં પણ વિશેષ રસ હતો.

બુદ્ધિશાળી માઓ ત્સે તુંગ તો પોતાના દેશવાસીઓને પહેલેથી જ ચેતવતો હતો કે આપણા ઉદ્યોગોને ભોગે જો તમે પારકા ઉદ્યો-ગોને અહીં નોતરશો તો લાંબાકાળ સુધી આપણો દેશ તેમને ત્યાં ગીરવી મુકાઇ જશે. તમામ શાહીવાદીઓનો સ્વભાવ સરખો જ હોય છે–પછી તેનું નામ અમેરિકા હોય કે જાપાન. આપણો દેશ પછાત છે. ઉદ્યોગ–ધંધે ચડિયાતા પરદેશીઓની મદદ આપણા વિકાસ માટે જરૂરી છે એ વાત સાચી, પણ એ મદદ સમાન ધોરણે પરસ્પર સહાયરૂપ બને એવી રીતે મેળવવી જોઇએ. એટલે જ આપણા રાષ્ટ્ર-પિતા ડૉ. સુન આપણને શિખામણ આપતા ગયા છે કે શાહીવાદ વિરોધી સોવિયેત રશિયા પાસેથી મદદ લેજો. એ આપણું વફાદાર મિત્રરાજ્ય છે. પરદેશી શાહીવાદ આપણી ગરીબાઇ અને લાચારી દૂર કરી શકશે નહિ; ઊલટી કાયમી બનાવશે.

ચાંગને આ બધુ સાંભળવાની ફુરસદ નહોતી, ઇચ્છા નહોતી—હિંમત નહોતી. પરંતુ ચીની પ્રજા માઓનો અક્ષરેઅક્ષર ધ્યાન દઇને સાંભળતી હતી. ચાંગે તેમને ભરમાવવાનો પ્રયત્ન કર્યો—'લાલ

ગુંડાઓ ફરી સોવિયેત રાજ સ્થાપવા નીકળ્યા છે. તે તમારી મિલકતો લૂંટવી લેશે–'

પણ જનતાએ આ વાત માની નહિ; કારણ ચીની કમ્યુનિસ્ટ પાર્ટી તરફથી માઓએ કોમિન્ટાંગને આમંત્રણ આપ્યું હતું, 'આપણે સાથે મળીને રાષ્ટ્રની મુક્તિ ખાતર દુશ્મન સામે લડ્યા છીએ. ચાલો, હવે વિજય પછીના શાંતિકાળમાં સાથે મળીને આપણા રાષ્ટ્રનું નવ-નિર્માણ કરીએ.'

ચારે તરફથી ચીની જનતા આગ્રહ કરતી હતીઃ રાષ્ટ્રના તમામ પક્ષો વચ્ચે તત્કાળ મંત્રણાઓ શરૂ કરવી જોઈએ. માઓએ લંબાવેલો મૈત્રીભર્યો સહકાર ઉમળકાભેર વધાવી લેવો જોઈએ ચાંગનો વિલંબ તેને દિવસે દિવસે ક્રુદ્ધ બનાવી રહ્યો હતો. ચાંગની ચંડાળ ચોકડીએ અમેરિકા જોડે ખાનગી મસલતો કરી–હવે શું કરવું ? આ માથાભારે લોકો હાથમાં નહિ રહે. 'શેક-વાણોતરે' નક્કી કર્યું કે આપણે લોકોની વાત સાંભળવા રાજી છીએ એવો ડોળ કરવો. માઓ ત્સે તુંગને મંત્રણા કરવા માટે ચુંગકિંગ આવવાનું આમંત્રણ મોકલવું. અમેરિકાના ડોલરિયા અખબારો ચાંગના દેશ-પ્રેમનો સારી આલમમાં ઢંઢેરો પીટશે અને [..]દી કમ્યુનિસ્ટોની ટૂંક-બુદ્ધિને વગોવશે. આટલું તો કરવું જ પડશે કારણ કે અમેરિકા ચાંગને નાણાં આપી શકે, પણ ભાડૂતી સૈનિકો ક્યાંથી લાવવા ? ચીનમાંથી જ. અને ચીની પ્રજાની આંખમાં ધૂળ નાખ્યા વિના તેમ કરવું અશક્ય હતું.

માઓને ચુંગકિંગ આવવાનું આમંત્રણ રવાના થયું.

*

યેનાનના પહાડી મેદાન પરથી વિમાન અધ્ધર ઊડવા લાગ્યું. માઓ ત્સે તુંગ જિંદગીમાં પહેલીવાર હવાઈ મુસાફરી કરતો હતો.

નીચેથી તેના સાથીઓ હજી પણ દેખાતા હતા. તેની પત્નીનો રૂમાલ ફરકતો હતો. માઓને પોતાના ખિસ્સામાં પડેલો કાંદો યાદ આવ્યો. તે હસ્યો. વિદાય આપતી પત્નીએ તેને કહ્યું હતું : 'ચક્કર આવે તો આ સૂંઘજે !'

ચક્કર ! હવે શાના ચક્કર ? નીચેથી સડસડાટ પસાર થતી પહાડીઓ ચિંગ કાન શાન પર્વતની યાદ આપતી હતી. ત્યારે બીજી ક્રાંતિની નિષ્ફળતા સતાવતી હતી છતાં ય આપણે ડર્યાં નહોતા, હાર્યા નહોતા ખતમ થયા નહોતા. આપણે ફરી ઊભા થયા, લોહીના ડાઘ લૂછી નાખ્યા, શહીદ બિરાદરોની અંતિમ ક્રિયા પૂરી કરી અને આપણે સ્વાતંત્ર્યની લડાઈ જારી રાખી હતી. આજે પણ આપણું મનોબળ અડગ છે; પરંતુ લોકયુદ્ધના વિજય પછી આપણે વિના કારણ આપસમાં લડવું નથી.

માઓએ નીચે જોયું—ઓહ ! મારું વતન કેટલું સુંદર છે. શાંત છે. આજે બબ્બે વિશ્વયુદ્ધોમાં ખુવાર થએલી માનવજાત શાશ્વત શાંતિ માટે તલસે છે. મારા દેશબાંધવોને પણ શાંતિની ઝંખના છે. ના, સાથીઓ ! એક પણ માનવજીવની વ્યર્થ હાનિ આપણને નહિ પોસાય. આપણે અહીં શાંતિ જરૂર સ્થાપીશું. ગુલામીની સ્મશાન શાંતિ નહિ પણ આઝાદ લોકશાહીની શાશ્વત શાંતિ.

પરીકથાના રમતિયાળ પંખીની માફક વિમાન પોતાની પાંખો ફેલાવી માઓને દૂર દૂર લઈ જતું હતું. માઓના મનમાં ગૂંજતા શબ્દો કાગળ પર છંદબદ્ધ થવા લાગ્યા.

*

કોમિન્ટાંગ અને કમ્યુનિસ્ટો વચ્ચે લાંબી મંત્રણાઓ ચાલી. અનેક વાર તૂટી અને ફરી શરૂ થઈ. તે દરમ્યાન અમેરિકા અને કોમિન્ટાંગ ત્રીજા આંતરવિગ્રહ માટે તડામાર તૈયારીઓ કરી રહ્યું

હતું. જનતાની છાવણીમાં કમ્યુનિસ્ટોનો નાદ ગૂંજતો હતોઃ 'શાંતિ ! લોકશાહી ! એકતા !'

અમેરિકાએ 'પ્રામાણિક સધિવિમાહક' નો સ્વાંગ ધારણ કર્યો હતો. મોસ્કો ખાતે મળેલી મહાન રાષ્ટ્રોની છેલ્લી બેઠકમાં તેણે ચીનમાં દખલગીરી ન કરવાનું વચન આપ્યું હોવા છતાં ય આજે તે ચીનનો કર્તા હર્તા હોય તેમ વરતી રહ્યો હતો. ગયે વરસે (સપ્ટેંબર ૧૯૪૪મા) ચાંગે મજબૂર બનીને 'જનતાની રાજકીય સભા' બોલાવી ત્યારે કમ્યુનિસ્ટ પાર્ટી તરફથી લિન પો-ચુએ માગણી કરી હતી કે તમામ રાજકીય પક્ષોની એક તાકીદી પરિષદ સત્વર બોલાવો અને કોમિન્ટાંગની સરમુખત્યારી રદ કરીને લોકશાહી સયુકત સરકાર સ્થાપો. ત્યારે અમેરિકાની છૂપી સંમતિ સાથે ચાંગે એ માગણીને ઠોકરે મારી હતી.

હવે ચાંગે કેટલાક કમ્યુનિસ્ટોને પોતાની (પ્રત્યાઘાતી) સરકારમાં દાખલ કરવાની તૈયારી બતાવી. તેમ કરીને તેને બે હેતુ સાધવા હતા. પ્રત્યાઘાતી સાગરમાં ત્રણ-ચાર કમ્યુનિસ્ટ ટીપાં કશું ય ખાટું, મોળું કરી શકશે નહિ; ઊલટાં દુશ્મનોની છાવણીમાં નજરકેદી જેવા બની જશે. બીજું, તેમ કરવાથી તમામ લોકશાહી પાર્ટીઓની પરિષદ બોલાવી તેમાંથી નવી ચૂંટેલી સરકાર સ્થાપવાની માગણી અભરાઈપર મૂકી દેવાશે. કમ્યુનિસ્ટો પોતાનો સ્વાર્થ સાધી લીધા પછી, બીજા સહકાર્યકરોને અડદને બેનરે બેસાડે છે એવો દાખલો પૂરો પાડીને લોકશાહી મોરચામાં ફાટફૂટ પાડી શકાશે.

કમ્યુનિસ્ટોએ આ યોજના સ્વીકારવાની ઘસીને ના પાડી ત્યારે બેશરમ ચાંગે નવી યોજના સામે ધરી. આપણી એકતામાટે મુક્તવિસ્તારમાં ફોજોની પુનરંચના કરવી જરૂરી છે. અલબત્ત એ વાત બન્ને પક્ષોની સમતિથી જ બની શકે. આપણે ત્રણ સભ્યોની એક

આયોજન સમિતિ નીમીએ. તેમાં એક તમારો, બીજો અમારો અને ત્રીજો 'ત્રાહિત ભિનપક્ષપાતી' સભ્ય રહે અમેરિકા એમા કામ કરવા રાજી છે! એ સમિતિનો ચુકાદો સહુએ માન્ય રાખવો.

ચકોર માઓને અમેરિકાની રમત પકડી પાડતા વાર લાગી નહિ. આ 'ભિનપક્ષી ત્રાહિત' અમેરિકા તો ચાંગનુ પીઠબળ છે એ વાત તે જાણતો હતો તેમને હાથે ચીની જનતાએ પાળીપોષીને ઉછેરેલી શક્તિશાળી મુક્તિસેનાનો ખુરદો કરવા તે તૈયાર નહોતો. ડોમરિયા દેવને શાંતિના આંચળામાં યુદ્ધનો સોદો પતાવવો હતો. સ્વાભિમાની ચીન આવી છેતરામણી શાંતિનો સ્વીકાર કરવા હરગિજ તૈયાર ન હતું.

માઓએ ચાંગની સામે પોતાનો ઉકેલ મૂકયો: 'લોકશાહી પરિષદમાં ચૂંટાએલી સંયુક્ત સરકાર સ્થપાય કે તરત જ અમે અમારી ફોજોનું વિસર્જન કરીને રાષ્ટ્રીય ફોજમાં શામેલ થવા તૈયાર છીએ.'

પરંતુ ચાંગ જાણતો હતો કે ચૂંટાએલી સંયુક્ત લોકશાહી સરકાર ગમે તેવી હોય તોય ચાંગની ચંડાળ ચોકડીનાં હિતોને વફાદાર રહેશે જ નહિ. તેવી સરકારની નેતાગીરી તળે રહેતી રાષ્ટ્રીય ફોજમાં જનતાના મુક્તિસેના જોડાય તેથી તેને પોતાને શો લાભ? આ ચાર કુટુંબોના હિતો દેશના બાજા ઉદ્યોગપતિઓ સાથે પણ ટકરાતા હતા. ચાંગે માઓની વાત માની નહિ. મંત્રણાઓ તૂટી પડી. અમેરિકન પ્રતિનિધિ પેટ્રીક જે. હરલેએ ધમકી આપી: 'કોમિન્ટાંગ સરકાર કાયમ રહેશે તો જ અમેરિકા ચીનને મદદ કરશે!'

અમેરિકન શાહીવાદ તેમ જ ચાંગની ધમકીઓથી માઓના સાથીઓ ડર્યા નહિ; તેમની મંત્રણાઓથી તેઓ છેતરાયા નહિ. લોકશાહી જનતાની છાવણીને શાંતિ જોઈતી હતી—ગુલામી નહિ.

સન ૧૯૪૬ના જાનાઈની શરૂઆતમાં ચાંગે, જનતાની મુક્તિ-

સેના પર હુમલો કર્યો ત્યારે ચીનના તેમ જ દુનિયાના તમામ લોકશાહી બળો તેની વિરુદ્ધ હતા. પરંતુ દુનિયાનો મોટામાં મોટો શાહીવાદ તેને તનતોડ મદદ કરી રહ્યો હોવાથી ચીનના ઈતિહાસમાં કદી નહોતું બન્યું તેટલા વિશાળ પાયા પર તે ત્રીજો આંતરવિગ્રહ શરૂ કરી શક્યો.

શરૂઆતમાં ચીની જનતાની હાલત ગંભીર હતી. ચાંગની ફોજમાં ૪૩ લાખ સૈનિકો હતા. હવાઈ દળ આદિ યુદ્ધસામગ્રી પાછળ અમેરિકાએ ૬ અબજ ડોલર વાપર્યા હતા. કોમિન્ટાંગ વિસ્તારમાં ૩૦ કરોડ માણસો વસતા હતા. ચીનના મુખ્ય ઉદ્યોગ કેન્દ્રો, વાહન-વહેવારનાં સાધનો, ખનિજ સમૃદ્ધિ વગેરે તેના જ હાથમા હતું. તેની સરખામણીમાં જનતાની મુક્તિસેના પાસે ત્રીજા ભાગના સૈનિકો હતા, યુદ્ધ સામગ્રીની કક્ષા તો એથી ય વધારે નીચી હતી, અને તેની વસ્તી ત્રીજા ભાગથી ય ઓછી હતી. પરંતુ એક વાતમાં ચાંગ તેમની જોડે કદી પણ બરાબરી કરી શકે તેમ નહોતો—મુક્તિસેનાનો સૈનિક જાગૃત દેશભક્ત હતો. તેના નૈતિક બળ સામે ટકવાનું ગજું ચાંગના ભાડૂતી સિપાહીમાં નહોતું.

ઉત્તર અને મધ્યચીનના નકશાપરથી મુક્તવિસ્તારો ભૂંસી નાખવા માટે ચાંગની પ્રચંડ ફોજ ધસી આવી ત્યારે માઓએ મક્કમ અવાજે પડકાર કર્યો: 'ન્યાય દેશભક્ત ક્રાંતિકારીઓને પક્ષે છે!'

આધુનિક ઢબના અમરિકી શસ્ત્રોથી સુસજ્જ ચાંગની ફોજો અમરિકી લશ્કરી-નિષ્ણાતોની દેખરેખ નીચે ઉત્તર તરફ ધસવા લાગી. ડોલરિયા દેવના આશીર્વાદે પહેલાં તો સારું જોર કર્યું. એક પછી એક વિસ્તારો ચાંગના કબજા હેઠળ આવવા લાગ્યા. વૉશિંગ્ટનમાં બેઠા બેઠા ગોરાઓ ગણતરી કરવા લાગ્યા: છ મહિનાથી વધુ વખત નહિ લાગે.

એ ગણતરી સાચી પડતી હોય એમ લાગ્યું. થોડા જ વખતમાં મુક્ત ચીનનું પાટનગર યેનાન કોમિન્ટાંગ સૈન્યોએ કબજે કર્યું. ચાંગે જાહેર કર્યું: 'ચીનમાં સામ્યવાદનો અંત હાથવેંતમાં છે'

પણ......

મુક્તિસેનાએ દુશ્મન ફોજ કટકે કટકે કાપવા માંડી. દુશ્મનની પલટનોને જુદી પાડી, મુક્તિસેના દરિયાઇ મોજાંની માફક તેમના પર ફરી વળતી. દરેક ધીંગાણામાં પોતાની સંખ્યા દુશ્મન કરતાં વધારે રાખવાની તે ચીવટ લેતી. વીજળી વેગે દુશ્મનોના લોચેલોચા ઉડાડી તે ફરી વિખેરાઈ જતી અને આમ જનતાના મહેરામણમાં સમાઇ જતી. જનતામાં રાજકીય પ્રચાર કરતી અને યુદ્ધકેદીઓને નવી તાલીમ આપતી. આ જૂની રીત, અપૂર્વ પાયાપર, ફરી અમલમાં મુકાઇ રહી હતી શરૂઆતમાં ચાંગે અનેક શહેરો સહિત મોટો ગ્રામવિસ્તાર સર કર્યો ખરો, પરંતુ તેની ફોજ ઘાસની માફક વઢાતી હતી—દર મહિને તેની આઠ બ્રિગેડો ખતમ થતી હતી. આવા આઠ મહિનાના યુદ્ધ પછી નબળા પડી ગએલા ચાંગને ફરજિયાત પોતાનો યુદ્ધવિસ્તાર સાંકડો બનાવવો પડ્યો. મુક્તિસેનાએ આ ફેરફારનો લાભ લઇને મર્યાદિત પ્રમાણમાં આક્રમણ આરંભી દીધું.

એક વરસમાં મુક્તિસેનાએ દુશ્મનના ૧૧ લાખ ૨૦ હજાર માણસો ખતમ કર્યાં. અને પોતાની ૧૨ લાખની ફોજને વધારીને ૨૦ લાખની બનાવી હતી. હવે યુદ્ધવ્યૂહમાં મૂળભૂત પલટો આવ્યો. ચાંગે આક્રમક નીતિ છોડી સંરક્ષણાત્મક વ્યૂહ રચવા લાગ્યો અને મુક્તિસેનાએ સંરક્ષણાત્મક વ્યૂહનીતિ ત્યજીને આક્રમણકારી નીતિ અપનાવી.

માઓએ અફર ભવિષ્ય ભાખ્યું: 'ચાંગ કાઈ શેકના ૨૦ વરસના

પ્રતિક્રાંતિકારી અમલમાં આ સીમાચિહ્ન છે. હવેથી તેની પડતીનો આરંભ થાય છે. ચીનમાં એક સદીથી વિકાસ પામી રહેલ શાહીવાદના અંતની પણ આ શરૂઆત છે!'

પીળી નદી પાર કરીને વિજયી મુક્તિસેના યાંગસી નદીને કિનારે આવી ત્યારે તેણે ઉડાડેલા ક્રાંતિના તણખાઓ દેશભરમાં ભડકો બનીને ચાંગની સરકારને દઝાડી રહ્યા હતા. લાખોની વસ્તીવાળા શહેરોને મુક્તિસેનાએ ચાંગના પંજામાંથી છોડાવ્યા હતા. ચાંગની ફોજમાંથી ભાગી આવતા અથવા તો જાણી જોઇને પોતાના હથિયારો સહિત મુક્તિસેનાને શરણે જતા કોમિન્ટાંગના સૈનિકોએ મુક્તિસેનાની સંખ્યા અનેકગણી વધારી દીધી હતી.

બીજા વરસમાં બન્ને પક્ષો વચ્ચે સંખ્યાબળનું પ્રમાણ ઊલટું બન્યું હતું. કોમિન્ટાંગ પાસે ૪૦માંથી માત્ર ૨૯ લાખ સૈનિકો જ રહ્યા હતા ત્યારે ૧૧ લાખની મુક્તિસેના વધીને ૩૦ લાખની બની હતી—કોમિન્ટાંગ કરતાં તેનું સંખ્યાબળ વધ્યું હતું.

પરાક્રમી મુક્તિસેના યાંગસી નદીને ઉત્તર કિનારે પહોંચી ત્યારે તેની દુંદુભીનો નાદ સાંભળી દક્ષિણ ચીનમાં ખળભળાટ મચી ગયો. કોમિન્ટાંગની છાવણી ધ્રૂજવા લાગી. વીર્યહીન નાનકિંગ સરકારને તેના અમેરિકન માલિકોએ ઇલાજ બતાવ્યો—થોડા વખત માટે ચાંગ કાઈ શેક તખ્તા પરથી દૂર હટી જાય અને લી ત્સુંગ જેન કમ્યુનિસ્ટો જોડે વાટાઘાટો શરૂ કરે! લોકયુદ્ધના જમાનામાં જનરલ લી ત્સુંગ જેને ચાંગની ઉપરવટ જઇને જાપાનીઓનો વિરોધ કર્યો હોવાથી મુક્તિસેનાના નેતાઓને તેનામાં વિશ્વાસ બેસશે એવી નાનકિંગ સરકારની ગણતરી હતી.

માઓ ત્સે તુંગના સાથીઓએ આ મંત્રણા આવકારી. 'પણ આ તો તેમના ઢોંગ છે!' યાંગસીના કિનારેથી માઓની મુલાકાતે

આવેલા એક સૈનિકે પોતાની હૈયાવરાળ ઠાલવી.

'દુશ્મન વખત માટે ફાંફાં મારે છે, ચેરમેન માઓ! પોતાની ભાંગેલી હરોળ સુધારીને તે ફરી આક્રમણ શરૂ કરશે.' બીજા જુવાને ટાપશી પૂરી.

'તો આપણને થાક ખાઇને તાજામાજા બનતાં ક્યાં નથી આવડતું ?' માઓએ મજાક કરી. પરંતુ તરત જ તેણે પેલા જુવાનની પીઠ થાબડી અને ગંભીર સાદે ઉમેર્યું:

'પાર્ટી એમના ઢોંગથી છેતરાઈ નથી. પણ તેને તમારા જેવા મોંઘામૂલા નવજુવાનો અત્યંત વહાલા છે. ત્રણ ત્રણ ક્રાંતિમાંથી તવાઇને નીકળેલા જુવાનોની જાન અત્યંત કિંમતી છે. આવું ખડતલ ખમીર રાષ્ટ્રના નવસર્જન કાર્યમાં વપરાવું જોઇએ. આપણે તેને રણમાં રગદોળવું નથી. જરૂર કરતાં એક પણ વધારે સપૂતનો ભોગ આપવા ચીન તૈયાર નથી.'

તેનો સાદ ગળગળો બની ગયો હતો. માઓના આગમનની ખબર મળતાં આવી પહોંચેલા સૈનિકો અનિમિષ નયને પોતાના પ્રાણપ્રિય નેતાને પૂજી રહ્યા હતા. છાવણીની સ્તબ્ધતામાં માઓને પોતાનો તીણો સાદ વિચિત્ર લાગ્યો. તેણે અચાનક વાત બદલી: 'જુઓ, દાનેશ્વરી અમેરિકાએ આપણા ક્વાર્ટર માસ્ટર જનરલને હાથે આજે તમારે માટે શું મોકલાવ્યું છે!'

'લકી સ્ટ્રાઈક' નામની અમેરિકન સિગારેટનું ખોખું મોટરમાંથી ઉપાડીને માઓએ તેમની સામે મૂક્યું.

કોમિન્ટાંગની ફોજોને હરાવીને તેની અમેરિકન સાધન-સામગ્રી મુક્તિસેના જપ્ત કરી લેતી. મુક્તિસેના પોતાના મોટાભાગની જરૂરિયાતો આવી રીતે જ પૂરી કરતી મુક્તિ-સૈનિકો મજાકમાં ચાંગ કાઇ શેકને પોતાની સેનાનો મુખ્ય ભંડારી. (ક્વાર્ટર માસ્ટર જનરલ) કહી બોલાવતા.

તેમની હસાહસ વચ્ચે સિગરેટો વહેંચાવા લાગી, ત્યારે માઓ-એ ખિસ્સામાંથી અમેરિકન 'લાઇટર' કાઢીને સિગારેટ સળગાવી બોલ્યો, 'આપણે ઝડપથી અપટુડેટ બનવા લાગ્યા છીએ!'

સૈનિકોને 'લાઇટર' ભેટ આપીને માઓ ચાલ્યો ગયો.

થોડા દિવસ પછી નાનકિંગથી આવેલા પ્રતિનિધિઓ જોડે મંત્રણાઓ કરીને તેણે સુલેહનો ખરડો તૈયાર કર્યો, તે બન્ને પક્ષોને મંજૂર હતો. આ ખરડો લઇને નાનકિંગના પ્રતિનિધિઓ પાછા ગયા. ચાંગ પોતાના આરામસ્થાનેથી પાછો ફર્યો. નાનકિંગ સરકારે એ ખરડાને નામંજૂર કર્યો.

અમેરિકન શાહીવાદની નકલી 'શાંતિ યોજના' પોતાની મેળે જ ઉઘાડી પડી ગઈ. સમસ્ત ચીનમાં કમ્યુનિસ્ટોની પ્રામાણિકતા અને દેશદાઝ માટે આદરભાવ ઉભરાવા લાગ્યો.

*

તા. ૧૭મી એપ્રિલ ૧૯૪૯ને દિવસે ચેરમેન માઓ ત્સે તુંગે મુક્તિસેનાને આદેશ આપ્યો: 'સમસ્ત ચીનને મુક્ત કરો!'

૩૫૦ માઇલ લાંબા યાંગસી કિનારા પર ઉતરાણની તૈયારીઓ થવા લાગી. કેટલીક જગાએ નદીનો પટ બે માઇલ પહોળો હતો અને આગબોટો પસાર થઇ શકે એટલો ઊંડો હતો. મુક્તિસેના પાસે નદીપાર કરવાનાં સાધનો તદ્દન નામનાં જ હતા—લાકડાની હોડીઓ, તરાપા અને જૂનવાણી મછવા! પરંતુ મહાપ્રયાણ દરમ્યાન આ મહાનદને ઓળંગવાનો અનુભવ એમાંથી એકે પક્ષ ભૂલ્યો નહોતો. દુશ્મને ઠેકઠેકાણે સશસ્ત્ર નાકાબંધી કરી રાખી હતી. પહેલાં કરતાં અનેકગણાં માણસો અને શસ્ત્રો તેણે અહીં રોકયા હતાં.

પણ મુક્તિસેનાના નેતાઓએ સમયનું કિંમતી રહસ્ય પૂરેપૂરું

પચાવીને જ આ અપ્રતિમ વ્યૂહ રચ્યો હતો. તા. ર૦મીનો સૂરજ ક્ષિતિજમાં ડૂબી ગયો અને ઉતરાણની માનવલહેરો યાંગસીની છાતી પર સળવળિયાં લેવા લાગી. તિગેંગથી તેની શરૂઆત થઈ. આકાશમાં પહેરો ભરતા દુશ્મનના ફોજી વિમાનોને કશુંક નવતર લાગ્યું અને એકાદ બોમ્બગોળા છોડીને ચાલ્યા ગયા. તેમને સ્વપ્ને ય ખ્યાલ ન આવ્યો કે માત્ર અહીં જ નહિ પરંતુ ૩૫૦ માઈલના તખ્તા પર આવું જ નવતર ચિત્ર દોરાઇ રહ્યું છે.

એક દિવસમાં માઓની બત્રીસ લક્ષણી સેના યાંગસી નદી ઓળંગીને દક્ષિણ કિનારે આવી પહોંચી હતી. હેરત પામેલી દુનિયા તેની વિજયયાત્રાની ગતિ સાથે દોડી શકતી નહોતી. એક શહેર જીત્યાનો અહેવાલ વાંચવો પૂરો કરે એ દરમ્યાન આ અદ્‌ભુત નરવીરો સેંકડો માઇલોનો વિસ્તાર મુક્ત કરી રહ્યા હતા! કારણ, એ વિસ્તારની પ્રજા પોતાની મેળે જ ત્યાંના અત્યાચારીઓને ખતમ કરી, પોતાની વહાલી સેના માટે હાથમાં વિજયમાળ લઇને ગર્વભેર તેમની વાટ જોતી પાદરે ઊભી રહેતી. અનેક જમીનદારો નાસી છૂટ્યા હતા. અનેક કોમિન્ટાંગના જનરલો પોતપોતાની ફોજ સાથે જનતાની દુલારી ફોજમાં આવી મળતા હતા.

ત્રણ દિવસમાં નાનકિંગ મુક્ત થયું (તા. ૨૩ મી.)—પછી એનવાઇ પ્રાંતના પાટનગર આનકિંગ પર મુક્તિસેનાનો ધ્વજ ફરકયો. પછી વુસિહ–વુહ– કિઆનગીન આદ મહિનામાં સમસ્ત દક્ષિણ ચીન ચાંગની પાશવી પકડમાંથી છૂટી નિરાંત અનુભવતું હતું. હુનાન, સુઇયાન, સિકીઆંગ,-સિકેંગ, યુનાન આદિ વિસ્તારોમાં એક ગોળી પણ છોડવાની જરૂર પડી નહોતી. સરેરાશ મુકિતસેનાના સૈનિકો દિવસમાં ત્રણ શહેરોને આઝાદી બક્ષતા હતા. વગડે દવ લાગે ત્યારે સરી જતા સાપની માફક ચાંગ કાઇ શેક ફોર્મોસાના ટાપુમાં જઇ

ભરાયે। અમેરિકાના સશસ્ત્ર દળોએ પોતાના ભાગેના રમકડાના ટુકડાઓ વી ણી વીણીને આ ટાપુમા સુરક્ષિત બનાવ્યા એમના પર ચોકી-પહેરો ભરવા ટ્રુમાને નવમુ નૌકાદળ ફોર્મોસા મોકલી આપ્યુ

*

તા ૨૮મી એપ્રિલ ૧૯૪૯ શાંઘાઈનુ વિમાન સ્ટેશન લુનધુઆ બહાર ગામ જનારાનો આજે અસાધારણ ધસારો હતો રસ્તામા ભેગીકેડો ગોઠવાઈ ગઈ હતી સ્ટેશનની આસપાસ સૈનિકોનો ઘેરો હતો મુક્તિસેના શાંઘાઇના પરા સુધી પહોચી ગઇ હતી શ્રીમત ચીનીઓ ગામ છોડીને જતા હતા એમાના ઘણા ગયે વરસે ઉત્તર ચીનથી ચુગકિંગ ગયા હતા ત્યાથી ભાગીને નાનકિંગ, પછી કેંટન અને ત્યાથી શાંઘાઇ આવ્યા હતા હવે તેઓ ચીન છોડીને પરદેશ જવા તલપાપડ બન્યા હતા એક બેચેન જુવાનને માથે ત્રણ ટોપીઓ હતી તેની પાછળ લાબો રેશમી ઝભ્ભો પહેરેલા જમીનદારની દશ આગળીઓ પર વીસ વીંટીઓ ચમકતી હતી એક પરદેશી બે શિકારી કૂતરા સાથે આવ્યો હતો માલિક અને કૂતરા બને શાંઘાઈ છોડી જતા હતા કેમકે ચીની જનતાની મુક્તિસેના શાંઘાઇમાં પ્રવેશ કરતી હતી !

શાંઘાઇ છોડી ભાગેલા મિલમાલિકોએ કોમિન્ટાગના હુકમ અનુસાર જતા પહેલા મશીનો તોડવાનો પ્રયત્ન કર્યો હતો પરતુ મિલના મજૂરોએ જાન જાતની કરામતો કરીને મશીનોને સલામત રાખ્યા હતા—કારણ, હવે મિલ જનતાની હતી બે દિવસ સુધી શાંઘાઈ બે પક્ષો વચ્ચે વહેચાઈ ગયુ હતુ પરતુ અખિલ ચીન મજૂરમડળને આપેલુ વચન શાંઘાઈના મજૂરોએ પાળ્યુ હતુ. તેમણે શહેરનો વાહન વહેવાર, તાર ટપાલ, ટેલીફોન વગેરે એકધારુ ચાલુ રાખ્યુ હતુ

કોમિન્ટાંગના અમલદારો એકમાથી સોનું-ચાંદી, જરઝવેરાત સાથે લઈને રફુચક્કર થઈ ગયા હતા. તેનાં વહાણો ફોર્મોસા ચાલ્યાં ગયાં હતાં અથવા તો દરિયાને તળિયે જઇ બેઠા હતા, પણ ગોદી કામદારોએ તેમને બંદર ભાંગવા દીધું નહોતું. દાણાપાણીના પુરવઠાને દરિયા ભેગો થવા દીધો નહોતો.

ત્રીજે દિવસે મુક્તિસેના દાખલ થઇ. ગામના બંધા વેપારીઓ વિજેતાને વહાલા બનવા મીઠાઇ શરબત લઇને સામા આવ્યા; પરંતુ મુક્તિ સૈનિકે તેમની સામે જોયું નહિ. મીઠાઇને હાથ અડાડયો નહિ. આ કૌતુકની વાત વાયરે ફેલાવી દીધી.

બીજે દિવસે સવારે શાંઘાઇવાસીઓએ મુક્તિસેનાનું એલાન સાંભળ્યું: તમામ નાગરિકોના જાન તથા માલની રક્ષા કરવામાં આવશે. ખાનગી મિલો અને વેપારી પેઢીઓ, જાહેર જનતાને ઉપયોગી ચીજો, નિશાળો તથા શિક્ષકો, મંદિરો અને તેના પૂજારીઓનું રક્ષણ કરવામાં આવશે. દેશદ્રોહીને સંઘરનાર તેમ જ ચીનનો કાનૂન તોડનારને બાદ કરતાં બાકીના તમામ પરદેશીઓની રક્ષા કરવામાં આવશે.

ચાંગ, સુંગ, કુંગ તથા ચેનની ચંડાળ ચોકડીની મિલકત તેમ જ નકલી કોમિન્ટાંગ સરકારની મિલકત જપ્ત કરવામાં આવશે. હથિયારો અને દારૂગોળો સંઘરવાની મના છે. જનતા પાસેથી કોઇ પણ ચીજ મફત લેવાની મુક્તિસૈનિકોને મના છે.

આ આસમાની સુલતાની એટલી ઝડપથી થઇ રહી હતી કે શાંઘાઇના વતનીઓ પહેલાં તો ડઘાઈ જ ગયા હતા. ધીમે ધીમે તેમને નિરાંત વળવા લાગી—આ સ્વપ્નું હોય તો પણ ઘણું જ સુખદાયી છે. વેપારીઓએ દુકાનો ખોલી. બાળકો ભાગેલી મોટરોમાં ચડી રમવા લાગ્યા. શેરીઓમાથી બેરીકેડો ટપોટપ ઉપડવા લાગી.

ત્યાં મુક્તિસેનાના આપણી લોકભવાઈ જેવા યેંગ-કો નૃત્ય-સર-ઘસો નવી લોકશાહીનો પરિચય આપતાં હતાં. તેનો એક પ્રવેશ મજૂર-માલિકના સંબંધો બતાવતો હતો:—'ઢોલ નગારાં ત્રાસાં બંધ થયાં. મિલનો નોકર બુઢ્ઢો ચેંગ શ્રમજીવીઓની મુક્તિસેનાને જોઇ બોલી ઊઠયો, 'હવે અમે ગુલામ નથી રહ્યા. અમારી ફોજ આવી છે. મેનેજર તાઓની ગુલામી હું નહિ કરું !'

નવી સરકારનો પ્રતિનિધિ મેનેજર તાઓને મળવા આવ્યો ત્યારે તેના ગભરાટનો પાર નહોતો. પ્રતિનિધિએ મિલની હાલત વિશે પૂછ્યું. મેનેજર બુઢ્ઢા ચેંગ વિષે ફરિયાદ કરતાં અચકાતો હતો; પણ વાસ્તવિક પરિસ્થિતિ બનાવ્યા વિના છૂટકો નહોતો. પ્રતિનિધિ કશો જવાબ આપે તે પહેલાં બુઢ્ઢો ચેંગ આગળ આવ્યો અને બોલ્યો:

'બિરાદર પ્રતિનિધિ! હવે કામદારો આઝાદ બન્યા છે. હું દરખાસ્ત કરું છું કે આજથી મેનેજર તાઓ પોતાની કચેરીમાં પોતાને હાથે જ સંજવારી કાઢે.'

થોડીવાર વિચાર કરીને પ્રતિનિધિએ ખૂણામાં પડેલું ઝાડુ હાથમાં લીધું અને તે મેનેજરને આપી કહ્યું, 'ભલે એમ થાય. મેનેજર તાઓ સંજવારી કાઢશે.'

બુઢ્ઢા ચેંગના આનંદનો પાર રહ્યો નહિ. એટલામાં પ્રતિનિધિએ તેના તરફ જોઈને કહ્યું, 'બિરાદર ચેંગ ! મેનેજરને સંજવારી કાઢતાં તમે નજરે જોયો. હવે હું દરખાસ્ત કરું છું કે તમે મેનેજરની ખુરસી પર બેસો.'

બુઢ્ઢા ચેંગને નવાઇ તો લાગી પણ શરમાતો શરમાતો તે મેનેજરની આમડાની ખુરસી પર બેઠો. સામે ટેબલ પર અનેક કાગળિયાં તથા ફાઈલો પડી હતી. પ્રતિનિધિએ તેને કહ્યું, 'બિરાદર ચેંગ, આજ સુધીનો કંપનીનો હિસાબ ચોખ્ખો કરી આપો. અને મિલના

આવક ખરચનો વિગતવાર અહેવાલ મને આપો. જનતાની સરકારે મને કંપનીનું કામ શું છે અને કેટલું છે તેની માહિતી મેળવવાનો હુકમ આપ્યો છે.' બુઢ્ઢો ચેંગ ગળચવા ગળવા માંડ્યો પણ પ્રતિનિધિ આગળ બોલી ગયો, 'અલબત્ત, અહેવાલમાં કશી ખોડ ખાપણ રહે તો આપણે દરગુજર ન જ કરી શકીએ. દરેક ભૂલ કે ખામી માટે અમે તમને પોતાને જવાબદાર ગણીશું.'

'પણ', બુઢ્ઢો ચેંગ બોલી ઊઠ્યો, 'ઐયા'...હું તો ઝાડુ કાઢનાર છું. બિરાદર પ્રતિનિધિ, મને રસોઇ કરતા ય આવડે છે...પણ આ આંકડાની ભૂલભુલામણી...બિરાદર મને હેરાન કરો મા!'

'તો તમે મેનેજરનું કામ શીખી લો ત્યાં સુધી ઝાડુ કાઢવાનું કામ કરો અને મેનેજર તાઓ આંકડા સંભાળશે; કબૂલ!' પ્રતિનિધિએ હસીને કહ્યું. મેનેજર અને નોકર બન્નેએ રાજીખુશીથી એ વાત માની.

નૃત્ય-સરઘસ આગળ ચાલવા માંડ્યું પણ આસપાસના પ્રેક્ષકોમાં અનેક મજૂરો હતા. તેઓ પોતાના અનુભવોને આ પ્રવેશ જોડે સરખાવતા હતા.

*

ચાંગ કાઇ-શેકના અમલમાં ફુગાવાએ માઝા મૂકી હતી. એક ખૂટની જોડનો ભાવ ૫૦૦ થી ૧૦૦૦ ડોલર જેટલો વધી ગયો હતો. કોમિન્ટાંગનાં નાણાંની કિંમત કોડીની હતી, માઓનાં નાણાશાસ્ત્રીઓએ દુંડિયામણ બદલાવ્યું કોમિન્ટાંગના એક લાખ ડોલરના બદલામાં એક નવો ડોલર આપવાનું પ્રમાણ બાંધવામાં આવ્યું હતું. નવા ડોલર માટે પડાપડી જામી—સાથે ગામના ફેરિયાઓએ તેનાં કાળાબજાર માંડ્યાં. છાપાંઓએ પોકાર કર્યો. પરંતુ કોમિન્ટાંગની માફક ફેરિયાઓને પકડવા મુક્તિસેનાના પોલીસો આવ્યા નહિ.

તેના પ્રચારકો ગલીએ ગલીએ ફરી વળ્યા. કાળાબજારનો વિરોધ કરતાં ભાષણો આપ્યાં, ગીતો ગાયાં, નાટકો ભજવ્યા. નવી સરકારે ખરેખર જનતાને મનાવીને તેનો હૃદયપલટો કરીને શાંઘાઇને કાળાબજારથી મુક્ત કર્યું.

પણ માન્યામાં ન આવે એવી વાત તો શાંઘાઇવાસીઓએ મોટી મોટી કચેરીઓમાં જોઇ. પહેલાંના લાટ સાહેબોની ખુરસી પર દાવકા પુરુષો બેઠા હતા. બોબ્ડવાળવાળી છોકરીઓ હાથમા કલમ લઇને લખતી હતી. પણ આવા ભલા માણસો અમલદાર હોઇ જ કેમ શકે? જમાનાના ખાધેલા શાંઘાઇવાસીઓ આપસમાં વાતો કરવા માંડ્યા—નજરાણું કે કમીશન ન લેનાર અમલદારની પાસેથી શી રીતે કામ કઢાવવું? પોતાના હોદ્દાનો લાભ ન લે એ માણસ બેઠ મામો જ હશે ને? પોતાની લાગવગ વાપરી સગાંવહાલાંઓને નોકરી ન અપાવે તેને બેવકૂફ જ ગણવો જોઇએ ને? અને ખરું પૂછો તો આ નવા નિશાળિયાઓને કોરટ કચેરી ચલાવતાં ક્યાંથી આવડે? બંદૂક લઇને લડવા જવું અને માચડે ચડીને ભાષણ કરવું એ વાત જુદી, અને આ વાત જુદી. ગઇકાલના ગમાર ગામડિયાને વહીવટ ચલાવતાં ન જ આવડે પણ આ છોકરીઓ અહીં ક્યાંથી ભરાણી?

પરંતુ થોડા જ વખતમાં શાંઘાઇને કબૂલ કરવું પડ્યું કે આ નવી જ માટીના માનવી છે. છેલ્લા દોઢ વરસથી માઓએ અગમચેતી વાપરીને રાજ-કારભાર અને ઉદ્યોગ-વહેવાર ચલાવી શકે તેવા કાર્યકર્તાઓ ને નવી તાલીમ આપવા માંડી હતી, નવી જાતના કારભારીઓની મોટી ફોજ તૈયાર થઇ રહી હતી. વિજયી મુક્તિસેનાની પાછળ નવા વહીવટકારોની ટુકડી શહેરમાં દાખલ થતી.

માઓની નેતાગીરી તળે માત્ર રાજસત્તા અને અર્થતંત્ર જ

નહોતાં બદલાયા પણ તેને બદલાવનારા પોતે પણ બદલાઇ ગયા હતા તેમનો સ્વભાવ બદલાતો હતો. ચીનને ખૂણે ખૂણે મુક્તિસેના દાખલ થઇ. તેનાં શહેરોએ અને ગામડાઓએ માઓના 'નવા માનવી'ના દર્શન કર્યા. આવા અદ્‌ભુત નવા માણસોનો ઘડવૈયો માઓ પોતે કેવો હશે? સહુની આંખ માઓ ત્સે તુંગ પર ઠરી.

*

# ૧૨

# ચો ફાટે છે—કળી ખીલે છે

**પ્રા**ચીન ચીની સંસ્કૃતિના હાર્દસમા એ સભાખંડમાં એક અપૂર્વ બનાવ બની રહ્યો હતો. તેના લાલ થાંભલાઓ વચ્ચે ચીની જનતાના ૬૦૦ પ્રતિનિધિઓ નવા લોકશાહી રાજ્યનું નિર્માણ કરવા એગા થયા હતા. એ ઐતિહાસિક દિવસ હતો—તા. ૧લી ઓક્ટોબર ૧૯૪૯.

ચેરમેન માઓ ત્સે તુંગનો અવાજ 'વક્તાને છાજે તેવો' ઘનગંભીર નથી. એની ભાષણ કરવાની રીત છટાદાર નથી એ બોલે છે ત્યારે કોઇ કિસાન ગામને ચોરે વાતો કરતો હોય એમ લાગે છે. તેને નાટકીવેડા આવડતા નથી. તેનો શબ્દેશબ્દ તોળાઇ તોળાઇને બોલાય છે. દરેક વાતને એ શાસ્ત્રશુદ્ધ બનાવવાનો પ્રયાસ કરતો હોય તેમ લાગે છે. છતાં ય શ્રોતાજનો મંત્રમુગ્ધ બનીને તેને સાંભળે છે કારણ કે સહુના મનમાં ઘોળાતી વાત એ વધારે સ્પષ્ટ અને સચોટ રીતે રજૂ કરી શકે છે. માઓ કવિ છે. સ્વપ્નદ્રષ્ટા છે. આજે તેનું

સ્વપ્ન ફળીભૂત થઇ રહ્યું છે. તેની શાસ્ત્રશુદ્ધ વાણી શ્રોતાઓને સ્વપ્નસૃષ્ટિમાં વિહાર કરાવે છે અને કહે છેઃ

'બિરાદરો આટલેથી' સંતોષ માની બેસી ન રહેના. આપણી મંજિલ હજી દૂર છે--૧૦૦૦૦ લી દૂર ! ત્યાં પહોંચવા માટે ભગીરથ પ્રયાસો કરવા પડશે. આપણી સિદ્ધિઓ એ કાર્યને સફળ બનાવવા માટે આત્મવિશ્વાસ આપે છે.'

આ સભાની તૈયારીઓ તેણે છેક ૧૫મી જૂનથી કરવા માંડી હતી. તે દિવસે આ પરિષદની ભૂમિકા તૈયાર કરવા માટે આયોજન-સમિતિ અસ્તિત્વમાં આવી હતી. તેણે ચૂંટેલી સંચાલન સમિતિના ૬ સભ્યો હતા–માઓ ત્સે તુંગ (પ્રમુખ), ચાઉ એન લાઈ (ઉપપ્રમુખ), માર્શલ લી ચી સેન (કોમિન્ટાંગની ક્રાંતિકારી સમિતિના પ્રમુખ), શેન ચુન જુ (લોકશાહી સંઘના જવાબદાર નેતા અને ચીનના પ્રખ્યાત ધારાશાસ્ત્રી), કો મો જો (બિન પક્ષદાર વિખ્યાત લેખક) અને ચેન શુ તેંગ (પ્રકાશક અને શાંઘાઇ કમર્શિઅલ પ્રેસના ડાયરેક્ટર.)

આ પરિષદના પ્રતિનિધિઓ કેટલા અને કેવા હોવા જોઇએ તે સંચાલન સમિતિએ જ નક્કી કર્યું હતુ. ચીનના જુદા જુદા રાજદ્વારી પક્ષો, આમ સંગઠનો, જુદા જુદા વિસ્તારો અને મુક્તિફોજના પ્રતિનિધિઓનું પ્રમાણ ધોરણ 'નવી લોકશાહી ના ખ ધારણની ઝાંખી કરાવે છે.

આ પરિષદમાં ચીનની મશહૂર સુશિક્ષિત વ્યક્તિઓ જોડે એવા લોકો ય બેઠા હતા કે જેમને વાંચનાં લખતા આવડતું નહોતું; પરંતુ ક્રાંતિ શું છે એ વાત ઓછા શબ્દોમા અસરકારક રીતે સમજાવી શકતા હતા. રાજીખુશીથી પેકિંગને મુક્તિસેનાને હવાલે કરનાર નગરપતિ ફુ ત્સો યી પણ ત્યાં હતો. સહુ ગંભીરતાપૂર્વક પરિષદમા રસ લઇ રહ્યા હતા. તેમની જવાબદારી મોટી હતી. સમસ્ત ચીનને

પસંદ પડે એવી નવી લોકશાહી સરકાર તેણે સ્થાપવાની હતી, ભવિષ્ય માટે સંયુક્ત કાર્યક્રમ ઘડવાનો હતો. ચાઉ એન લાઇએ પોતાના ચાર કલાકના ભાષણમાં, સંચાલન સમિતિએ તૈયાર કરેલ કાર્યક્રમના ખરડાની વિવિધ કલમો સમજાવી હતી. ત્યાર બાદ પ્રતિનિધિઓ પોતપોતાના જૂથમાં છૂટા પડી ગયા—પત્રકારો પત્રકારોના ગ્રુપમાં ગયા, લોકશાહી સંઘના પ્રતિનિધિઓનું જુદુ ગ્રુપ હતું વગેરે—ત્યાં સંચાલન સમિતિના ખરડા પર મુક્ત ચર્ચાઓ થઇ. શાંઘાઈની સ્ત્રી પ્રતિનિધિએ ખરડાના સહકારી પ્રવૃત્તિ વિષેના ભાગને નબળો ગણ્યો. સહકારી ઉત્પાદનમંડળીઓ માટે ગજની મદદ માગી. એ અભિપ્રાયની નોંધ લેવાઇ.

સંચાલન સમિતિએ તમામ સલાહ સૂચનો ધ્યાનમાં લઇને બીજો ખરડો તૈયાર કર્યો અને પરિષદને વાંચી સંભળાવ્યો. ફરી પ્રતિનિધિઓ જૂથવાર વહેંચાઇ ગયા—આ વખતે મિશ્ર જૂથોમાં ચર્ચા થઇ અને સંચાલન સમિતિએ ત્રીજો ખરડો તૈયાર કર્યો. આવી રીતે સાત વાર ખરડાઓ તૈયાર કર્યા પછી આખરી સયુક્ત કાર્યક્રમ પરિષદે પસાર કર્યો સંયુક્ત મોરચાની કાર્યપદ્ધતિનું આ ઉત્તમ દષ્ટાંત છે.

એક પ્રતિનિધિએ કહ્યું, 'આ કાર્યક્રમ અમારે ત્રણ વરસમાં પૂરો કરવાનો છે, એ વટાવી શકાય તેવી હુંડી છે. અમે ત્રણ વરસમાં નિરક્ષરતા તદ્દન નાબૂદ કરીશું એમ કહેતા નથી; પરંતુ તેમ કરવાના તમામ પ્રયાસો કરવાનું વચન આપીએ છીએ. અમે સમાજવાદ સ્થાપવાની વાતો કરતા નથી. કારણ, તેની પહેલાં નવી લોકશાહી પદ્ધતિ આણવી જરૂરી છે. અમે તેમાં દ્વંદ્વાત્મક ભૌતિકવાદને મુખ્ય સિદ્ધાંત તરીકે દાખલ કર્યો નથી કારણ, અમારા સંયુક્ત મોરચાના ખ્રિસ્તી લોકો તેનો વિરોધ કરે છે. મન આ' દરેક પ્રતિ'

નિધિ સમજતો હતો કે પોતે શાને મત આપે છે અને દરેક મુટ્ઠી લાભનારી શા માટે છે'

વ્યાસપીઠ પર માઓના જમણા હાથે બેઠેલા માદામ સુન યાત સેનની આંખોમાં હર્ષનાં આંસુ ઊભરાતાં હતાં તેમના મૃત પતિ ચીનના રાષ્ટ્રપિતા–ડૉ. સુન યાત સેનનું વારસખત આજે અમલમાં મુકાતું હતું. નૂતન ચીને શાહીવાદને હદપાર કર્યો હતો, બાપુશાહી સામે લડવા બાથ ચડાવી હતી, જનતાને રોટી રોજી આપવાના પ્રમાણિક પ્રયાસો ધગશપૂર્વક થઈ રહ્યા હતા સંયુક્ત મોરચો ગ્યા પીને રાષ્ટ્રનું એકીકરણ કર્યું હતું. માદામ સુન યાત સેને કહ્યું, 'નૂતન ચીનનું હૈયું આજે ધબકી રહ્યું છે ચીની કમ્યુનિસ્ટ પાર્ટીના સાચા નેતૃત્વને પ્રતાપે આપણે આ ઐતિહાસિક દિન જોઈ શક્યા છીએ હવે બેશક છે કે ડૉ. સુનના ત્રણ મહાન સિદ્ધાંતોનો સફળ અમલ થશે'

પરિષદ પૂરી થઈ પ્રતિનિધિઓ વિખરાતા હતા. એક વૃદ્ધ કિસાન કહેતો હતો 'દુનિયા આપણને આજ સુધી સરી જતી રેતી ગણતી હતી હવે આપણે નક્કર ખડક બન્યા છીએ'

*

ચીન વિજયોત્સવ માણતું હતું જનતાના સરઘસ તેમાં શામેલ હતી માઓની છાતી ગજ ગજ ઊછળતી હતી

નાકે નાકે દીપાવલીઓ ઝગમગતી હતી નદીકિનારે દારૂખાનું ફૂટતું હતું આભમાં રંગબેરંગી રોશનીનાં ફુવારા વેરાતા હતા શેરીઓમાં વિજયધ્વનિના આગાખાનવૃદ્ધ ટોળે મળ્યા હતા એ માનવ મહેરામણની ઉપર ધજા પતાકાઓ ફરફરતી હતી એક લાંબા વાંસડા પર વિરાટ મશીનનું મોડેલ ડોલ્યા કરતું હતું, તો બીજા વાંસ પર પૂઠાના વિમાનો અને કાપડમિલો તેની સરસાઈ કરવા મથતી હતી પરંતુ તેથીએ ઉપર તરી આવતું હતું કે ફૂર ઊંચુ શાંતિનું

પારેવડું ' ઢોલ, નગારા, ત્રાસા, શરણાઇઓ, ઠમકતા ઘૂઘરા અને રણકતા મંજીરાનો નાદ ભેદીને એક બુલંદ અવાજ ઊઠતો હતો—'વિશ્વશાંતિની રક્ષા કરો!'

નાચના ગાતા વરણાગીઓ વારંવાર સૂત્રો પોકારતા હતા—'જનતાની સરકાર ઘણું જીવો' માઓ ત્સે તુંગ દીર્ઘાયુ હો!'

*

હજી એક અગત્યનું કાર્ય બાકી રહી જતું હતું મરતી વખતે સુનયાત સેને ઉચ્ચારેલ વેણ નૂતન ચીન ભૂલ્યું નહોતું. રાષ્ટ્રપિતાની અંતિમ ઇચ્છા પૂરી કરવા માઓ મોસ્કો તરફ રવાના થયો

ડૉ. સુને સોવિયેત સંઘ જોડે કરેલા મૈત્રી કરારો ચાંગે તોડી નાખ્યા હતા, પરંતુ 'સિઆન પ્રકરણ' બાદ જાપાન-વિરોધી યુદ્ધ દરમ્યાન તેણે ફરી રશિયાની મદદ માગી ત્યારે સંકટગ્રસ્ત પાડોશીને પાછલી વાતો યાદ કરાવ્યા વિના સોવિયેત સંઘે નિખાલસ ભાવે મૈત્રીનો હાથ લાંબો કર્યો હતો

તા. ૧ ઓકટોબરને દિવસે સમસ્ત ચીને એક અવાજે જાહેર કર્યું કે હવે તેને ચાંગ પરથી શ્રદ્ધા ઊઠી ગઇ છે અને નવું લોકશાહી પ્રજાસત્તાક તેમની આશા ઉમંગોનું પ્રતીક છે ત્યારે સહેજ પણ અચકાયા વિના સોવિયેત સંઘે તેમના નવા પ્રજાસત્તાકને માન્ય રાખ્યું હતું.

ચીની પ્રજાની આરજી હકૂમત સ્થપાઇ ત્યારથી સોવિયેત સંઘે તેની જોડે લેવડદેવડના સંબંધો શરૂ કરી દીધા હતા ૨૦૦ સોવિયેત નિષ્ણાતો ચીની નવજુવાનોને વિવિધ ક્ષેત્રોમાં તાલીમ આપતા હતા આગે ધપતી મુક્તિસેનાની પાછળ પાછળ રેલવેના પાટાઓ નાખવામાં તેમણે ચીની રેલવે કામદારોને જે મદદ કરી હતી તે પણ બેનમૂન છે

અને હવે, જનતાના લોકશાહી પ્રજાસત્તાકની સદર પાયા પર સ્થાપના થઈ ચૂકયા પછી, બન્ને પાડોશીઓ વચ્ચેના મૈત્રીગાંધનો વધારે મજબૂત બનાવવાનો સમય પાકી ગયો હતો. તે કાર્ય પાર પાડવા માટે માઓ મોસ્કો આવ્યો હતો તેની વરસોજૂની અભિલાષા આજે પૂરી થતી હતી. જયેષ્ઠ બિરાદર, સલાહકાર સ્તાલિનને તે પહેલીવાર રૂબરૂ મળતો હતો. સ્તાલિનની ૬૦મી વરસગાંઠ યેનાનમાં ઉજવી ત્યારે તેણે પોતાના ચિંતાગ્રસ્ત દેશબાંધવોને કહ્યું હતું કે સહુ સારાંવાનાં થઈ રહેશે જ્યાં સુધી ડાહ્યો સ્તાલિન દુનિયામાં જીવે છે ત્યાં સુધી માનવજાત સલામત છે.

અને હવે માઓ ડાહ્યા સ્તાલિનની મુલાકાતે મોસ્કો જઈ પહોંચ્યો હતો. તેના ઉમંગનો પાર નહોતો. સોવિયેત ભૂમિની ભવ્ય સિદ્ધિઓમાં તે ચીનનું ભવિષ્ય જોતો હતો. મોસ્કોના આલેશાન જનમહેલો, ક્રીડાઉદ્યાનો, બાલમંદિરો અને જંગી કારખાનાઓમા તે કલાકોના કલાકો વિતાવતો હતો

સડસડાટ દિવસો પસાર થતા હતા પણ માઓનું કવિહૃદય મસ્ત હતું. ત્યારે દુનિયાભરના મૂડીદારોના અખબારો બૂમાબૂમ મચાવી રહ્યા હતા કે સ્તાલિન માઓની પાસે પરાણે પરાણે 'રશિયાનો શાહીવાદ' સ્વીકારાવે છે, માઓ તેનો વિરોધ કરે છે...બન્ને વચ્ચે ખટરાગ જામ્યો છે...વગેરે. પરંતુ તા. ૧૪મી ફેબ્રુઆરી ૧૯૫૦ને દિન શાહીવાદીઓના દાંત ખાટા થઈ ગયા. તેમના શેખચલ્લીના મિનારાઓ કડડભૂસ કરતા તૂટી પડયા. કારણ તે દિવસે નિઃસ્વાર્થ લોકમૈત્રીના નમૂનારૂપ ઐતિહાસિક કરારો પર ચાઉ એન લાઈ અને વિશિન્સ્કી પોતપોતાની સરકારો વતી સહીઓ કરતા હતા. માઓ ત્સે તુંગ અને સ્તાલિન તેમની પાછળ ઊભા ઊભા મરક મરક હસતા હતા.

આ કરારોની રૂએ બન્ને દેશો વચ્ચે સંપૂર્ણ સમાનતા સ્થપાઈ હતી. ઝારશાહીના જમાનામાં ચીન પાસેથી પડાવી લીધેલ પોર્ટ આર્થર અને દાઇરેનનાં બંદરો તેમ જ ચેન ચુન રેલવે સોવિયેત સંઘે, કશો પણ બદલો લીધા વિના, ચીનના હાથમાં સોંપી દીધી હતી ! આ પગલાંની ઉદારતા જોવી હોય તો અંગ્રેજોએ આપણી સાથે કરેલા કરારો માટે ધમપછાડા મારતું બ્રિટન અને 'આઝાદ' ફિલિપાઇન્સને દબડાવતું અમેરિકા યાદ કરો. બન્ને વચ્ચેનો ફરક ઊડીને આંખે આવશે.

વિશ્વયુદ્ધ દરમ્યાન ઈંગ્લાંડે આપણી પાસેથી ઉધાર માલ લીધો, આપણું પુરાંત ભંડોળ લંડનમાં જમા થયું. લડાઈ પછી તેણે દાદાગીરી કરીને આપણી પાસેથી લીધેલું કરજ ઘટાડી નાખ્યું એટલું જ નહિ પણ બાકીના પૈસા પણ તેની મરજીમાં આવે તેમ અને ત્યારે છૂટાં કરે છે. તે પૈસા વડે આપણા ઉદ્યોગીકરણ માટે જરૂરી એવા મશીનો ખરીદવા—ખુદ ઈંગ્લાંડ અને અમેરિકા પાસેથી ખરીદવાની પણ આપણને છૂટ નથી. આપણે પગભર થઈએ એ વાત શાહીવાદીઓ સાંખી શકતા નથી. આપણી 'આઝાદી'ના ચોથા વરસમાં પણ આપણે તેમની પાસેથી મોટરના છૂટા છૂટા ભાગો જ આયાત કરીએ છીએ ! આપણને છૂટ મળી છે માત્ર આ ભાગોને જોડી તેના પર 'મેઇડ ઇન ઈંડિયા'ની છાપ મારવાની !

સોવિયેત યુનિયન નવા મૈત્રી-કરારો દ્વારા ચીનને ૩૦ કરોડ ડૉલર લાંબાગાળા માટે ધીરે છે. તેમથી ચીન પોતાને જરૂરી મશીનો બનાવવાનાં મશીનો, વીજળી પેદા કરવાનાં યંત્રો અને ઝડપી ઉદ્યોગીકરણ માટે આવશ્યક તમામ મૂળભૂત જરૂરિયાતો ખરીદી શકશે. ચીની જનતાના નૂતન પ્રજાસત્તાકને પગભર કરવામાં મદદ કરવી એ દરેક લોકશાહી સ્વાતંત્ર્યપ્રેમીની પવિત્ર ફરજ

છે—એ સિદ્ધાંતને આધારે આ નવા કરારો ઘડાયા છે.

ચીન અને સોવિયેત સંઘ સુખદુઃખનાં સાથી બન્યાં હતાં. ક્રેમલીનના મિનારા પર મીઠો ઘંટારવ ગૂંજતો હતો. મોસ્કોના આકાશમાં સદાય ચમકતો ક્રેમલીનનો પ્રચંડ રત્નજડિત સિતારો આજે વિશેષ તેજસ્વી લાગતો હતો.. માણેકના રતુંગડાં કિરણો વધારે ઘેરાં બન્યાં હતાં ક્રેમલીનની અગાસી પરથી સ્તાલિન–માઓની નજર લેનિનની સમાધિપર પૂજ્યભાવે મંડાઇ હતી. એ મહાન ક્રાંતિકારની ભવિષ્યવાણીના પડઘા સંભળાતા હતાઃ

'રશિયા ચીન અને હિંદની પ્રજા દુનિયાનું ભાવિ નક્કી કરશે ! આ ત્રણ પ્રજાઓની માનવજાતમાં બહુમતી છે.'

આજે ત્રીજા ભાગની માનવજાત શાહીવાદની નાગચૂડમાંથી છૂટી પ્રગતિને પંથે વિરાટ પગલું ભરતી હતી. તેજસ્વી સિતારો ચમકતો હતો. મધુર ઘંટારવ રણકતો હતો. પેકિંગમાં હર્ષનાદ આભ ગજવતો હતો. યુવાન ચીન 'મોટાભાઇ સોવિયેત'ને અંતરના ઉમળકાથી ભેટતું હતું.

*

સોવિયેત સંઘમાં ત્રણ મહિના ગાળ્યા બાદ માઓ ત્સે તુંગ પેકિંગ પાછા ફર્યા તેને લગભગ એક વરસ પૂરું થવા આવ્યું છે. પરંતુ એટલા ટૂંકા સમયમાં પેકિંગમાં અદ્ભુત ફેરફારો થઇ ચૂક્યા છે. તેના ગઢના કળામય કાંગરાઓ, આલેશાન દરવાજાઓ, લીલોતરીના ઝૂમખાને સાંકળી લેતા વૃક્ષોની હારમાળાઓ અને તેના ઢળતા સોનેરી ખોરડાંઓ—પ્રાચીન ચીની ચિત્રકારનું એ માનીતું દૃશ્ય મળસ્કાના આછાં ધુમ્મસમાં આજે પણ એટલું જ આકર્ષક લાગે છે.

આજે આ પ્રાચીન સૌન્દર્ય સ્વચ્છ બન્યું છે પહેલા એના સુંદર અંગમાં ભરાયેલો મેલ ગંધાતો હતો. આજે તેની સુવાસ દુનિયા

બારમાં પસરે છે તેનો મઘમઘાટ મિત્રોને તેમ જ દુશ્મનોને નૂતન ચીનના અસ્તિત્વનું ભાન કરાવે છે. કારણ આજે ત્યાં નવી લોકશાહીનું મનોહર પુષ્પ ખીલી રહ્યું છે.

. નવી લોકશાહી ! જેના કલેવરમાં વસ્મો પહેના માઓએ ચીની આઝાદીનો આત્મા જોયો હતો તે નવી લોકશાહી ! નવી કારણ કે તે અપૂર્વ છે. અઢારમા સૈકાથી લોકશાહીની ભાવના માનવ માનસમાં જાગી છે ઈંગ્લાંડ, ફ્રાન્સ આદિ યુરોપના દેશોમાં લોકશાહી ક્રાંતિઓ થઈ છે ત્યાંના ઊગતા મૂડીવાદી વર્ગોએ આપખુદ સામંતશાહીનો સફળ સામનો કર્યો હતો. શ્રમજીવી પ્રજાએ તેને સાથ આપ્યો હતો. પરંતુ સામંતોના હાથમાંથી રાજસત્તા પોતાના હાથમાં આવી ગયા બાદ ક્રાંતિના મૂડીવાદી નેતાઓએ શ્રમજીવી પ્રજાને ક્રાંતિના મીઠાં ફળથી વંચિત રાખ્યા હતા. ચીનની નવી લોકશાહી આવી લોકશાહી કરતાં જુદી જ માટીની છે

લોકશાહીની બીજી મિસાલ છે સોવિયેત રશિયાની.

સન ૧૯૧૭માં એક નવા પ્રકારની ક્રાંતિના દુનિયાએ દર્શન કર્યાં હતાં. રશિયાના શ્રમજીવીઓએ મજૂરક્રાંતિ દ્વારા ઝારશાહીને ઉથલાવી પાડી હતી. મજૂરકિસાનોનું રાજ તેમણે સ્થાપ્યું હતું. સ્વદેશી મૂડીવાદને દફનાવીને તેમણે આંતરરાષ્ટ્રીય મૂડીવાદી સમાજ રચનામાં ગાબડું પાડ્યું હતું સોવિયેત રાજ એટલે મજૂર–કિસાનો માટે લોકશાહી અને મૂડીવાદીઓ માટે સરમુખત્યારી

ચીનની નવી લોકશાહી સોવિયેતની આ સમાજવાદી ક્રાંતિ કરતાં ય જુદી છે. એ જુદી છે કારણ કે બન્ને ક્રાંતિઓની ભૂમિકા જુદી છે. ઝારશાહી રશિયા સામ્રાજ્યવાદી શોષક દેશ હતો. ગઈ કાલનું ચીન શોષિત સંસ્થાન હતું. પરદેશી શોષકોને મારી હટાવવા માટે ચીનના રાષ્ટ્રીય મૂડીવાદીઓ ચીની મજૂર–કિસાનોની

[પડખે રહીને લડ્યા હતા. મ સ્થાનિક ચીનમા ઉત્પાદનના સાધનો પૂરતા વિકાસ પામ્યા નહોતા. તત્કાળ સમાજવાદ સ્થાપના જેટલી આર્થિક ભૂમિકા ચીનમાં તૈયાર નહોતી. વચગાળાના તબક્કામા મિશ્ર અર્થવ્યવસ્થા અનિવાર્ય હતી. તેમા રાષ્ટ્રીય ઉદ્યોગો સાથે અંગત મૂડીને પણ સ્થાન હતુ. ચીનની નવી લોકશાહી એટલે મજૂર-કિસાન મધ્યમ વર્ગ અને રાષ્ટ્રીય મૂડીવાદીઓ માટે લોકશાહી અને ગણ્યાગાંઠ્યા સામંતવાદીઓ તેમ જ શાહીવાદીઓના આડતિયાઓ માટે સરમુખત્યારી. નવી લોકશાહી એટલે જનતાની સરમુખત્યારી.

એમ તો તુર્કસ્તાનમા એક લોકશાહી ક્રાંતિ થઈ હતી. તે પણ એક સરયાન હતું. તુર્કી મજૂર-કિસાન અને મૂડીવાદીઓએ પણ સામંતશાહી તથા શાહીવાદને હરાવ્યા હતા. છતા ય એ ક્રાંતિનો પાલવ પકડી આવેલી લોકશાહી જૂના પ્રકારની રહી. કેમકે તેના મૂડીવાદી નેતાઓ એમ કહી શક્યા હતા કે 'આટલે જ બસ, એથી આગળ નહિ'

પરંતુ એ સન ૧૯૧૭ પહેલાનો જમાનો હતો. ૧૯૧૭ રશિયાની સમાજવાદી ક્રાન્તિનુ વર્ષ ! એ ઐતિહાસિક વરસ પછી જૂના પ્રકારની લોકશાહી અશક્ય બની ગઈ છે, કારણ, રશિયન ક્રાંતિએ દુનિયાના મૂડીવાદીને પાંગળો બનાવી દીધો છે; શ્રમજીવીઓનો સહાયક અજેય ગઢ ખડો થયો છે. તેણે નવા યુગ॥ દ્વાર ઉઘાડ્યા છે. આ યુગમાં નિર્માણ થતી તમામ લોકક્રાંતિઓ આંતરરાષ્ટ્રીય સમાજવાદનુ અંગ બની જાય છે, તે સોવિયેત રાજની છાવણીમા સ્થાન પામે છે.

દરેક ગુલામ રાષ્ટ્રના મૂડીવાદીઓને બે મોરચે યુદ્ધ ખેલવુ પડે છે. પરદેશી શોષક સાથે કોઇ પણ મૂડીવાદ કદી ય એકને હાથે લડી શક્યો નથી. આજ સુધી તેને કેડ સાથ આપનાર શ્રમજીવી વર્ગ

હવે જાગૃત છે. તેની સામે મૂડીવાદી નેતાઓની કૃત્રિમ મર્યાદાઓ ટકી શકતી નથી. તે ક્રાંતિની આગેવાની પોતાને હાથ ધારણ કરે છે; અને ક્રાંતિને આખરી મંજિલ સુધી પહોંચાડીને જ જંપે છે.

આજનો મૂડીવાદી નેતા ડામાડોલ બની જાય છે. ઘડીકમાં તે પરદેશી શોષક સામે ફુંફાડા મારે છે તો ઘડીકમાં તે જાગૃત જનતાના પુણ્યપ્રકોપથી ભડકીને પરદેશી દુશ્મન જોડે બાંધછોડ કરવા પ્રેરાય છે. માઓએ મૂડીવાદી નેતાઓનું હિરંગી રૂપ પહેલેથી જ પારખ્યું હતું અને એટલે જ તેણે સતત આગ્રહ જારી રાખ્યો હતો કે નવી લોકશાહી ક્રાંતિનો નેતા મજૂરવર્ગ જ હોઇ શકે—મૂડીદાર નહિ. મૂડીદાર બેધારી તલવાર વાપરે છે તો તેને પાંગરો કરે એવી બેવડી ચાલ જનતાએ ચાલવી જોઇએ. એમ કરવાની શક્તિ માત્ર કામદાર વર્ગમાં જ છે.

*

આજે ચીનમાં માઓના વિચારો મૂર્ત સ્વરૂપ પામી રહ્યા છે. નવી લોકશાહીની નવલખ પાંદડીઓ ખીલી રહી છે. તેનો પમરાટ ચારે દિશામાં ફેલાઇ રહ્યો છે પ્રાચીનકાળમાં પૌર્વાત્યોનું પાટનગર બનેલું પેકિંગ વચગાળામાં રેઢિયાળ તાલુકાગામ બની ચૂક્યું હતું તે આજે ફરી વિશ્વના પાટનગરોમાં પોતાનું ગૌરવવંતુ સ્થાન પ્રાપ્ત કરી રહ્યું છે. તેના હાર્દમાં મહાન પ્રસંગો આકાર લે છે. તેના ખૂણેખૂણાં નાનાવિધ કાર્યક્રમોથી મધપૂડાની માફક ગૂંજે છે. પરંતુ તેને વોશિંગ્ટનના ધમાલિયા જીવન સાથે સરખાવો તો સુંદર પેકિંગ શાંત છે. એ શાંતિ પોતાના સામર્થ્યના ભાનમાંથી, પ્રમાણિક આત્મવિશ્વાસમાંથી જન્મી છે તેની પ્રવૃત્તિઓ રચનાત્મક છે. એક મહિનો પણ એવો પસાર થતો નથી કે જ્યારે અહીં કોઈ રાષ્ટ્રીય અથવા આંતરરાષ્ટ્રીય પરિષદો ભરાતી ન હોય. આંતરરાષ્ટ્રીય વિદ્યાર્થી

પરિષદમાં ભાગ લેવા માટે દુનિયાભરના વિદ્યાર્થીઓ અહીં આવ્યા હતા. આંતરરાષ્ટ્રીય લોકશાહી સ્ત્રીમંડળને હિંદી સરકારે જાકારો આપ્યો ત્યારે તેણે પેકિંગનો આશ્રય લીધો હતો. ૭ કરોડ ૮૦ લાખની સભ્ય સંખ્યાવાળા અખિલ વિશ્વ મજૂર-મહામંડળના આશ્રય તળે એશિયા અને ઓસ્ટ્રેલિયાના કામદારોનું ભાવભર્યું સ્વાગત પણ પેકિંગે જ કર્યું હતું.

આઝાદ નૂતન ચીન આપમેળે એશિયાવાસીઓનો નેતા બની રહ્યું છે. નવી લોકશાહીની સુગંધ મિત્રોને મોહિત કરે છે, શત્રુઓમાં સનેપાત જગાડે છે. ચાંગને ફોર્મોસાના ટાપુમાં હાંકી હજુરી બેઠેલું અમેરિકા રાતદિન તરફડે છે. ચીનની વાટે દક્ષિણ પૂર્વના લોકો પણ શાહીવાદી ધુંસરી ફગાવી દે તો? દેશેદેશમાં તે પૂતળાં સરકારોને ડોલરિયા બખ્તર પહેરાવે છે. ક્રાંતિનો દીપ ઓલવી નાખવાની તેને ઘેલછા લાગી છે કોરિયા વાટે તે ચીનના સીમાડા સુધી પહોંચી જાય છે યાલુ નદીને પાર માંચુરિયાનાં કારખાનાઓ પર તેના બોંબ વરસે છે. પણ—

પણ પડકાર સંભળાય છે—ખબરદાર! અમારી મહામૂલી નવી લોકશાહીનું રક્ષણ કરવા અમે સમર્થ છીએ. માઓના સૈનિકોનો એ પડકાર છે. ચીની લશ્કર કોરિયાની વહારે ધાય છે. આજે ચીની હવાઇ દળનો કાફલો રવાના થવાનો છે. માઓ તેમને વિદાય આપવાનો છે.

હવાઇ મેદાનપર જતાં પહેલાં માઓ પેકિંગની 'અશ્રુ ટેકરી' પર જઇ રહ્યો છે જાપાની આક્રમણખોરોએ તેમ જ 'ત્રણ મહાન સિદ્ધાંતો'ના રાષ્ટ્રીય દુશ્મનોએ આ ટેકરી પર ચીનના લાખો બત્રીસલક્ષણા દેશભક્તોને જીવતા દાટયા હતા. માઓ એ શહીદોને અંજલિ આપવા જતો હતો.

તે વેગ ફુ ચીન સડકપરથી પસાર થયો. 'ફલૅાક સ્ટોર'ના પાટિયા-

પર નજર પડતા તેની આંખો ઠરી પડી. આ ફેશનેબલ દુકાનમાં પહેલા માત્ર શ્રીમંત ઘરાકો જ આવી શકતા. આજે તેની પત્રિકાઓ કારખાને કારખાને વહેંચાય છે. બાપુશાહી જમીનવ્યવસ્થામાંથી મુક્ત બનેલા ખેડૂત આજે બે પૈસા ખરચી શકે તેમ છે. તેને નિત-નવો માલ જોઇએ છે. કાપડ, રાચરચીલુ, પુસ્તકો—લાવો, લાવો, બસ લાવો! વેપારીઓની પેઢીઓમાં નાણાંનો ધોધ વરસે છે. નવી સરકારે ભાવો સ્થિર બનાવ્યા છે તેથી તેનું કશું જ નુકસાન થયું નથી. એક વરસમાં દસગણી ઘરાકી વધી છે. તેમાંથી ૪૦ ટકા જેટલા કિસાનો છે. ઝડપથી વિકાસ પામતી સહકારી વેપાર મંડળીઓ પણ અંગત વેપારીઓના માર્ગમાં અંતરાયરૂપ બનતી નથી કારણ ચારે તરફથી બજારો ખીલી રહ્યા છે.

માઓની આંખમાં અમી ભરાયાં. તેને આજે એક ગામડિયે લખેલો કાગળ મળ્યો હતો. ચીનમાં ખેતરો લહેરાતા હતાં. મોતન-વરણાં ડોકાં ડોલતાં હતાં. દુકાળોની ભૂમિ તરીકે નામચીન બનેલો દેશ આજે પોતાના દુષ્કાળપીડિત પડોશી હિંદને સસ્તે ભાવે એક લાખ ટન ચોખા આપવાનું વચન આપી શક્યો હતો! એ ખેત-રોને સમૃદ્ધ બનાવતી નવી લોકશાહીની નહેર-યોજનાઓ દિન ન દિન આગળ વધી રહી હતી. અત્યારસુધી તે હ્વાઇ નદીને ચીનના સપૂતો કાબૂમાં લાવી રહ્યા હતા. તોફાની નદીઓમાં યોગ્ય સ્થળે બંધ બાંધી તેના પૂર ખાળવા અને તેના વહેણને નહેરોની વિરાટ જાળમાં ફેલાવી, લાખો એકર જમીન ફળદ્રુપ બનાવવાના મનોરથ પૂર્ણ થવાનો દિવસ નજીક હતો. રાષ્ટ્રના નવનિર્માણમાં મશગૂલ બનેલા કિસાનોનું માનસ ઝડપથી બદલાઇ રહ્યું હતુ. આ મૂક પરિવર્ત-નમાં નવી સરકાર આગળ પડતો ભાગ ભજવતી હતી. તેણે નવો લગ્નધારો પસાર કરીને સ્ત્રીઓને અસલ આઝાદી બક્ષી હતી.

રચનાત્મક કાર્યમાં પરોવાયેલી એ આઝાદી સ્વચ્છંદ બની જાય એવો ભય નહોતો નહેરનું બાંધકામ કરવા ગએલ જુવાન વિધવા ગઇકાલના ખેતમજૂર પણ આજના શ્રમવીર ખેડૂત જુવાનના પ્રેમમાં પડી. આખા ગામે એમનાં લગ્નોત્સવમાં ભાગ લીધો. વર-વધુને વિચાર આવ્યો, 'ચેરમેન માઓ આપણા દુઃખના સાથી હતા તો પછી તેમને સુખના ભાગીદાર કેમ ન બનાવવા !'

તેઓ નવાં નવાં લખતાં વાંચતાં શીખ્યાં હતાં. તેમણે પોતાના વાંકાચૂંકા અક્ષરમાં કાગળ લખવા માંડ્યો. ગામમાં આ વાત ફેલાઇ ગઇ અને આખું ગામ કાગળ લખવા અધીરું બની ગયું. કોઇને પોતાની ગાય વીયાણી છે તેના ખબર આપવા હતા તો કોઇને કોરિયાનો જંગ જીતવાની બલામણ કરવી હતી. ગામના મા તરે તોડ કાઢ્યો કે સહુએ સાથે મળીને એક સહિયારો કાગળ લખવો કે જેથી 'આપણા કામદા ચેરમેન માઓ' તે સહેલાઇથી વાંચી શકે. એ જ કાગળ આજે માઓને મળ્યો હતો. ઉપર સરનામું લખ્યુ હતું:

'અમારા વહાલા ચેરમેન માઓ: ચીની જનતાના તારણહાર !'

માઓની આંખમાં હરખનાં આંસુ આવ્યાં. તે આગળ ચાલ્યો. નિશાળે જતાં ગલગોટાં જેવાં બાળકોનો કિલકિલાટ સંભળાયો. સન ૧૯૪૯માં ૧૪૩,૬૦૦ પેકિંગના બાળકોને પ્રાથમિક શિક્ષણ મળતું. આજે તેની સંખ્યા ૧૮૧,૨૦૦ સુધી પહોંચી છે. તેમના અભ્યાસની કક્ષા પણ સુધરતી જાય છે. વિદ્યાપીઠનાં દ્વાર મજૂર–કિસાન જુવાનો માટે ખુલ્લાં છે. પેકિંગમાં નિતનવા નાટ્યઘરો, સિનેમાગૃહો બંધાય છે. દેશપરદેશનાં ચિત્ર–પ્રદર્શનો ભરાય છે. આજે પેકિંગ ખરેખર એક મહાન સંસ્કારકેન્દ્ર બની ચૂક્યું છે. તેના પ્રવાહો ચીનભરમાં ફેલાય છે. લુહાર, સુતાર, મોચી, માળી—તમામ સંસ્કારી બની

રહ્યા છે. સમસ્ત ચીનની માફક તેનું પાટનગર પેકિંગ એક વિરાટ શિક્ષણધામ બની ગયું છે. ગઈકાલ સુધી જે દેશમાં જે પુસ્તકોની હજાર પ્રતો ખપવી પણ મુશ્કેલ હતી ત્યાં આજે એક લાખની આવૃત્તિ પણ ઓછી પડે છે!

'આઇ એ!—' માઓએ હાથ હલાવ્યો અને બાળકો માઓની આસપાસ વીંટળાઈ ગયા.

'ચેરમેન માઓ! નવું ગીત—' બે-ચાર બાળકો બોલી ઊઠ્યા.

'શાને માટે? તમને ઇનામ મળવું જોઈએ એવી વાત કઈ છે?' માઓએ હસીને પૂછ્યું.

'આજે અમારો પ્રતિજ્ઞાદિન છે. તમે કહો છો ને કે અમે આપણા દેશની 'આશા' છીએ? આજે તમામ વિદ્યાર્થીઓ તમને વચન આપશે કે તેઓ ખૂબ ખૂબ ધ્યાન દઈને ભણશે અને રાષ્ટ્રના નવસર્જનની જવાબદારી સંભાળવાની લાયકાત મેળવશે.'

કિલ્લોલ કરતાં બાળકો પોતપોતાને રસ્તે ચાલ્યાં ગયાં. એમાંથી એક આઠ દસ વરસનો મજૂર-બાળક માઓની આંગળી પકડીને તેની સાથે પેકિંગના રાજમહેલ તરફ જતો હતો. તેના મજૂર માબાપને વરસમાં એક મહિનો ચડતે પગારે રજા મળતી હતી. આ મહિનાની રજા ગાળવા તેઓ રાજમહેલમાં આવ્યાં હતાં. કારણ શાહી મહેલ હવે જનતાનું આરામગૃહ બની ગયો ... તેની નજીક

નગરની નવી મ્યુનિસિપાલિટીએ શહેરનું 'ડ્રેનેજ' સુધારી આપ્યું છે. મજૂરોનાં ગંદી ગલીઓ અને ઝૂંપડાઓ અદશ્ય થયા છે. તેની જગાએ સુઘડ મકાનો ઊભાં થયાં છે. એક વરસમાં જ નળના પાણીની સગવડ વધી છે—૧૩ ૫૦,૦૦૦ પેકિંગવાસીઓમાંથી ૧૨,૨૦,૦૦૦ને નળનું પાણી મળે છે.

માઓ રાજમહેલના ઉદ્યાનમાં પહોંચ્યો ત્યારે પેલા બાળકોના માબાપ સવારનો નાસ્તો કરતા હતા. તેમણે માઓને તળેલાં ઈંડાં ચાખવાનો આગ્રહ કર્યો પણ મોડું થતું હોવાથી માઓ આગળ વધવા આતુર હતો. પેલા બાળકે તેની જોડે 'અશ્રુ ટેકરી' પર જવાની જિદ્દ લીધી. નાસ્તો કરીને બન્ને જણા બહાર પડ્યાં ત્યારે મજૂર-માતાથી બોલાઇ ગયું:

'ચેરમેન માઓના રૂડા પ્રતાપ કે આજે આપણે રાજા-મહારાજાઓની જાહોજલાલી ભોગવીએ છીએ. જુગ જુગ જીવજો અમારા તારણહાર !—૧૦,૦૦૦ વરસની તને આવરદા મળો !'

ત્યારે માઓની આંખ 10000 લી લાંબા ચીની પ્રગતિપંથ પર મંડાઈ હતી. તેની આંગળી પકડીને ચાલતો બાળક, જાણે તેનું મન વાંચી શકતો હોય તેમ, વિચારમાં તલ્લીન હતો. શહીદોના કીર્તિસ્તંભ-અશ્રુટેકરી તરફ તેમના પગ તેમને દોરી જતા હતા; પણ મન દૂર દૂર સુધી ઉડાન કરી રહ્યું હતું. આભમાં તરતી ગુલાબી વાદળીઓ રતુંબડી બની રહી હતી. તેના પર બાલ-રવિનાં સોનેરી તેજ છંટાતાં હતાં. મધ્યસ્થ સરકારના ધ્વજસ્તંભ પર નવી લોકશાહીનો નૂતન ધ્વજ લહેરાતો હતો. તેના લાલ ફલક પર પાંચ સોનેરી તારાઓ ચમકતા હતા. અને માઓ શહીદોની સમાધિ પાસે આવી ઊભો હતો. તેની સાથે આવેલા બાળકે સમાધિ પર ફૂલ ધરાવ્યા. તેને વહાલથી પડખામાં લઇને માઓ ગંભીર અવાજે બોલ્યો:

'આવ, આપણે આપણાં શહીદોને વચન આપીએ કે તેમના રુધિરે સીંચેલી નવી લોકશાહીની વેલ આપણે ચીમળાવા દઈશું નહિ. દુનિયાનો શાહીવાદ સાંભળી લે કે એના અનુપમ પુષ્પમાં લાખો શહીદોની અને કરોડો દેશભક્તોની શૌર્યસૌરભ સમાઈ છે. એની સામે ઊંચી આંખ કરનાર આંધળો બની જશે, હાથ ઉગામનાર અપંગ બનશે. જીવન મોતને કારશે.'

વાદળાંઓ તરતા હતાં. પારેવાં ઊડતાં હતાં. માઓએ ઊંચે જોયુ. તેના વિશાળ ભાલપ્રદેશ પર વાળ વિખેરાઇ ગયા. તેની આંખો ચમકતી હતી—

'આપણે ૧૦૦૦૦ લીનો પંથ કાપવો છે, દીકરા! આપણે વિશ્વશાંતિ ઝંખીએ છીએ. પરંતુ એ શાંતિ ન્યાયી હોવી જોઇએ. દરેક રાષ્ટ્રને આઝાદ બનવાનો, ને પોતાની પ્રજાની ઇચ્છા અનુસારનું રાજતંત્ર ઘડવાનો હક્ક છે એ વાત દુનિયાનાં માંધાતાઓને સ્વીકારવી પડશે.'

સૂરજ ઊંચે ચડતો હતો. દક્ષિણનો મીઠો પવન વહેતો હતો. પેકિંગ રેડિયો પરે નૂતન ચીનનું રાષ્ટ્રગીત ગવાતું હતું. તેની સ્વરલહરીઓ વાયુમંડલમાં પથરાતી હતી—

'એશિયા પર લાલિમા છવાય છે—'

'આવ, આપણે આપણાં શહીદોને વચન આપીએ કે તેમના રુધિરે સીંચેલી નવી લોકશાહીની વેલ આપણે ચીમળાવા દઈશું નહિ દુનિયાનો શાહીવાદ સાંભળી લે કે એના અનુપમ પુષ્પમાં લાખો શહીદોની અને કરોડો દેશભક્તોની શૌર્યસૌરભ સમાઈ છે. એની સામે ઊંચી આંખ કરનાર આંધળો બની જશે, હાથ ઉગામનાર અપંગ બનશે. જીવન મોતને ડારશે.'

વાદળાંઓ તરતાં હતાં. પારેવાં ઊડતાં હતાં. માઓએ ઊંચે જોયું. તેના વિશાળ ભાલપ્રદેશ પર વાળ વિખેરાઈ ગયા. તેની આંખો ચમકતી હતી—

'આપણે ૧૦૦૦૦ લીનો પંથ કાપવો છે, દીકરા! આપણે વિશ્વશાંતિ ઝંખીએ છીએ. પરંતુ એ શાંતિ ન્યાયી હોવી જોઈએ. દરેક રાષ્ટ્રને આઝાદ બનવાનો, ને પોતાની પ્રજાની ઇચ્છા અનુસારનું રાજતંત્ર ઘડવાનો હક્ક છે એ વાત દુનિયાનાં માંધાતાઓને સ્વીકારવી પડશે.'

સૂરજ ઊંચે ચડતો હતો. દક્ષિણનો મીઠો પવન વહેતો હતો. પેકિંગ રેડિયો પર નૂતન ચીનનું રાષ્ટ્રગીત ગવાતું હતું. તેની સ્વરલહરીઓ વાયુમંડલમાં પથરાતી હતી—

'એશિયા પર લાલિમા છવાય છે—'

